પીઆનો ઉપર ચાળાકીથી દેખાડી શ્રોતાજનોની સાબાશી મેળવી હતી, અને તેથી મારાં દુઃખી જીવને ઘણો સંતોષ ને સધ્યારો મળ્યો હતો.

આ ચાર શિષ્યો જો પોતાનો અભ્યાસ મારી માંફક જીંદગી સૂધી ચાલુ રાખશે તો હું હિમ્મતથી કહી શકું છું કે ભવિષ્યમાં તેઓ મોટા મ્યુઝિશયનોની સંફમાં બિરાજી શકશે એવી તેઓની સંગીત તરફ કુદરતી વળણુ છે.

આ છેલ્લા 'પીઆનોફૉર્ટ રીસાઇટલ'નાં આમંત્રણુ 'કાર્ડ' અને 'પ્રોગામ' આ પુસ્તકમાં સાચવી રાખવાની નેમથી દાખલ કરૂં છું.

આ 'પીઆનોફૉર્ટ રીસાઇટલ'નો હેવાલ હું વિસ્તારીને લખું તેનાં કરતાં અત્રેનાં આગેવાન ઇંગ્રેજી અને ગુજરાતી વર્ત્તમાન-પત્રોમાં આવેલા હેવાલ વાંચવાની, તેમજ આ પ્રસંગે મળેલા વાઈસરોય, ગવરનર, ને ત્રીનીતી કૉલેજનાં, તેમજ જાણીતા શેહરીઓ, મિત્રો, દિલસોઝ ભાઇઓ-બ્હેનોનાં સેંકડો કાગળોમાંથી માત્ર ગણત્રીનાં થોડાંક વખાણુનારાંઓનાં સુવિચારો ને સુવચનો વાંચવા વાંચક-વર્ગને વિનન્તી કરૂં છું.

જે 'મીશન' લઈને આ અવનિમાં હું આવી હતી, તે 'મીશન' ૫૦ વર્ષો સૂધી ચાલુ રાખી આ વર્ષની આખેરીએ હું મારા ધંધામાંથી ૬૯ વર્ષની વય પૂરી થતાં ફારેગ થાવું છું. હવે ઝાઝું જીવવાની મને જરૂર નથી; કારણુ જે વ્હાલાંઓને મેં ખોયાં છે, તેઓને શોધવા જવા ઇંતેજાર છું! હું ઇચ્છું છું કે તે શોધ-ખોળમાં સર્વેશ્વર (ખુદા) મને સાહ્ય થઇ શાંતિઃ બક્ષે!

અથ જમીઆદ યથા આફરીનાંમે!

ભીખાઈજી. લી. પાલમકોટ.

Miss Bhikhaiji. L. Palamkote

requests the pleasure of the company of

at the

**Farewell Pianoforte Recital**

on the occasion of

**The Golden Jubilee**

of her

**DIVINE ART-MUSIC**

(1885—1935.)

under the distinguished Patronage of

HIS EXCELLENCY THE RIGHT HONORABLE LORD BRABOURNE, G. C. I. E., M. C.
GOVERNOR OF BOMBAY.

AND HER EXCELLENCY LADY BRABOURNE,

**Sir Shapoorjee B. Billimoria, Kt., Sheriff of Bombay,**

has graciously consented to preside and

**Lady Jerbai Shapoorji Billimoria,**

to distribute the Trinity College of Music London Certificates; and Prizes and Silver Medals to her successful pupils at the

**TOWN HALL,**

on Sunday, the 6th January 1935 at 5-30 P. M. (S. T.)

An answer is requested **before** the 1st January 1935.
**88, CUMBALLA HILL, BOMBAY. 6.**

THE J N PETIT PARSI ORPHANAGE CAPTAIN PRINTING WORKS, PAREL, BOMBAY.

## ૧૯૩૫ નાં "ફેરવેલ પીઆનોફૉર્ટ રીસાઇટલ" વિષે જાહેર છાપાનો મત.

---

"પારસી બાનુ પીએનીસ્ટની ગોલ્ડન જુબીલી."

---

"મીસ ભીખાઇજી. એલ. પાલમકોટ તરફનો ફત્તેહમંદ 'ફેરવેલ પીએનોફોરટ રીસાઈટલ.'



"લાગટ ૫૦ વરસો સુધી મ્યુઝીકનાં આલાખુદાઈ હુન્નરને પોતાની જીંદગી અર્પણ કરનાર પારસી બાનુની થયલી સ્તુતી.

---

"મુંબઇનાં જાણીતાં પારસી બાનુ મ્યુઝીશીઅન અને મ્યુઝીક ટીચર મીસ. ભીખાઇજી એલ. પાલનકોટે ૧૮૮૫ માં સ્થાપેલી ડીવાઇન આરટ-મ્યુઝીકની ગોલ્ડન જુબીલી ચાલુ સાલમાં પડતી હોવાથી એ પ્રસંગની ઉજવણી અરથે ગઇ સાંજે ૫-૩૦ કલાકનાં અમલે મીસ પાલમકોટ તરફથી ફેરવેલ પીઓનોફોરટ રીસાઇટલ અત્રેનાં ટાઉન હૉલ મધે કરવામા આવ્યો હતો, જે વેળા મુંબઇનાં શેરીફ સર શાપુરજી. બી. બીલ્લીમોરીઆ પ્રમુખપદે બીરાજ્યા હતા. આ "રીસાઇટલ" ને મુંબઇના નામદાર ગવરનર અને લેડી

ઓર્ગનની પેટ્રોનેજ મળી હતી. આ મેળાવડાને માટે કશીબી ટીકીટસ કાઢવામાં આવી હતી નહી, પણ મીસ પાલમકોટના આગલાં તેમજ હાલના શીષ્યો, તેઓના વાલીઓ તથા પોતાના મીત્રો, શુભેચ્છકો તેમજ ભલું ઇચ્છનારાંઓને ખાસ આમંત્રણથી બોલાવવામાં આવ્યાં હતાં, જેઓની એક અતી મોટી સંખ્યા ટાઉન હોલમાં ઉતરી પડી હતી.

પ્રોગ્રામ ઉપર નજર નાખતાં બીથોવન, હાઇડન, મોઝારટ, શોપે', એલીની, ઓબર, ઓફનબાક તેમજ લીસ્ટ જેવા જગપ્રસીદ્ધ કમપોઝરસનાં "પીસીસ" દેખાતા હતા. પ્રોગ્રામની શરૂઆત બીથોવનનાં દુનયાવરણનાં જાણીતા સોનાટા (ઓપસ ૨૭. નંબર ૨) સાથ થઈ હતી, જે મીસ પાલમકોટે પોતે સર્વેની પ્રસંસા વચે વગાડયો હતો. આ બુઝોરગ બાનુ મ્યુઝીશીઅને આગલીજ "પ્રેસ"થી સઘળા પીસ કરયા હતા. છેલ્લી આઇટેમ "Leschetizky" નું "Andante Finale De Lucia di Lammermoor" હતું, જે બીકટ "પીસ" મીસ પાલમકોટે એકલા હાથે વગાડીને હાજર રહેલાં ઓની શાબાસી મેળવી હતી, જયારે પીએનો સોલો, ડયુએટ અને ત્રીઓનાં બીજા 'પીસીસ" ઘણી તારીફ લાયક રીતે રજુ કરવામાં આવ્યા હતા.

લેડી બીલીમોરીઆએ મીસ પાલમકોટનાં શીષ્યોને ત્રીનીટ કોલેજ ઓફ મ્યુઝીક (લંડન) ની સર્ટીફીકેટસ તથા ઇનામો અને મેડલસ એનાયત કરવા બાદ પ્રમુખપદેથી સર શાપુરજી બી. બીલીમોરીઆએ વીવેચન કરતાં જણાવ્યું હતું કે મીસ બીખાઇજી પાલમકોટ અચ્છાં મ્યુઝીશીઅન તરીકે મોટી નામના ધરાવે છે. અને આજે ૫૦ વરસો પછી

તેવણુ પોતાના આર્ટની ગોલ્ડન જુબીલી ઉજવે છે. એલેકઝાન્ડ્રા સ્કુલમાં ઇંગ્રેજી અને મ્યુઝીકની તાલીમ લેવા બાદ તેવણે ક્લાસ ખોલ્યો હતો અને અત્યાર સુધીમાં પાંચ-પચીસ કે સો નહી પણ હજારો છોકરીઓ તેવણુના હાથ નીચે શીખી ગઇ છે. મ્યુઝીકની તેવણુની તાલીમ એટલી તો સંગીન હતી કે લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની બીકટ પરીક્ષાઓમાં બેઠેલા તેવણુનાં ૨૪૪ શીષ્યોમાંથી ફક્ત ૨૭ જણાઓજ નીષ્ફળ નીવડયા છે. પસાર થયેલી છોકરીઓમાંથી ૭૮ છોકરીઓ તો ડીસટીંકશન સાથ પસાર થઇ હતી અને આજે ઘણીકો તો માતાઓ અને કેટલીક તો મોટાંમાય પણ બની છે. મીસ ભીખાઇજી પાલમકોટે પોતાની આખી જીંદગીજ ગોયા મ્યુઝીકને અર્પણ કરી છે, અને આજનો તેમનો કોનસરટ ૧૬ મો છે. તેવણુ સખાવતી દાઝનાં છે, અને અત્યાર સુધીમાં રૂ. ૧૫,૦૦૦ ની રકમ જુદાં જુદાં ધરમખાતાંઓને કોનસરતસ કરીને અપાવી છે, જે સ્તુતીકારક છે. મ્યુઝીકનાં આલા હુન્નરને સંપુરણપણે પોતાનો બનાવનાર આ બાનુ મુંબઇ જેવાં શહેરમાં એક કોનસરટ હૉલ નહી હોય એ માટે પુષ્કળ અજાયબ થયાં હતાં. અને તેથી તેવણે એક ફંડ ઉભું કરયું. અત્રે એક કોનસરટ હૉલ બાંધવા સારૂ ઓછામાં ઓછા રૂ. ૨ લાખ જોઇએ, પણ તેવણુ રૂ. ૨૫,૦૦૦ જેટલી રકમજ ભેગી કરી શકેલાં હોવાથી તેવણે આ વીચાર પડતો મુકીને તે રકમ લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકને એવી શરતે આપી કે તેમાંથી પારસી છોકરા છોકરીઓને ઇનામો આપવાં. મીસ પાલમકોટ અનેક સર્ટીફીકેટસ ધરાવે છે, જેમાંની એક નામદાર વાઇસરોય અને બીજી લંડનની કોલેજ તરફની છે. આંખની નબળાઇને લીધે તેવણ હવે પોતાનાં ધંધામાંથી

ફારેગ થાય છે. અને આપણે ઇચ્છીશું કે તેવણ લાંબા આયુષ્ય ભોગવે. આ ફેરવેલ કોનસરટ કહેવાય છે, પણ મને ઉમેદ છે કે મીસ પાલમકોટ શાહી જુબીલીને ટાંકણે આપણને એક કોનસરટની મોજ ચખાડશે. તેવણ ભલે પોતાના ધંધાથી ફારેગ થાય, પણ આ હુન્નરને તો તેવણ નહીંજ છોડશે એવી હું આશા રાખું છું.

મી૦ બહેરામ એન. કરંજીયાએ પ્રમુખ તથા તેમના મહેરબાનો આભાર માનયો હતો.

૭ મી જાનેવારી ૧૯૩૫. "જામે જમશેદ."



"ટાઉન હૉલમાં ગયા રવીવારનો ભવ્ય કોનસર્ટ.



"મીસ ભીખાઇજી ભીમજી પાલમકોટનો ફેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ.



કોમ-પરકોમના જાણીતાં નર-નારીઓની મોટી હાજરી— સર શાપુરજી બીલીમોરીયાએ મીસ ભીખાઇજી પાલમકોટની ઉંચ સંગીત સેવાની કરેલી પ્રસંશા.



"નામદાર લોર્ડ અને લેડી બ્રેબોર્નની પેટ્રોનેજ હેઠળ તેમજ મુંબઇના શેરીફ સર શાપુરજી. બ. બીલીમોર્યાનાં પ્રમુખપદ હેઠળ ગઇ તા૦ ૬ઠી જાન્યુઆરીએ ટાઉન હોલમાં એક ભવ્ય

મેળાવડો ભેગો થયો હતો. આ પ્રસંગ મીસ ભીખાઇજી પાલમકોટના ખુદાઈ હુનર—મ્યુઝીક-શરૂ કીધો તેનો ૫૦ વર્ષોનો મહોત્સવ હતો. મીસ ભીખાઇજીએ ૧૮૮૫ માં મ્યુઝીક શરૂ કર્યું હતું અને ૧૮૮૬ માં અલેકઝાન્ડ્રા ઇન્સ્ટીટયુશનમાંથી એમને ધી ગાટલીબોઇ મ્યુઝીક પ્રાઇઝ મળ્યું હતું. મીસ ભીખાઇજીને પચાસ વર્ષો સુધી પીછાણનાર મીસ શીરીનમાય માણેકજી ખરશેદજી, કે જેવણ બાઇ શીરીનબાઇ મંચેરજી કામા સાથે ટાઉન હોલમાં કોનસર્ટ વેળાએ હાજર હતાં, તેવણે આ શુભ પ્રસંગે મોકલેલા પ્રસંસા-પત્રની થોડીક લીટીઓ રજુ કરેલી પ્રસંગોપાત લેખાશે.

## મીસ ભીખાઇજી પાલમકોટની સેવાની પ્રસંશાઓ.

"......Many thanks for your kind invitation for the Golden Jubilee of your heavenly vocation. Truly I am in ecstacy for it, because from your girlhood when you were a pupil of the Alexandra Institution, I have been interested in your welfare. Thus notwithstanding our scanty contact I have observed with glowing delight your growing glory in music—the etherial of all the fine arts. you have not only achieved mastery in the art but have been blessed by God with the rare blessings of having enjoyed it profitably and disbursed its privileges to countless others for the long period of half-a-century......Wishing God will continue to bless you healthily and profitably to celebrate even your Diamond Jubilee".

એ ઉપરાંત નામદાર વાઈસરૅાય તેમજ ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક અને બીજા ઘણાં નામીચા જાહેર પુરૂષો તરફથી પણ તેમને વખાણનાં કાગળો મળ્યાં હતાં.

ટાઉન હૅાલમાં જાણીતા શહેરીઓ, અને મીત્રો અને વખાણનારાંઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. જેઓથી હૅાલ ચીકાર ભરાઈ ગયો હતો. ઉપરાંત ત્રીનીટી કોલેજના લોકલ સેક્રેટરી, તેમજ પ્રોફેસર લાગાતોલા, એલ. એન. આર. સી. એમ., જેવણ નેપલ્સની રૅાયલ કોલેજ ઓફ મ્યુઝીકની ડીગ્રી ધરાવે છે, તેમની હાજરી પણ ધ્યાન ખેંચનારી થઈ પડી હતી, જેવણે મીસ ભીખાઈજીને ધન્યવાદ આપી એમના શીષ્યોને સાબાશી આપવા ફરમાવી ગયા હતા.

### ૬૯ વરસની વૃધ્ધ વયે ૨૦ વર્ષની જવાન છોકરીના જુસ્સા સાથે મીસ ભીખાઇજીએ વગાડેલો બીકટ પીસ—તેમના શીષ્યોના ફતેહમંદ દેખાવ.

કલાસીકલ મ્યુઝીકનો પ્રોગ્રામ મીસ ભીખાઈજીએ બીથોવનનો એક આખો બીકટ 'સોનાતા' વગાડી શરૂ કીધો હતો; જે એમની ૬૯ વર્ષની વૃધ્ધ વય તરફ જોતાં ૨૦—૨૫ વર્ષની એક છોકરી વગાડે એવી સફાઇથી ને સેહલાઇથી વગાડી શ્રોતાજનોની ભારે પ્રસંશા પામ્યો હતો. જે પછી એમના માત્ર ૪ શીષ્યોએ દસ 'આઇટમો' એક પછી એક, ત્રણ સોલો, ચાર ડયુએત્સ ને ત્રણ ત્રીયોઝને ઇન્સાફ આપ્યો હતો. મોઝાર્ટ, બીથોવન, હાઇડન, શોપેં, બેલીની, ઓબર, લીસ્ટ જેવા મહાન મ્યુઝીશ્યનોનાં મ્યુઝીક પોતાની મેળે સમજી પ્રેકટીસ કરીને જાહેરમાં સઘળાંએ પહેલ્લીજ દેખાવ ફતેમંદ રીતે કરી શ્રોતા-

જનોનાં મન રીજવ્યાં હતાં. મીસ ભીખાઇજીની શીક્ષણ આપવાની ઉંચી રૂઢીનું આ શુભ પરીણામ હતું.

મીસ ભીખાઇજી પાલમકોટના ચાર શીષ્યોએ વગાડેલા ભારી 'પીસીસ" વખાણવા લાયક હતા, અને સર્વેની સાબાશી મેળવી હતી, જેઓ મીસ મની ફીરોજશાહ મીસ્ત્રી, મીસ મહેરાં બહેરામજી કરંજયા, મીસ રતી એરચશાહ હીરજી-બેહેદીન અને મીસ રોદા ફીરોઝ કરાઇ હતાં.

પ્રોગ્રામનો છેલ્લો 'પીસ' મીસ ભીખાઇજીએ ફકત ડાબા હાથે લગભગ મોંહડે વગાડયો હતો. આ મુશ્કેલ 'પીસ' એવી છટા, સમજદારી, અને લાગણીથી પોતાનો soul તેમાં મુકીને વગાડયો હતો કે તે સર્વેની પ્રસંશા મેળવી શકયો હતો.

પ્રોગ્રામ પુરો થવા પછી લેડી બીલીમોર્યાએ લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની સર્ટીફીકેટસ, તથા મીસ ભીખાઇજી તરફથી મ્યુઝીક બુકસનાં ઇનામ, અને ગોલ્ડન જ્યુબીલીની યાદમાં ખાસ બનાવેલા રૂપાંનાં ચાંદો શીષ્યોને ભેટ આપ્યા હતાં.

"ગોડ સેવ ધી કીંગ" ત્રીયોના આકારમાં ગોઠવીને તેમના શીષ્યોએ મેળવેલી સાબાશી.

પ્રોગ્રામની છેવટે એક ધ્યાન ખેચનારૂં મ્યુઝીક હતું—ગોડ સેવ ધી કીંગ, જે મીસ ભીખાઇજીએ ત્રીયોના આકારમાં ગોઠવી આપી પોતાના ત્રણ શીષ્યો પાસે સામટું વગડાવ્યું હતું, અને તે તાલીઓનાં અવાજ વચ્ચે પુરૂં થયું હતું. અમો જાણયે છીયે ત્યાં સુધી 'ત્રીયો' તરીકે પીઆનો ઉપર પેહલવહેલુંજ તે રજુ થયું હતું.

## સર શાપુરજી બીલીમોરીયાનું ભાશણ.

પ્રમુખ સર શાપુરજી બીલીમોરીયાએ ભાશણ કરતાં જણાવ્યું કે આજે આપણે સર્વે મીસ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટનાં સંગીત સાથનાં સંબંધની ૫૦) વરસની ગોલડન જુબીલીનો મોહત્સવ ઉજવવા ભેગાં મલ્યાં છીએ. મીસ ભીખાઇજી પાલમકોટ સંગીત શીક્ષીકા તરીકે આપણી પારસી કોમ માંહે ઘણાં જાણીતાં બાનુ છે કે જેઓની ઓળખ કરાવવાની ભાગ્યે જરૂર હોય. એઓએ પોતાની અંગ્રેજી તથા સંગીતની શરૂઆતની કેળવણી અત્રેની જાણીતી અલેકઝાન્દ્રા સ્કુલ માંહે લીધી હતી. સ્રી કેળવણીના એક પાયોન્યર શુભેચ્છક મરહુમ મી૦ માણેકજી ખરશેદજીએ જો આ સ્કુલની સ્થાપના તે વેળાએ કરી ન હોત તો મીસ ભીખાઈજી પાલમકોટ આપણી સમક્ષ એક સંગીતના કુશળ બાનું પ્રોફેસર તરીકે આજે ટાઉન હોલ માંહે હાજર રહેવાને શકતીવાન થાત નહી. એવણ આ મહાન કેળવણીકારને મોટાં માન તથા આભાર સાથ સદા યાદ કરે છે.

## મીસ ભીખાઈજી પાલમકોટની ઇંગ્રેજી સંગીત શીક્ષક તરીકેની ૫૦ વરસની સેવાઓ.

મીસ ભીખાઇજી પાલમકોટ લગભગ ૪૫ વરસ થયાં અંગ્રેજી મ્યુઝીકનું ઉંચું શીક્ષણ આપે છે. એવણે ૧૯૦૧ થી ૧૯૩૪ સુધીમાં ૨૪૪ શીષ્યોને ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકના ઉમેદવારો તરીકે મોકલ્યાં હતાં, તેમાંથી ફકત ૨૭ શીષ્યો નીશફળ નીવડયાં હતાં.

પસાર થયલાં ૨૨૭) વીધાર્થીઓમાંથી ૭૮) જણાં માનસહીત પસાર થયાં હતાં. “થીઅરી” અને પીઆનોની પરીક્ષામાં

સો ટકા પરીણામ ૨૮) વખત આવ્યું છે. આવું સુંદર પરીણામ લાવવા માટે મીસ પાલમકોટ વાજબી રીતે મગરૂરી લઇ શકે. પરીક્ષા આપનારાંઓ ઉપરાંત બીજાં હઝારો શીષ્યો એવણના હાથ નીચે સંગીતની તાલીમ મેળવવા પામ્યાં છે, અને કોઇક દાખલામાં તો જે માતાઓ એવણના હાથ તળે શીખી ગયાં, તેવોની બેટીઓ અને તેવોનાં બચ્ચાંઓ પણ શીક્ષણ લેવા પામ્યાં છે. એમ કરી એવણ ત્રણ પેઢીને શીખવવાને ભાગ્યશાળી નીવડયાં છે. આવાં એક હુમદીન કુશળ બાનું શીક્ષક તરફથી મળતી મ્યુઝીકની "સાયનટીફીક ત્રેનીંગ" અને ઉંચી તાલીમ તબીયતને ઉત્તેજન આપવાને બદલે કેટલાંક પારસી માબાપો મોટી મોટી ફી આપી પરજાતો પાસે પોતાની ઉધરતી છોકરીઓને મ્યુઝીકની લે-ભાગુ તાલીમ અપાવે છે. અને મોટે ભાગે અધુરી તાલીમ લેવાને સબબે પઇસા તેમજ વખતની બરબાદી કરવામાં આવે છે.

## મીસ ભીખાઇજી પાલમકોટને મળેલું મોહ્‌ટું મ્યુઝીક માન—તેમની સખાવતો.

એ વરસની વાત ઉપર મીસ ભીખાઇજી પાલમકોટને લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકના એકેડેમીક લાઇફ મેમ્બર તરીકે નેમવાનું અસાધારણ માન મળ્યું છે, કે જે માન એકેડેમીના ૫૦) વીખ્યાત યુરોપ્યન મ્યુઝીશયનોજ ધરાવે છે. એવું અનુપમ માન એક હીન્દી અને ખાસ કરીને પારસી બાનુ મેળવવાને નસીબવંત નીવડયાં છે, તે જેટલું મીસ પાલમકોટને અતીશય માનભર્યું છે, તેટલુંજ આપણી પારસી કોમને મગરૂરી લેવા લાયક છે. મીસ ભીખાઇજી પાલમકોટે પોતાની આખી જીંદગી આ ખુદાઈ હુન્નરને અર્પણ કરી છે,

એવણુને કોઇનો વારસો, હીસ્સો કે ફાળો મળ્યો નથી, પણ પોતાના નાદર હુન્નરના પ્રતાપે ૧૫) કોનસરટસો, તે માંહે ખુદ ૧૩) આ ટાઉન હોલ માંહે એખલે હાથે 'ઓરગેનાઇઝ' કરી તેની ઉપજમાંથી રૂ. ૧૫,૦૦૦) ની રકમ હોસ્પીટાલો તથા સખાવતી અને જાહેર ખાતાંઓમાં આપી પુન્ય હાંસલ કર્યું છે.

### તેમના કોનસર્ટ હોલ ફંડનો વાજબી ઉપયોગ.

આ શહેરમાં કોનસર્ટ હોલ નહીં હોવાથી એવણે એ બાબેનું એક 'ફન્ડ' ઉભું કર્યું હતું. આ આગેવાન શહેરમાં તેના દરજ્જાને શોભા આપતો એક કોનસર્ટ હોલ બંધાવવા માટે રૂપીઆ બે લાખની જરૂર હતી, પણ કમનસીબે તેટલાં નાણાં ભેગાં કરી ન શકવાથી રૂા. ૨૫,૦૦૦) ની રકમનાં વ્યાજમાંથી ઝોરાસ્ત્રીયન પારસી છોકરાઓ તથા છોકરીઓ જેઓ 'ડીપલોમા'ની A. T. C. L., L. T. C. L., F T. C. L., ની પરીક્ષામાં જે સઉથી સરસ માર્કસ સાથે પાસ થાય તેઓને રોકડ ઈનામ અને સોનાના ચાંદ આપવા માટે લંડનની, ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકને સ્વાધીન કરી છે, કોનસર્ટસથી મેળવેલાં સઘળાં નાણાં રૂ. ૧૫,૦૦૦) અને કોનસર્ટ હોલ ફંડના રૂ. ૨૫,૦૦૦) મળી કુલ્લે રૂ. ૪૦,૦૦૦) મીસ ભીખાઇજીએ આ ખુદાઇ હુન્નરની બક્ષેસથી સખાવતમાં આપ્યાં છે. એ એવણ માટે ઘણુંજ શોભાભર્યું છે.

### મીસ ભીખાઇજી પાલમકોટના વીદ્યાર્થીઓએ પોતાની 'ગ્રેડ' કરતાં ચઢયાતું મ્યુઝીક રજુ કર્યું છે.

આજે તમો સર્વેએ મીસ પાલમકોટના વીદયાર્થીઓને સાંભળ્યાં છે, તેઓ માટે મને મીસ ભીખાઇજીએ ખાત્રી આપી છે કે તેઓએ સઘળું મ્યુઝીક પોતાની મેળે કીધું છે. અને

મીસ પાલમકોટે ફક્ત કાને સાંભળ્યું છે અને દરેક જણે પોતાની 'ગ્રેડ' કરતાં ચઢતું મ્યુઝીક વગાડયું છે. એવણે એવી રીતે શીખવ્યું છે કે છોકરાંઓએ પોતાની મેળેજ કીધું છે. અને મીસ પાલમકોટે ફક્ત કાને સાંભળ્યું છે અને દરેક જણે પોતાની 'ગ્રેડ' કરતાં ચઢતું મ્યુઝીક વગાડયું છે. એવણ એવી રીતે શીખવે છે કે છોકરાંઓ પોતાની મેળેજ સમજીને કરી શકે.

આ શીષ્યોએ ત્રીનીટી કોલેજ તરફથી સર્ટીફીકેટસ મેળવી છે. પણ ઇનામ ને રૂપાનાં ચાંદ મીસ ભીખાઇજી તરફથી એક છેલ્લી યાદ તરીકે આ ફત્તેહમંદ વીદયાર્થીઓને આપવામાં આવ્યાં છે, કે જેઓએ જાહેરમાં આ પહેલ્લીજ વખત દેખાવ દીધો છે. આ વીદયાર્થીઓ હજી પણ પોતાનો અભ્યાસ જીંદગી સુધી ચાલુ રાખે એવું ઇચ્છું છું.

છેવટે હું મીસ ભીખાઇજી પાલમકોટને લાંબી જીંદગી, તન્દરૂસ્તી અને એવણના ધંધા માટે ચાલુ ફત્તેહ ઇચ્છતાં દુઆ ગુજારૂં છું કે એવણ પોતાની 'દાયમન્ડ જુબીલી' ઉજવવા લાંબુ આયુષ્ય ભોગવે.

મી૦ બેહેરામજી કરંજીઆએ સર શાપુરજી, લેડી બીલીમોરીયાનો તેમજ મેસર્સ હોરમસજી. દી. જસુભાઇ, જેહાંગીર. શો. બેનકર, મેહરજીભાઇ શો. મેહતા અને ફરામરોઝ. અ. દુબાશનો તેઓની ભારે મેહેનત અને દીલસોઝી માટે ઉપકાર માન્યો હતો.

પ્રમુખ ઉપરાંત લેડી બીલીમોરીયા વીગેરેને ફુલોના તુરા એનાયત કરી 'પીઆનો લીયો' તરીકે ગોડ સેવ ધી કીંગના

સુંદર સરોદ વગાડી, તાલીઓના અવાજ વચ્ચે 'ફેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ' પુરો થયો હતો.

આ ખુદાઈ હુન્નરથી મોસ ભીખાઈજી પાલમકોટે રૂ. ૪૦,૦૦૦ થી વધુ સખાવતમાં આપ્યા હતા, જે વીગત એક મ્યુઝીશ્યન અને મ્યુઝીક શીક્ષક તરીકે ખરેખરી નોંધવા લાયક છે.

તા. ૧૩-૧-૩૫. "કયસરે-હિન્દ."



## "બાનુઓની પાર્લામેન્ટ."

["કયસરે હિન્દ" માટે ખાસ તપાસ લેનાર '**રોશન.**']



### મ્યુઝીક !

"પોતાની તમામ જીંદગી સંગીતને અર્પણ કરનાર એક ભલાં **પારસી** બાનુએ ગયા રવીવારે પોતાનો છેલ્લો ફેરવેલ કોનસર્ટ પોતાનાં મીત્રો અને વખાણનારાંઓ સનમુખ રજુ કીધો. ૫૦ વર્ષના મ્યુઝીક સાથના લંબાણ સમાગમ પછી તે આર્ટની ગોલ્ડન જ્યુબીલી ઉજવતાં, આ ડીવાઇન આર્ટનાં વખાણનારાંઓથી રૂખસદ માંગતાં, આ ફેરવેલ કોનસર્ટની નોંધ માહરે ખુશાલીથી લેવી યા દલગીરીથી તેજ પ્રથમ તો હું સમજી શકતી નથી.

પ્રથમ પ્રોગ્રામ પર નજર નાખતાંજ તેમાં સમાવવામાં આવેલા બીથોવન, મોઝાર્ટ, શોપેં, લીસ્ટના બીકટ પીસીસનો તેમાં સમાવેશ કરવામાં આવેલો જોઇ જેટલી ખુશાલી ઉત્પન

થઇ તેટલીજ તે પ્રોગ્રામ છપાવવાનું સ્થળ વાંચતાં થઇ, કે જે પારસી ઓરફ્નેજમાં છપાવવામાં આવેલો જોવાતો હતો; અને એક પરમાર્થમાં બીજો પરમાર્થ જોવામાં આવતાં મારો સંતોષ અગાધ હતો. એજ પ્રમાણે બાઈ ભીખાઇજીનાં એ પગલાંનું અનુકરણ બીજાંઓ કરે તે ખચીતજ વખાણવાજોગ છે.

લંડન ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક તરફથી સર્ટીફીકેટસ અને ચાંદ મેળવનાર બાળકીઓએ મીસ પાલમકોટ સાથે એક અતી સુંદર પ્રોગ્રામ રજુ કીધો હતો. આ બુઝોર્ગ સાદાં બાનુએ ઘણીજ નઝાકતથી મ્યુઝીક રજુ કર્યું તેટલાજ ગ્રેસથી તેઓનાં શીષ્યોએ પોતાનાં શીક્ષકનાં શીક્ષણની કળા તમાશબીનોને ચખાડી હતી. તે માટે એ બાનુ જેટલી મગરૂરી માની શકે તેથીબી વધુ મગરૂરી તેઓ પોતાનાં શીષ્યોની મ્યુઝીકની લંડનની પરીક્ષાનાં સુંદર પરીણામ માટે લઈ શકે, કે જેમાં બેઠેલાં ૨૪૪ શીષ્યોમાંથી ૨૨૭ પાસ થયલાં, અને તેમાંથી ૭૮ તો ડીસટીંકશન સાથે પાસ થયાં છે.

આવાં એક કાબેલ પારસી બાનુ મ્યુઝીશ્યને પોતાની તમામ જીંદગી સંગીત પર સદકે કીધી છે અને ઘણા કોનસર્ટો મારફતે મોટી રકમો સખાવતી કામોને અર્પણ કીધી છે. એવી તેઓની ઝળકતી કારકીર્દી પછી તેઓ પોતાના માનીતા આર્ટને ફેરવેલ નહીજ કરશે એમ આપણે ખરાં જીગરથી ઇચ્છીશું.



## "પ્યાનોફોર્ટ રીસાઇટલ" મુબારક !

શેઠના બીલ્ડીંગ,

પ્રીનસેસ સ્ટ્રીટ,

મુંબઈ, તા૦ ૬ઠી જાનેવારી ૧૯૩૫.

"આજના શુભ દીવસ માટે તમો બેહેનજીને મુબારકબાદી આપતાં મને ઘણી ખુશાલી ઉપજે છે. અને તે પાક કીરતાર પાસે દુવા માંગું છું કે આજનો દીવસ ઘણી ઝળકતી ફત્તેહ-મંદીભર્યો પસાર થાય! તમારા દીલની ધારેલી અનેક મુરાદો તે પાક પરવર પાર પાડે. અને મારી એવી દુવા છે કે મ્યુ-ઝીક શીખતાં બચ્ચાંઓનાં એક સલાહકાર તરીકે એક લાંબી તનદરોસ્તીભરી જીંદગી ભોગવવાને ભાગ્યશાળી બનો. મારી દુવાઓ આમીન થાઓ.

આમીન ! આમીન ! !"

પીરોજા. ફીરોઝ. કરાઈ.



"......આ બડી જેહેમતે organized કરેલા કોનસર્ટ માટે નજદીક સઘળાં ન્યુસપેપરોમાં તેની ફત્તેહની હકીકત તેમજ તેનાં કરેલાં વખાણ માટે તમો બ્હેનનું હંમેશનું ભલું ચાહ-નાર ભાઇને કોનસર્ટમાં હાજર નહીં રહેવા છતાં પણ વધુ ખુશાલી હાંસલ થઇ.

કહેવત છે કે "મનશની પેશ દાદાર હોરમઝદ" તે મુજબ તમારી નેક મનશનીનાં પ્રતાપે તમારા ફેરવેલ રીસાઈટલને મળેલી ફત્તેહ અને તમો બ્હેનજીનાં રૂડાં કામની વર્ષોની જેહેમતને

મોટો ઇનસાફ મળ્યો, તે માટે મારી મુબારકબાદી સ્વીકારશો. માણસ જાત અદેખાઇ, હરીફાઇ અને હુંપણાથી નીરાળું હોય તો આ દુન્યા ફીરેસ્તાઓથી વસાયલી કહેવાય. આ મુજબ લખવામાં મારી શી મકસદ છે તે તમો ચતુર બ્હેન સમજી તો જશો.

આપ બ્હેનજીએ તમારાં અતી જેહેમતભર્યાં કામથી તમારી આખી જીંદગી ઘસી નાંખી છે, તો તમારા એક ભલું ચાહનાર ભાઇની નમ્ર સુચના એ છે કે એક અબળા તરીકે એખલે હાથે તમે બ્હેને જે કાંઇ બજાવ્યું છે, તે તમારાં માત-પીતાને જેબ આપે એવી રીતે તમારૂં નામ દીપાવ્યું છે. તે ઉપર સંતોષ પકડી વધુ જેહેમત ઉઠાવી તંદરોસ્તી નહીં બીગાડતાં જે કાંઇ વર્ષો બાકી રહયાં હોય તે સંપુર્ણ આરામ લેવામાં ગુજારવાં, અને તમારી કીમતી સલાહનો લાભ તમારા પાકત અનુભવથી આપતાં રહી તમારી વર્ષોની સેવાની મોહોર મારવી......"

ખુદાબક્ષ. ન. ગ્રીફીથ્સ.

જેન્યુઆરી ૧૯૩૫.



TRINITY COLLEGE OF MUSIC.

"DEAR MISS PALAMKOTE,

"Many thanks for your letter of the 12th January last together with programme and newspaper cuttings of your "Farewell Pianoforte Recital"

"How gratifying it must be for you to receive such a wonderful testimonial to your art and your performance at your age is indeed very marvellous.

" . ...It is hoped to get a copy of your photograph in the next issue of the College, Magazine. If you have a negative which, would be better than a print, can you kindly let me have it.

"Kindest regards,
Yours sincerely,
C. N. H. RODWELL,
"Secretary."

4-2 1935.

"...........I feel sure that the Zoroastrian Parsi candidates will much appreciate your great effort and munificent gift to the cause of Music, which helps to build a universal understanding between all Nationalities.

E. G. GORRINGE,
Local Secretary.
Trinity College of Music, London.

15th February 1935.

મારા ખુદાઇ હુન્નર—મ્યુઝિક—નો કનકોત્સવ.



# પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ,

૧૮૮૫ - ૧૯૩૫.



# સંગીતનાં શિક્ષણમાં પીસ્તાળીશ વર્ષ,

૧૮૯૦ - ૧૯૩૫.



પારસી કોમમાં એક વિલક્ષણ નોંધ.

સદ્દાચરણ વર્ણન.

(મિસ) ભીખાઇજી. બી. પાલમકોટ,

તે

"નિર્દય નણંદ," "ઇનસાફની આરસી," "સહનશીળ સુંદરી," "વિષારિ વનિતા," "અજબનો ફરેસ્તો," "પારસી કોમમાં પચ્ચીસ વર્ષોની મ્યુઝિકની વિલક્ષણ નોંધ," "સંગીત માટે "લોક-મત," "મ્યુઝિકમાં પીસ્તાળીશ વર્ષ," "પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ," વિગેરે પુસ્તકો રચનાર.



ઇસ્વી સને ૧૯૩૫.

જન્મ-૧૧મી જાન્યુઆરી ૧૮૬૭.



**Miss Bhikhaiji. L. Palamkote.**

**Life Academic Member of Trinity College of Music London.**

Born-11th January 1867.



## ગ્રંથાર્પણ.



મારા પ્રેમાળ પિત્રાઇ-ભાઇ

**રૂસ્તમ રતનજી. નસરવાનજી**

ની

બુલંદ રૂહવાંને

ગમખાર જીગરે

# અર્પણ !



શાન્તિ: ! શાન્તિ: ! !



સાંભળ મારો ગમગીન વિલાપ !
થાય આપણો બેહેસ્તમાં મિલાપ !

ભીખાઇજી.

# પ્રસ્તાવના.

"મનુષ્યની મુખ મુદ્રિકા પ્રભા* જણાવે જેમ;
પુસ્તકની પ્રસ્તાવના, તત્વ બતાવે તેમ."
(દિલજાન.)

મારા ખુદાઈ હુન્નર-મ્યુઝિક-ના કનકોત્સવ‡ વેળાએ આ પુસ્તક પ્રકટ કરવાની સોનેરી તક અને ઇચ્છા પરમકૃપાળુ પરમેશ્વરના પવિત્ર નામથી આજે ફળિભૂત થાય છે, તે જોઇ અંતરાત્મામાં ઇશ્વરની હું ઉપકૃત છું.

તે વિશ્વનાથ ઉપર વિશ્વાસ મૂકી આ મારો છેલ્લો ગ્રંથ દિલસોઝ દોસ્તો, માયાળુ મિત્રો, રાસ્તીની રાહે ચાલી વખાણુ-નારાંઓ અને શુભેચ્છકો સન્મુખ ધરવાની હિમ્મત કરૂં છું.

અંતરાત્મામાં કોતરાયલા તે પાક પરવરદેગારનાં આશિર્વાદ ઇચ્છી કદરદાન વાંચક-વર્ગના વિશ્વાસ, અને ઇનસાફ ઉપર આ પુસ્તકને હું છોડી મૂંકું છું, જે માટે સુજ્ઞ વાંચક મને આત્મ-પ્રશંસાનો દોષ નહિં આપે એમ આગ્રહપૂર્વક અરજ કરૂં છું.
સચ્ચાઇથી ભરપૂર આ શુદ્ધ ગ્રંથનો ઉપલાં સદ્‌ગુણથી ભરેલાં સ્રીઓ અને પૂરૂષોએ અંગીકાર કરવો.

મારી પવિત્રાઇ અને અશોઇથી ભરપૂર આખી જીંદગીની સાચ્ચી વિગતોથી ભરપૂર આ ગ્રંથને હાથ લગાડવા દારૂણુ

---

* પ્રકાશ.

‡ "ગોલ્ડન જુબીલી".

દુશ્મનોએ, અદેખાઇના અવતારોએ, ખટપટનાં ખોરીયાંઓએ, બૂરૂં બોલનારાં અને બૂરૂં ઇચ્છનારાંઓએ, વિરોધીઓએ, નિંદાખોર નજીસ ઓરતોએ આ પવિત્ર પુસ્તકથી દૂર રેહવું !

જે અસહ્ય સંકટો અને મૂંગી આફતો ૫૦) વર્ષો સૂધી, જાણે હોઠને 'સીલ' મારીને, મેં ખમી છે, તેનો નિંદાખોરોને ઝાંખો વટીક ખ્યાલ ન હતો. પેટે ત્રણ–ત્રણ, ચાર–ચાર દિકરીઓ, અને કુટુંબમાં સંખ્યાબંધ કન્યાઓ છતાં, જેઓએ મારા જેવી એક નિર્દોષ, નિષ્કલંક અને નીતિવાન નારને વગર વિચારે, વગર તેહકીકે, અર્થનો અનર્થ કરીને ખોટા ખ્યાલી ઓરંગાઓ માર્યા છે, તેઓએ ઈશ્વરનાં ઇનસાફનો ખ્યાલ રાખ્યો નથી ! સર્વેશ્વર તેઓને શિક્ષા કરે ! હું નહિં કરૂં !

**સેવટે સચ્ચાઇ સર્વોપરી સાબિત થઇ છે !**

એનાં જેવી ફત્તેહ, એનાં જેવી કીર્ત્તિ, એનાં જેવી નામનાં હું બીજી કોઇ આ ૬૯ મે વર્ષે સમજતી નથી !

એ નિંદાખોરોને, આ પુસ્તકમાં છપાયલાં ૫૮ વર્ષોની અંગત ચાલુ પિછાણ ધરાવનારાં મારાં આગળાં શિક્ષક બાઈ જરબાઈ ફકીરજી (પટેલ) નો કાગળ, ૫૨ વર્ષોની ચાલુ મિત્રતા ધરાવનાર મારાં દિલસોઝ સહી મીસીસ દીનબાઇ રૂસ્તમજી પાલખીવાલા (આગળાં મિસ દીનબાઇ માણેકજી નાલ્લાશેઠ) નો પત્ર; ૫૦ વર્ષો સૂધી મને પિછાણનાર, મારા વ્હાલા ભાઇ શોરાબનાં વફાદાર મિત્ર મી. મેહરજીભાઇ શોરાબજી મહેતાનો કાગળ; ૪૦ વર્ષો સૂધી મને ચાલુ જોનાર, જાણનાર, અને સચ્ચાઇથી પ્રમાણિકપણે વખાણનાર મારા પરોપકારી ભાઇ મી. એરચશાહ રૂસ્તમજી હીરજીબેહદીનનાં દિલસોઝ પત્રો, અને છેવટે ૪૦ વર્ષો

સુધી મારા પ્રેમાળ ભાઈ શોરાબનાં જાની મિત્ર મી. ફીરોઝ રતનજી રતનાગરનાં ખરાં દિલના જોશભર ઉભરાઓના કાગળો અર્પણ કરૂં છું ! વાંચક-વર્ગને આ પાંચ સદ્‌ગ્રૃહસ્થો-સ્ત્રીઓનાં કાગળોમાં દર્શાવેલા સાચ્ચા ઉદ્‌ગારો ઘણાં લક્ષપૂર્વક વાંચવા આગ્રહપૂર્વક આમંત્રણ કરૂં છું !

મિત્રતાનો અર્થ ઘણો મહાન ગણું છું. મિત્રતા હું કદી પણ તોડવા રાજી નહિં, ને જો તૂટી હોય તો તે મારા તરફથી તો કદી પણ તૂટી નથી ! દોસ્તી જાળવી રાખવા મેં તન-મન-ધનથી જીવતોડ કાળજી બે-ત્રણ દાયકાઓ સૂધી કરી છે, પણ મારાં સ્વમાનના ભોગે તો નહિંજ ! જ્યારે

" ફરેબથી ફરેસ્તા ફરે "

એ કહેવતનો અનુભવ મળે, ત્યારે નીચલી ઇંગ્રેજી કવિતા મારે હૈયે ચઢી આવે છે !

"When the flowers of friendship or love
have decayed,
In the heart that has trusted and once
been betrayed,
No sunshine of kindness their bloom
can restore,
For the verdure of feeling will quicken
no more !"

પારસી કન્યા કેળવણીનો પ્રથમ પાયો નાખનાર માનવંત મરહુમ સુધારક મી. માણેકજી ખરશેદજી શરાફે (જડજ) જો અલેકઝાન્ડ્રા ગર્લ્સ ઇંગલીશ ઇનસ્ટીત્યુશનની સ્થાપના કરી ન હોત તો આ પુસ્તક પ્રકટ થયું ન હોત. ઇંગ્રેજી અને સંગીત

(મ્યુઝિક)ની કેળવણીનો પાયો ત્યાંજ ચણાયો હતો, કે જે માટે જીંદગી સૂધી હું મરહુમની ઉપકારી રહી છું. મારાં બીજાં શિક્ષકો વિષે મારી આગળી ૧૯૧૯ની, ૧૯૩૧ની, તેમજ આ ચોપડીમાં પૂષ્કળ લખાયું છે, જે પાછુ અત્રે ચિતારવા માંગતી નથી.

૧૯૨૧માં જાહેર કરેલાં કનસર્ટ હૉલ ફંડનો હિસાબ અને હેવાલ આ પુસ્તકમાં વાંચનાર વાંચી વાકેફ થશે. ફક્ત ૭ કૉનસર્ટ્સથી એ ફંડ માટે મારી યથા શક્તિ મુજબ મેં લગભગ પચ્ચીસ હઝાર એકલે હાથે મેહેનત–ઝેહેમત કરીને એકઠા કીધા, જ્યારે મારા આ ખુદાઇ હુન્નરથીજ મેં સઘળા મળીને રૂ. ૪૦,૦૦૦) ( રૂપિયા ચાલીસ હઝાર ) ની સખાવત કરી છે.

મારી નબળી અને ઝાંખી પડતી આંખોને લીધે આ પુસ્તકના લખાણો બરાબર ગોઠવવાની, સઘળા 'પ્રૂફ' વાંચવાની અને અતિશય કાળજી–કારસાજીથી ૬૮ વર્ષની વૃદ્ધ વયે જેહેમત ઉઠાવનાર કોઇ નહિં, પણ ભાઇ મેહરજીભાઇ શો. મેહતા છે! છાપા સાથે ૩૫) વર્ષોનો લાંબો અનુભવ ધરાવનાર આ બાહોશ કારીગરની ચાલુ ૧૧) માસની અથાગ અને અખૂટ જંગી, બીનહાંસલ સેવાનો જો આઇતો લાભ મને મળ્યો ન હોત તો આ પુસ્તક પ્રકાશમાં આવ્યું ન હોત, જે માટે આ ભલા ભાઇને મારૂં આભારી અંતઃકરણ અહોનિશ ઉપકારી રહેશે.

આ માયાળુ ભાઇ, મારા વ્હાલા ભાઇ શોરાબનાં એક વફાદાર મિત્ર તેમની હૈયાતીમાં અને હૈયાતી બાદ પૂરવાર થયા છે; જ્યારે નજીકનાં સગાઓ બેવફા બન્યા છે !

એ ભલા ભાઇએ મિત્રતાના મહાન શબ્દને જેબ આપી છે, જ્યારે મરહુમ ભાઇ શોરાબના બીજા દોસ્તોએ એ મહાન શબ્દને એબ લગાડી છે !

ભાઇ મેહરજીભાઇનો આ તકે જો જાહેરમાં હું ઉપકાર નહિં માનું તો હું ઘણી નગુણી ગણાવું. અહુરમઝદ એમને તંદરોસ્તી સાથે સુખી, સંતોષી અને લાંબા આયુષ્ય સાથે આબાદ સ્થિતિમાં રાખે ! આમીન !

સચ્ચાઇથી ભરપૂર આ ગ્રંથને વિશેષ લક્ષપૂર્વક કાળજીથી તૈયાર કરવા છતાં નિષ્પક્ષપાત નુકતેચીનીઓ અને, વાંચક-વર્ગને, જો કોઇ સ્થળે ભૂલભર્યું માલૂમ પડે તો મોટાં મનથી દરગુજર કરવાની વિનન્તી છે. "માણસ માત્ર-ભૂલને પાત્ર."

ભવિષ્યમાં કોઇ જરથોસ્તી પારસી બાનું ૫૦ વર્ષો સૂધી મારી માફક મેહેનત-જેહેમત આ ખુદાઇ હુન્નર-મ્યુઝિક-માટે ઉઠાવી આવો ગ્રંથ બાહેર પાડશે તો પેલી વધારે સારી દુન્યામાં પણ મારા અમર આત્માને આનંદ થશે ! તથાસ્તુ !

ભીખાઇજી. લી. પાલમકોટ.

૧૯૩૫.

# મારી સંગીત અને સાહિત્યની સેવા.

## "મારા મનનાં વિચારો."*

"લખનારઃ—બાઈ આવાંબાઇ. લીમજીભાઈ. પાલમકોટ"

"સાલ ૧૮૭૬-૭૭"

### "કેળવણી અને તેનાં ફાયદા."

"જે માણસે વીધા પુરી ને પકકી હાંસલ કીધી હોય તેણે જાણવું કે તે નહીં ખોહવાય ને કોઇથી નહીં લુટાય તેવો કીમતી ધનનો વારસો તેના પેદા કરનાર તરફથી મલ્યો છે, ઈનસાન જાત પૈસાનો લોભી થાય છે; પણ જેણે એલમ હાંસલ કીધેલો હોય છે, તે માણસ પૈસાનો લોભી નથી થતો. તેનું ધન તેજ તે સમજે છે. ત્યારે સોનેરી ને ખરચાલાં ધન કરતાં વીધા ધન સૌથી મોટો દરજજો ધરાવે છે; અને જે માન પૈસાવાળા, ને લખોપતી નહીં મેળવવા શકતીવાન થશે, તે માન વગર દોલતનો માણસ વીધા ભણેલો હશે તે મેલવી શકશે. સૌથી ચઢતો તો એલમ સમજવા.

માણસ જાતને આ દુન્યામાં પુરતી કેળવણીની ઘણીજ જરૂર છે. જેઓ માણસે એ કીમતી અને ઉત્તમ ગણાતો અભ્યાસ નહી કીધો હોય તે ખરેજ બેનસીબ ને કમતાલેનો હોવો જોઇએ.

---

* લગભગ ૫૮ વર્ષો ઉપર લખેલું મારાં વ્હાલાં માતુશ્રીનું આ લખાણ (જે વખતે હું દસ વર્ષના હતી) આ પુસ્તકમાં સાચવી રાખવાની નેમથી લાધું છે. એમણે તે વેળા ખ્યાલ ન હતો કે દિકરી બીખાઈજી એલમથીજ પોતાનું ગુજરાન કરી સ્વતંત્ર રહેશે ને એવણ પોતેજ વિધ્યાનો વારસો આપી જશે. **બીખાઈજી. લી. પાલમકોટ.**

મરદ તેમજ સ્ત્રીઓએ કેળવણી જરૂર લેવી જોઇએ. જે મા-બાપો પોતાનાં ફરઝંદોને પોતાની શકતી પ્રમાણે કેળવણી આપે તેઓ બુધ્ધીમાન હોવાં જોઇએ. બચ્ચાંઓનું પોતાનું કામ એ નથી. તેઓ અશકત હોય છે; પણ એ ઉત્તમ ફરજ પોતાનાં ફરઝંદોનાં હકમાં સારૂં ઇછનાર મા-બાપોની છે. તેઓ જો પોતાનાં ફરઝંદોને કીમતી વારસો આપવાની આશા રાખતાં હોય તો તે સૌંથી પેહલાં કીંમતી વીધા-ધનનો વારસો પેહેલી પંકતીનો સમજવો. જે માણસ ભણેલો હોય ને તે પોતાનાં અભયાસને ખરાં જીગરથી ચાહતો હોય, ને તેને આગળ વધારે, તે પોતે સુખી થઈ બીજાંને સુખી કરી શકે છે. વીધા ભણેલો માણસ ખુદાતાલાની પેદા કીધેલી ઉત્તમ ને નાદર ચીજોની સારી રીતે પીછાણ કરવાને શકતીવાન થાય છે, એટલુંજ નહીં, પણ ભલાં, બુરાં, સચાઇ, નેકી, ધરમ, નીતીમાન મરતબો, લાયકી, ઈત્યાદી, ઇત્યાદી, તે સર્વે પ્રકારે માહીતગાર થાય છે. વીધા ભણેલો માણસ સભયતાવાલો, ને ઉત્તમ ખવાસનો હોય તો જવેરાત કરતાં હજાર ગણો સરસ દીપી નીકલે છે. કેળવણી પામેલો માણસ પોતે એકલો સુખ પામતો નથી, પણ દસ વીસ કે કોઇ વેલા હજારો માણસોને તે સુખી કરી શકે છે. કેળવણી બુધ્ધીબળને ઘણીજ મજબુત કરે છે. માણસનુ મગજ દુન્યાના ખેતર મીસાલ ઓહલું છે.

જેમ એક કીમતી છોડવાને ઉગાડવા તેનો માળી મેહનત લઇ ઉગાડે છે તો સારી જમીન હોય તો સારૂ ફળ તેના ધણીને મેહનતનાં બદલામાં આપે છે, અને તે ઓહોલી જમીન ઉપર જુદી જુદી જાતનાં જેબી બીજ વાવે તે વધતી ઓછી મુદતે ઉગી નીકળે છે, તેમજ માણસનું દેખીતું નાહાનું ભેજું ઘણી મોટી શકતી ધરાવે છે, તેમાં કેળવણીનાં ઉતમ બીજ વાવી ધીમે ધીમે તેનાં કીમતી ફળ ચાખવાની આશા રાખવી, પણ ઉતાવલ્યાં બની તુરત બીજ વાવી ઉતાવલમાં ફળ ચાખવાની

આશા કદીબી કોઇએ રાખવી નહીં, કુદરતનું કામ ઘણું ધીમું ને વખતસરનું છે, એજ પ્રમાણે માણસજાત, શું મરદ કે શું ઓરત, સર્વેને તે સાહેબે વધતી યા ઓછી શકતીના બનાવ્યાં છે.

માણસજાતથી કઇ ચીજ નહીં બને એવું આ જમાનો બતાવતો નથી, મહેનત કરે તેઓને ખુદા મહેનતનું ફળ જરૂર આપે છે; પણ તે મહેનત એવી નહીં જોઇએ કે તે ધારેલાં કામને લાગુ પડતી નહીં હોય.

કોમલ મગજને સારા પાયા ઉપર સારી તરબીયત મલતીજ આવી હોય તો અલબતાં તે પેહેલેથી સારી કેળવણીને લીધે આગળ ચાલતાં ઘણું સારૂ જ્ઞાન મેલવી શકે, બુધ્ધી, ધન, ઇજતને શોભા આપે, પોતાની શકતી પ્રમાણે જીવી શકે, માયાળુ મન રાખી શકે, નીતીવાન થાય, કલેસ ને કજીઆથી દુર રહે, કાચું મન નહીં રાખે, કોઇની નીંદા નહી કરે, એટલું કે ઘણા પાપોથી પોતાને સ્વચ્છ રાખે, પોતાના મગજનાં બલથી નેક બુધ્ધીનું બલ વાપરે તે ખુદાની નજરમાં પણ નેક છે, દુન્યાદારી.ને તે નામવર સાહેબની પેદા કીધેલી નાદર ને ઉતમ ચીજો વીધા હાંસલ કીધા વગર માણસ કદી પણ જાણી શકે નહીં.

જેમ કે તમે એક ચીજની કાંને વાત સાંભળો તો તમોને ચોકક્સ નહીં લાગે, પણ મહેનત લઇ આંખે જોવો તો અકકલમાં મોટો ઉમેરો થાય, ને તેજ ખરૂંને ચોકસ ગણાય, તેમજ જાતે મહેનત લઇ પુસ્તકોનાં પાનાં ફેરવશો તો તમોને જણાશે કે કેવાં કીમતી અને ઉપયોગી ઝમકતાં ઝવાહેર તમારાં મન અને મગજને દીપતાં દેખાતાં માલમ પડશે, કેળવણી અને વીધા હાંસલ કરવા ઘણાં પૈસાની ને ધનની જરૂર છે, વળી સ્વચ્છ મન શકતી ને સારા વીચારની ઘણી જરૂર છે.

પોતાનાં બચ્ચાંને ચાહનારાં મા-બાપોએ જરૂર પોતાની

**ઉધરતી વયની છોકરીઓને વીધાથી બેનસીબ રાખવી નહી.** જેમ છોકરીઓ શીખશે તેમ સારો સંતોશ ભરેલો શુભ સુધારો થશે, અને હવે પછી હાલનાં કરતાં વધુ દીપી નીકળશે, એમ સત માનવું, એ બધા નેક ને ભલા પ્રતાપ જે જોવામાં આવશે તે કેળવણીનાં સુંદર ફળ સમજવા.

ગમે એવો બેવકુફ માણસ હોય તે જો દીલ લગાડી થોડોબી અભયાસ કરે તો તુરત તેનામાં ચાર આના જેટલો સુધારો માલમ પડે. કેળવણીનાં જેવાં મીઠાં મન-માનતાં ફળ બીજાં નાં જાણતાં જે ગુણ કેળવણીમાં છે, તેવો બીજા કશામાં નથી, જે માણસનો કુદરતી ખવાસ નરમાસવાલો, ધીરો, સદગુણી હોય ને સાથે વીધા-ધન ધરાવતો હોય તો તેને બેવડો વારસો મેળવેલો જાણવો.

### કેળવણીના ફાયદા અતી ઉત્તમ છે.

તે આ જમાનાંના લોકોએ જરૂર સમજવું જોઇએ, આજે કેળવણી ઘણાં સારા પાયા ઉપર છે, જે કોઈ કેળવણી લેતાં હોય તેઓએ પોતાને બર આવતો હુનર હાંસલ કરવો. એકની પુઠે આંધળાંની હાર માફક ચાલવાથી પહરેજ રહેવું, પોતાને લાયકનો ને શકતી પ્રમાણે માફક આવતો હુનર હાંસલ કરવો અને કેળવણી પાછળ વધુ વખત રોકો તો તે ખોહી દેવો નહી, પણ બીજા માફક આવતા હુનર માટે વખતની ગણત્રી રાખવી. ઘણો ઉંચો અભયાસ પૈસાનું વધુ જોર ધરાવનારાંઓએ હાંસલ કરવામાં માન અને શોભા છે. ગરીબોનું તેમાં કામ નથી.

જે કોમમાં કેળવણી કે વીધા જેવાં કશાં સાંધણ નથી, તે કોમનો દેખાવ જોનારની આંખને ઘણો કંગાલ ને જંગલી દેખાય છે, ને તેઓ કેવાં કંગાલ હાલતમાં છે, ને તેઓની ઘડ-પુછડાં વગરની જંગલી રીત, રસમો જોનારની આંખને ઘણી ઘાટકી દેખાય છે, એવી વગર ભણેલી કોમને વાસ્તે દયા

બતાવવી જોઈએ, ને તેના ફાયદા તેઓને દેખાડવાની ઘણી જરૂર છે.

એક કેળવણી પામેલી ચાલાક સ્ત્રીને એક અધુરૂં ભણેલી બીન માહીતગાર ઓરત સાથે તમો કદી સરખામણી કરશો નહી, તમોને તુરત ખામી માલમ પડશે, એલમ અને હુનરથી અણુજાણી ઓરતો ચાલાક મગજનીની

હંમેશાં અદેખાઇ કરશે!

કારણ તેઓ પોતાનાં મન મગજને કસવાથી બેનસીબ હોયછે, જેથી તેઓને અંધારૂં દેખાય છે, જે માણસ એલમ હાંસલ નહીં કરે તેની પોતાની જીંદગી અંધારા ગાર જેવી જાણવી, જેણે એલમ હાંસલ કીધો હોય ને એલમને ખરાં જીગરથી ચાહતો હોય તે ખુદાની નાદર અને અમુલ્ય ઉતમ કારીગીરીની કદર બુઝે, તેને પીછાણવા શીખે, ને પોતાનાં પેદાનાં કરનારને અંતઃકરણમાં દર પળે તે ખુબીવાન સાહેબનું નામ કોતરી રાખે, હરદમ પોતાનાં મનમાં સાચો વીચાર ધરાવી દરેક ચીજની ખુબી વાસ્તે તે પેદા કરનારનો ઉપકાર માને, તે ગોયા એક નાહુની જેવી બંદગી બરાબર છે.

કેળવણીના ફાયદા

અતી ઉતમ જાણી દરેક મા-બાપે પોતાની પુત્રીઓને પુરતી ને પુખત કેળવણી ગુજાસ ગાફક આપવા કદી ચુકવું નહીં, જેને સુખી કરવા હોય, ને થવું હોય તેણે વીધા અભ્યાસ કરી જરૂર પોતાને સુધારવું, કે જેથી જ્યારે પોતાને માંથે સંસારી ફરજોનો બોજો આવી પડે, ત્યારે પુરતી સભ્યતા ને લાયકીથી કુટુંબ-કબીલામાં વરતી તેઓને સુખ આપી પોતે સુખી થાય.

કીમતી પોશાકો ને નામીચાં ઝવાહિરનાં ઘરેણાના ઝલઝલતા સણગારમાં તમો મોટાઇ કદી સમજતાં હોવો તો એલમ-અભ્યાસ જાણજો તેજ ખરાં ઝવેર!"



ભીખાઇજી. લી. પાલમકોટ.

# મા! તુજમાં ખોહયુંછ મેં અમુલ રતન!

૧

કુલ સૃષ્ટિના સાગરની શાહિ હું બનાઉં,
ને જગતના વૃક્ષોની કલમ ઘડાઉં,
ને આસમાનની પીઠ પર મુજ ઉભરા જણાઉં,
તોપણ મુજ લાગણીમાં હારી હું જાઉં!

૨

મા! તુજમાં ખોહ્યુંછ મેં અમુલ રતન!
કરીછ કેવી મારી તેં હરપળ જતન!
કેમ તારી માયાનું રડું રદન!
કયાં જઈને કીધુ તેં આજે વતન!

૩

જીભ મારી લાખ મ્હારાં મુખમાં જો થાય!
ને રૂવાંમુજ જીંદગી તક ગુણ તારા ગાય!
ને છેલ્લા મુજ દમ સૂધી તલ્પી તર્સાય!
તોય તારા ગુણો અપુર્ણ ગવાય!

૪

માથાંના વાળનીબી ગણત્રી કૈં થાય!
તોપણ તુજ હેશાન ન ગણતાં ગણાય!
જે ખોહ્યુંછ તે શોધુંછ; પણ જડશે કયાં? હાય!
જડશે તે બેહેસ્તમાંજ! વ્હાલી મુજ માય!

૫

મા! મ્હારૂં દુઃખિયારૂ તન ને બદન—
છે ઉપકારના સાગરમાં ગરકાવ તદ્દન!
રડિશ જોબી લાખો હું એવાં રદન!
પણ જડશે નહિ એવું ત્યાં અમુલ રતન!

૬

હોય દુનિયાની દોલત ને દોર ને દમામ!
હોય મને આલમના એશ ને આરામ

હોય મારા હોઠ આગળ અમૃતની જામ
મા ! તારા વગર છે ફિકકું તમામ.

૭

થયુ મારી ઇચ્છા ને ઉમેદનું મોત !
જવાન મારી જીદંગીની જુમાઈ ગઈ જોત !
ધસી પડયો કેવો આ આફતનો કોટ !
પુરાશે કદી નહિ, મા ! તારી આ ખોટ !

૮

થશે જ્યારે આપણા આત્માનો મિલાપ !
તજીશ ત્યારે મા ! તારા મોતનો વિલાપ !
સાંભળ મુજ અરજ ! ઓ આકાશી બાપ !
મુજ માતાના રૂહને તું શાંતિઃમાં સ્થાપ !

**ભીખાઇજી. લી. પાલમકોટ**

ઑગસ્ટ ૧૯૮૩. "માસિક મજાહ."

# ગંભીર એક યાદ!

૧

જીદગીમાં જાલેમ કોઈ પડયો હોય છાપ—
તો મા ! તારાં મોતનો છે કાતિલ આ કાપ !
ફુલ મારી ઉમેદ પર મારીછ તેં ત્રાપ !
સહન કરૂં કેમ તારાં મો'તનો સંતાપ !

૨

જાણુંછ કે મિથ્યા છે મો'ત પર મા'તમ,
જખુન આ ગણુંછ તુજ મો'તનો જખમ—
(પર) કરશે શું અસર કૈં દિલસોઝ મલમ ?
મો'તજ મુજ ભુલાવશે મા ! તારો ગમ !

૩

હા ! તારી જીંદગી જો લંબાતે માત !
ને દુનિયાના સુખમાં હું રહેતે પછાત ,

ને ખુલતે ન સુખિયારા દિનની પ્રભાત,
તોપણ હું જીંદગીમાં માનતે રાહાત!

૪

સદગુણી, સાચી ને સહનશિળ નાર!
પરીવારમાં પાંથરીને પવિત્ર પ્યાર--
પોપટ સમ ઉડી ગઈ મિનોઇ ગુલજાર!
ધીરજનો અજબ તું હતી અવતાર!

૫

કૈંકોનાં ભલાંમાં લીધો તેં ભાગ;
કૈંકોને દેખાડયા ડહાપણના માર્ગ;
કૈંકોનાં દિલ-દુઃખનાં મટાડયા ડાઘ,
ને અંતે? તુંજ જીંદગીબી કીધી તેં ત્યાગ!

૬

દુધ તારૂં પાઇને ઉછેરી, ઓ માત!
તન-ધનને ભોગે તેં કેળવી, ઓ માત!
"નથી તારી ફીકર કૈં મુજને"-આ વાત
યાદ મને આવેછ આજ દીન અને રાત!

૭

વિચાર પર વિચાર જયાં જોસથી ઉભાય-
ત્યાં કેમ મારા કવેતમાં ઉભરા સમાય!
હવે તારી ભલાઇના ભણતર ભણાય!
હવે, મા! ફરેસ્તાની સફમાં ગણાય!

૮

ફરેસ્તાઇ ખસલતની વ્હાલી મુજ માય!
જખુન તુજ જખમથી જીગર ચીરાય!
આપણા બે આત્માનો મેલાપ જો થાય--
તોજ તારી બેટીનો જખમ રૂજાય!

ભીખાઇજી. લી. પાલમકોટ.

સપટેમ્બર ૧૯૦૩. "માસીક મજાહ."

# મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર!

લખનાર:-સોરાબ. લી. પાલમકોટ.

ઓગણીસેં ત્રણની તું પાંચમી ઓ જુન!
કીધો મુજ કુટુંબને જખમ તેં જબુન!
ઉમેદ મારી સઘળી તેં કીધી કતલ!
કયાં છે મુજ માવતર? ઓ જુલમી અજલ!
શા સારૂ કીધો તે મુજ પર ગજબ!
શિહા મારી સરજત થઇ આજે અજબ!
જબુન તારા જખમથી જલેછ જીગર!
મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર! ૧

ઓ સદગુણી, સાચાં ને માવતર નેકજાદ!
કેમ તમની ભુલીયે આ હૈયાંથી યાદ!
કયાં છે તે હંમેશનો હસતો તુજ ચહેર!
કયાં છે તે મોહબત ને માયા ને મહેર!
કયાં છે તે હૈયાંનાં હેશાંન ને પ્યાર!
કયાં છે તે દાનેશ ને દિલકશ વિચાર!
કયાં છે તે શિતલ મુજ સરનું છત્તર!
મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર! ૨

તું વગર જીવવું, એ જુફ્વું ઓ માત!
તું વગર કોણ સુણે સુખ-દુ:ખની વાત!
તું વગર કોણ તેવો દેખાડશે ચાહ!
તું વગર કેમ મને દેખાશે રાહ!
તું વગર કોણ કરશે હેતનાં કશદ!
તું વગર કોણ હવે આવશે મદદ!
તું વગર પડયું છે સૂનું મુજ ઘર!
મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર! ૩

શી રીતની સંભાળ તેં માહરી લીધી—
કે બાપની ન યાદ મને પડવા દીધી!
ત્રણ તારાં ફરજંદ પર રાખી તુંજ પયાર!
નહી કીધી સંસારનાં સુખની દરકાર!
હા! તારાં હેશાન આ મહાનની કીમ્મત—
કરવાની કેમ કરૂં આજે હિમ્મત!
હતી મારી હિમ્મત કુલ તારીજ ઉપર!
મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર! ૪

સદગુણી સાચા ને સુધરેલ વિચાર—
થી ગરીબ મુજ ઘરને તેં આપ્યો શંગાર!
કેળવણીથી કેળવ્યાં અમને સરસ—
એજ તાહરૂં હેશાન છે સર્વોત્તમ બસઃ
એજ તારી દાનાઈનો દાખલો છે નેક!
બુજેછ તેની આજે હ્યાં કદર દરેક!
કેમ તારા ઉપકારની બુજું કદર!
મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર! ૫

સંકટનો સાથી ને ધીરજનું ધન!
મા વહાલી કેમ હવે મનાઉં આ મન!
સંસારી-સાગરના કંઈ કંઈ તોફાન—
-માં, તું નહિ તો કોણ મારૂં હતું સુકાન!
દરિયાએ—દુનિયાનાં મોજા દરમયાન!
તું નહીં તો કોણ મારો જાળવતું જાન!
મા! જીવશ તો જુરૂશ હું તારા વગર!
મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર! ૬

ખીલતી તુજ ઉમેદને છાતીમાં લઇ;
સુતી તું સ્વર્ગ તણા ગુલશનમાં જઇ.
ત્રણ તારાં ફરજંદ ને કુલ પરીવાર—
સાથ તારી બેટી સમ ‘વહુ’ વફાદાર!
રેડેછ તારી જુદાઈનાં આંસુ ગરમ!
દેખતી આ આંખોથી કેમ જોઉં તે ગમ!
નહિ કરતી, મા વહાલી! છાતી સબર;
**મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર!** ૭

માની કુલ મિથ્યા આ ફાની સંસાર!
ગણ્યો તેં સાબુત તુજ પરવરનો પ્યાર!
જિન્નતના બાગમાં તું પામજે આરામ!
પુલ જેવું પમરેછે આજે તુજ નામ!
દિકરા તુજ **સોરાબનો** તજતી ના પ્યાર!
શિહા તેને લાગેછ આ સઘલો સંસાર!
પુરેછ તેની શાહદત, આ જલતું જીગર!
મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર! ૮

૧૯૦૩ “ગુલસન”

# મારા મરહુમ વ્હાલા ભાઇ સોહરાબ લી. પાલમકોટ.

## કીધો તારાં મોતે કુટુંબ પર કેહર!

લખનાર:-ભીખાઇજી. લી. પાલમકોટ.

પ્યારથી કયાં પોઢયો ઓ પ્યારા મુજ ભાઈ?
કેમ ગણી વ્હાલી તેં એટલી જુદાઈ?
અચબુચ આ આફતથી ધરૂં કેમ ધીર?
કેમ મારાં તન-મનને કરૂં હું સ્થીર? ૧

જવાન તારી જીંદગીની ઝુમાઈ ગઇ જોત,
નહી ઘટે તુજને, ઓ ભાઇ, આ કમોત!
હતી આપણા ખાનદાનમાં મરદની ઓટ
ને તેમાં તુજ કમોતની ઉમેરાઇ ખોટ! ૨

કોણ જોશે મારો આ એકાંત વિલાપ?
કોણ જોશે જીગરનો દુ:ખદાયક છાપ?
ભાઈ વ્હાલા! કોણ પાસે કાઢું ઉદ્દગાર?
તુંજ મોતે ખોયાંછ મેં સુખ ને કરાર! ૩

ભાઈ હતો એકજ! તે કયાં છે તું આજ?
કેમ કીધી જીંદગીની ઉમેદ તારાજ?
સુખ દુ:ખનો સાથી ને સલ્લાહ આપનાર!
કોણ પાસે જઈ હવે કાઢું ઉદ્દગાર? ૪

હતો તું એકલા પર મારો આધાર !
ક્યાં જઈને બેઠો તે આધાર આપનાર ?
કોણ તારી દુઃખીયારી બહેનોની કદર
કરશે, ઓ ભાઈ ! હવે તારા વગર ? ૫

પ્રખ્યાત કીધુ પ્યારા તે "પાલમકોટ" નામ,
માતબર સમ કીધાં તે મહત્વનાં કામ,
કૈંકોની બચાવીછ જતી ઈજ્જત,
કૈંકોની રાખીછ તેં કાયમ મુરવત. ૬

લાચારનો હતો તું સત નિગેહબાન,
ગરીબોને અપાવ્યાં ધંધાનાં સ્થાન,
ગરજાઉની મદદમાં આપવું તન-મન
એ તો, ઓ ભાઈ ! તારૂં હતું લક્ષણ ! ૭

ચેરાગ મારા પેદરનો થયો તું ગુલ !
સાહિત્યના બાગમાંથી કરમાયું ફુલ !
દુઃખી તારી બ્હેન આપેછ આશીશ-જીગર—
જીન્નતમાં પામજે તું શાંતિ: અમર ! ૮

નવેંબર ૧૯૦૯ "હિંદી આફ્રીક"

# મ્યુઝિક.

## એક શિક્ષક તરિકેનો મારો અનુભવ.

લખનારઃ-મિસ ભીખાઇજી. ડી. પાલમકોટ.

હું જે કંઇ લખીશ તે મારા અનુભવને આધારે ખરી વિગત લખીશ.

મ્યુઝીક માટે યુરોપ્યન મા-બાપના ખ્યાલથી પારસી મા-બાપના ખ્યાલ તદ્દન જુદાજ હોય છે. કેટલાંક પારસી મા-બાપો ખુદ સંગીતના ખુદાઇ હુન્નર માટે પોતાનાં બચ્ચાંઓને શીખવતાં નથી; પણ દીકરીઓ પરણે તેટલોજ વખત સંગીતની તાલીમ આપવાની નેમ રાખે છે; જ્યારે અંગ્રેજ મા-બાપોની મકસદ દીકરીઓ પરણ્યા પછી ભવિષ્યમાં કંઈ આફત આવી પડે તો સ્વતંત્ર રહે એવી હોય છે. કેટલાંકો ખાલી વડાઈ મારવા ને ભપકો દેખાડવા શીખવે છે, કે જ્યારે ખરી રીતે તો તેઓનાં બચ્ચાઓમાં મ્યુઝીકનું મીંડું હોય છે! કેટલાંકોને પારસી શિક્ષકોની સુગ હોય છે, ને પરજાતનોજ ધખારો હોય છે, કે જેઓ ઘણા દાખલામાં ઘણું ઓછું અને આછું જ્ઞાન ધરાવે છે. કેટલાંકોને પોતાનાં બચ્ચાઓને શુરૂઆતનુંબી શીખવવા માટે મોટા યુરોપ્યન પ્રોફેસરોનો ધખારો હોય છે, કે જેથી લોકો સમજે કે માસ્તર જેવીજ અમારી દીકરીઓબી હુશ્યાર ગણાય; જો કે દીકરીઓનાં ભેજામાં તો પેહલ્લા નંબરનું ભુસું હોય! કેટલાંકો પ્રથમ પારસી શિક્ષકોનો લાભ લેવા તત્પર હોય છે; અને ગરજ પૂરી થતાં નગુણાપણુ દેખાડવાને ભૂલતાં નથી. કેટલાંકો છોકરી પરણી-બલકે અદરાઇ કે ત્યાંજ મ્યુઝીકની કેળવણી પર કાપ મૂકે છે.

પારસી છોકરીઓ પરણીને મ્યુઝીકની 'પ્રેકતીસ' ચાલુ રાખતાં નથી; એ મેં ઘણા દાખલાઓમાં, થોડા અપવાદ શિવાય, જોયું છે, અને તેથી મા-બાપનો ખર્ચેલો પૈસો, તેઓની વર્ષોની મહેનત, અને શિક્ષકની વર્ષોની ઝેહમત વ્યર્થ જાય છે. કોઇ કાંઇ પાંચ-પચ્ચીસ દાખલાઓમાજ છોકરીઓ પરણ્યા પછી પહેલ્લાં એક-બે વર્ષ "પ્રેકતીસ" ચાલુ રાખે છે. પરણેલી જીંદગીમાં મ્યુઝીકની જે મજાહ મળે, તે મજાહની યુરોપીઅનોની નકલ કરવામાં તેઓ પછાત છે; જ્યારે તેઓના પોષાકની અને ફેશનની નકલ કરવા પેહલ્લાં આગળ વધે છે!

પારસી છોકરીઓ પરણ્યા પછી વિદ્યા-હુનર પર પાણી ફેરવતી માલમ પડે છે, મોજ-મજાહ કરવા અને સુખ જોવાજ પરણ્યાં હોય, એવો ખ્યાલ રાખે છે; અને ભવિષ્ય કદાચ કેવું શિહા બનશે તેનો એક ઘડી પણ વિચાર રાખતાં નથી. હાથે હુનર રાખવા કે જ્ઞાનથી ભરપૂર ભેજું રાખવાની તેઓની અભિલાષા હોતીજ નથી. મોજમજાહ કરવા, મુલાકાતે અને હુવા ખાવા જવાનો વખત મેળવી શકે છે, જયારે વર્ષોની મેહનત પછી હજારો રૂપિઆ ખર્ચીને જે મ્યુઝીક તેઓ શીખ્યાં હોય, તે ચાલુ "પ્રેકતીસ" માં રાખવા તેઓને 'વખત મળતો નથી.' પણ જો આપણે ઉંડાણમાં ઉતરી ને મુળ કારણ શોધી કાઢીશું તો માલમ પડશે કે આ ખુદાઈ હુન્નરનો શોખ તેઓને કુદરતી હતોજ નહિં!

જેઓમાં કુદરતી મ્યુઝીક

હોય છે, તેઓ તો નહાના મકાનમાં પણ દિવસના ૧૨) કલાકોમાંથી ઘરનું કામકાજ ને પરણેલી જીંદગીની જંજાલો છતાં પણ ૨) કલાક મ્યુઝીક માટે ફાજલ પાડી શકે છે. તેઓ ખેંચાઇ ખેંચાઈને પીઆના આગળ જાય છે, એટલુંજ નહિ, પણ માંદગીનાં બિછાણા પરથી ઉઠીને પણ વગાડે છે. તેવાં સંગીતનાં પૂજારીઓ પારસી કોમની લગભગ (મુંબઈમાં) ચાલીસ હજારની વસ્તીમાંથી ચાલીસ પણ મળવાં મુશ્કેલ છે.

વળી આજ-કાલનાં પારસી મા-બાપો એમજ સમજતાં લાગે છે કે દરેક છોકરી મ્યુઝીક શીખી શકે. આ તેઓનો ખોટો ખ્યાલ છે. એક છોકરીને જબરીથી મ્યુઝીક શીખવવું, એ વખત અને પૈસાની બરબાદી કરવા બરાબર છે. એટલુંજ નહિ, પણ સાથે સાથે શિક્ષકનેબી તાવી નાંખવુ, એ એક ઘાતકી કમ છે, કે જે શિક્ષક પોતાની તંદરોસ્તીના ભોગે, પોતાની આસાએશના ભોગે, અને પોતાની મોજ-મજાહના ભોગે, પોતે જે ફી લે છે તે કરતાં

**બેવડી મેહુનત કરીને લોકનાં છોકરાંઓ પાછળ**

પોતાનું એક ફેફસું ખોહી દે છે, યા તો ગળુ ખરાબ કરે છે, અથવા તો કંઈપણ ફળ મેળવ્યા વગરનું ફોકટનુ ભેજાં-દુઃખણ કરે છે.

જો મા-બાપને સારી સલાહ મળે કે એવાં ઠોઠ છોકરાંઓને બીજું કંઇ શીખવવું તો સમજુઓ સમજી જાય છે; જયારે બીજાંઓ રખે તેઓની દીકરીઓ લોકની નજરમાં ધોંડાબોટ ગણાય એવા ભુલભર્યા વિચારથી પરણે ત્યાં સુધી ઘસડયાજ કરે છે!

સઘળી છોકરીઓ પોતાની કે પારકી ભાષા શીખી શકે, ઘરનું કામકાજ રાંધણ-કળા, યા ભરવા-સીવવાનો હુન્નર શીખી શકે, પણ સઘળીજ છોકરીઓમાં

**મ્યુઝીકનો ખુદાઇ હુનર હોતો નથી**

મારા વર્ષોના અનુભવમાં મેં એવી ઘણી છોકરીઓ જોઇ છે કે જેઓમાં સંગીતની ચીંગારી પણ હતી નહિં, અને મેં પ્રમાણિક-પણે તેઓને કોઇ બીજો હુન્નર શીખવાની ભલામણ કીધી.

એક છોકરી બીજી ઘણી બાબતોમાં હુશિયાર હોય; પણ તે મ્યુઝીકમાં નહિં હોય; તેથી કંઈ તેણી ઠોઠ ગણાતી નથી. આ ખ્યાલ ખુદ મા-બાપે પોતેજ રાખવો જોઈએ ને શોધી કાઢવું જોઇએ, અથવા તો શિક્ષકો પાસે પ્રમાણિકપણે ખાતરી મેળવવી જોઇએ.

એક શિક્ષક પોતે હુશિયાર હોય, તેથી કંઇ એમ નથી પુરવાર થતું કે તેનાં યા તેણીનાં સઘળાંજ શિષ્યો હુશિયાર હોય; અહિં પણ કેટલાંક પારસીઓ ભૂલ કરે છે, જેઓને બીજાંઓ મનમાંજ તેઓની અક્કલ પર હસે છે. જો એમજ હોત તો જેમ અંગ્રેજી, ગુજરાતી, ભરત-ગુંથણ કળા, ને સીવવા-વેતરવાનાં પારસી બાનું-શિક્ષકો બાહેર પડયાં, તેની અર્ધી, કે પા સંખ્યાબી મ્યુઝીકનાં શિક્ષક થઇને બાહેર પડયાં હોત.

કેટલાક દાખલાઓમાં પારસો છોકરીઓની સંગીત તરફની

**કુદરતી વળણ છતાં**

**આળસાઇ, દોલતના ડુંગર અને મોજ મજાહની મોહીની તેઓના મ્યુઝીકના અભ્યાસમાં ખલલ કરે છે.**

૩૫) કે ૪૦) વર્ષની એક કુંવારી કે પરણેલી પારસી બાનું પોતાને મ્યુઝીક માટે ઘણી ઘરડી સમજે છે, ને તેથી બચપણ કે જુવાનીમાં જે શીખેલું હોય તે પર પાણી ફેરવે છે. પણ જેઓ

**મ્યુઝીક સાથેજ જન્મેલાં હોય**

તેઓ તો પોતાનો ખરો અને કુદરતી હુન્નર ૫૦) કે ૫૫) મે વર્ષે પણ છોડતાં નથી; અને જીંદગી સૂધી ચાલુ રાખે છે; પણ તેવાં પારસી બાનુઓ મુંબઇની ચાલીસ હજારની વસ્તીમાંથી હજારે એકબી મળવાં મુશ્કેલ છે.

જેમ મા-બાપ કે વડવાઓ તરફથી વિદ્યાનો વારસો મળે છે, તેમ સંગીતનો પણ વારસો આલ-ઓલાદ તરફથી મળેલો હોવો જોઈએ. પીતા તરફથી કે માતા તરફથી કુટુંબમાં કોઇનીબી સંગીત તરફ વળણ હોય (પછી તે વળણ તેઓનાં જમાનામાં ખીલવવાની તેઓને તક નહિંબી મળી હોય) તોજ બીજી કે ત્રીજી પેઢી કુદરતના નિયમ પ્રમાણે હુશિયાર નિકળે છે.

**યુરોપીઅનોની આલ-ઓલાદથી મ્યુઝીક ઉતરી આવેલું છે, અને તેઓના બપાવાના વડવાઓ ખુદ પાળણામાંથી સંગીત**

સાંભળતા આવ્યા, તેથી યુરોપીઅનો મ્યુઝીકમાં હુશિયાર છે; અને તેઓમાં પણ કંઈ સઘળાંજ બાનુઓ ને ગૃહસ્થો કંઈ આ હુન્નર હાંસલ કરતાં નથી; તો પણ ઘણે મોટે ભાગે તેઓ સંગીત સમજી શકે છે.

પશ્ચિમ તરફનાં સંગીતમાં પારસીઓની આ પહેલ્લી ઓલાદ ગણાય. હવે આ પહેલ્લી ઓલાદને જો શોખ હોય તો બીજી કેળવાય અને ત્રીજી ઓલાદ વધુ હુશિયાર નીકળે, પણ ઘણે મોટે ભાગે આપણે

**પરપોટા જોઇએ છિયે**

કે જે હવામાં થોડે છેટે ઉડીને ત્યાંજ ફાટીને ગુમ થઈ જાય છે!! મોટે ભાગે દેખાદેખીનો શોખ હોય છે. સંગીન ધરખમ તો થોડુંજ, ખરા હુન્નર માટે, ખરા શોખ માટે તેઓ પાસે

**ધીરજ, પૈસા, અને મેહનતની ખોટ અને ઓટ હોય છે.**
જેઓ પાસે પૂરતા પૈસા નહિં હોય, તેઓએ પોતાની શકિત ઉપરાંત આ ખર્ચાળુ હુન્નર શા માટે પોતાનાં બચ્ચાંઓને અધુરો શીખાડવો જોઇએ? બીજા સસ્તા હુન્નરો ઘણા છે કે જેમાં તેઓ પોતાના પૈસા બચાવી શકે.

પ્રથમ તો પારસીઓને મ્યુઝીકમાં

**ધીરજ જેવી ચીજ નથી.**

તેઓ આખું કોહોળું દાળમાં, છોલ્યા, કાપ્યા વિના ઝડપથી નાખી દેવા માંગે છે.

જો મ્યુઝીકનો હુન્નર એટલો સેહલો, સસ્તો અને ઝડપથી આવડે તેવો હોય તો આજે પારસીઓમાં મોહલ્લે મોહલ્લે મ્યુઝીકનાં શિક્ષકો હોય, પણ કયાં છે? જેઓ બાર બાર ને પંદર પંદર વર્ષો સૂધી શીખ્યાં, તેઓબી શિખવી શકતાં નથી. કયાં છે કોઇ પારસી ગ્રહસ્થ કે જે મ્યુઝીક શીખવી શકે, ને પોતાનાં જ્ઞાનનો લાભ પોતાની પારસી કોમને આપે? "વિદ્યાદાન તે મહા પુણ્ય" એ કેહવત છે.

મ્યુઝીકનું ખેતર મુંબઈમાં પરજાત માટે ઘણું ફળરૂપ છે; જયારે ખુદ પારસીઓ માટે તે સુકકું તસ છે. છેલ્લી આંગલીના કાપા પર ગણાય એટલાં પારસી બાનુ મ્યુઝીક શિક્ષકોની પારસીઓ કયાં કદર બુઝે છે? ખુદ જાત-ભાઈ અને જરથોસ્તીઓ પરજાતને ગુજરાનનાં સાંધનો શોધી આપવામાં કેવી વડાઈ અને હરીફાઈ કરે છે! લડાઈ આગમજ ઈંગલન્ડ અને યુરોપમાં પણ એવોજ મામલો હતો. ત્યાં એવોજ ધખારો હતો કે જરમનોજ સરસ મ્યુઝીક શીખવી શકે, અને ખુદ દેશનાં લોકોનેજ દેશની બાહેર ઘેર-શેહર છોડીને જવાની ને પોતાના ગુજરાનનાં સાંધનો શોધવાની ફરજ પડતી; પણ છેલ્લી લડાઇએ તેઓને ઠીક બોધ આપ્યો છે!

હવે પછીની પારસી બાનુઓ વર્ષો સૂધી શિખવાની મેહનત-ઝેહમત ઉઠાવી હઝારો રૂપિઆ અભ્યાસ પાછળ ખર્ચીને પછી શિક્ષકો તરિકે બાહેર પડી થોડાં ગરજવંતાં ને નગુણાં પારસી છોકરાંઓ પાછળ ઘસાઈ-પીસાઈ જાય તેમાં બિચારીઓનો કદી દી ઉઘડવાનો નથી; કારણ ઘણે મોટે ભાગે પારસી ખવાસ પરજાતને પંપાળવાનો મોટો ધખારો ધરાવે છે, કે જેમાં ઘણે મોટે ભાગે તો પરજાતવાળાઓ પારસી શિક્ષકો કરતાં ઘણું ઓછું અને આછું જ્ઞાન ધરાવે છે, એ બીના ઘણા પારસીઓની જાણમાં નથી.

પારસી બાનુ શિક્ષકો માટે મ્યુઝીકનું ખેતર ખુદ પારસીઓ અને જરથોસ્તીઓએજ, ખાલી બડાઇ, ફીશયારી અને ફેશનને ખાતર ઉજજડ વેરાન કીધું છે; તો હવે ભવિષ્યનાં મ્યુઝીક શિક્ષકો ચોંકી-ચેતીને ચાલે, અને લોકનાં છોકરાંઓને શિખવવા ખાતર પોતાના હઝારો રૂપિઆ બચાવે, ને કોઈ બીજોજ હુનર ધંધાથે સંપાદન કરે-દાખલા તરિકે "નર્સિંગ," બિમારની માવજત કરવી, જે હુન્નર પણ એક ફરેસ્તાઈ હુન્નર ગણાય છે-તો તેમાં લાભ થાય.

આ મારા શિક્ષક તરિકેના બોહોલા અનુભવને આધારે પારસીઓ માટે લખું છું, ને ભવિષ્યની પારસી બાનુઓને બચાવું છું, કારણ પારસીઓ પારસીઓની કદર બુઝતાં નથી, એ અનુભવથી સીદ્ધ થયું છે.

૧૦ મી સપટેમ્બર ૧૯૨૨. "સાંજ વર્તમાન"

# "સુધારાની શરૂઆત ઘરથી–કેખુશરો કાબરાજીનો દાખલો. ગૂજરાતી લેખકોમાંથી ગુમ થયલું ગોહર !"

"લખનાર:-બાઇ ભીખાઇજી. લી. પાલમકોટ.



"Et brusquement, Marc. vit éclater la vérité, la solution unique: instruire la femme, lui donner prês de nous sa vraie place d'égale et. de compagne, car, seule la femme libérée peut libérer l'homme".

Vérité (page 373)

**Zola**

અર્થ:

"અને તુરતજ માર્કની નજરે સચ્ચાઇનો ઝળકાટ સઘળી મુશ્કેલીનાં એકજ ઉપાય લેખે જણાયો; તે આ હતો-સ્ત્રીને કેળવવી, તેણીને પુરૂષની પડખે તેના સરખાજ હક ભોગવતી સાથી દાખલ ખરી જગ્યા આપવી; કાં કે અંધકારમાંથી છૂટકારો પામેલી માત્ર સ્ત્રીજ પુરૂષનો છૂટકારો કરી શકશે."

"વેરીટે" (પાનું ૩૭૩ મું)

ઝોલા.

એક ઝળકતી જીંદગીનો અકાળ અંત તા૦ ૨૫મી એપ્રિલે આવ્યો છે ! અકાળ એટલા માટે કે મી. કાબરાજીની જીંદગીની આ જગતમાં વિશેષ જરૂર હતી.–મુખ્ય કરીને તેમનાં વ્હાલાંઓને –કોઈને માટે નહિ તો પોતાનાં વ્હાલાંઓ માટે તેઓ બીજાં પચ્ચીસ વર્ષ જીવવા જોઇતા હતા, કે જેઓને એમના મોતની ખોટ કદી નહિં પૂરાય એવી છે;

મા-બાપને ખોહવા જેવો જબુન જખમ જેઓને લાગે છે, તેઓનેજ તે કદી નહિં રૂઝાય તેવા ઘાનો ચચરાટ જીંદગી સૂધી ચચર્યા કરે છે. એના જેવી કમનસીબી, એના જેવી લાચારી, એના જેવી ખોટ આ ફાની દુનિયામાં એકે નથી! મા-બાપના પ્યાર જેવો અખંડ, બીન-સ્વાર્થિ પ્યાર આ આપ-મતલબી ખલકનાં કોઇ પણ ખૂણાંમાં મળવો મુશ્કેલ છે. બલકે તેવા પ્યારની શોધમાં દુનિયાની પ્રદક્ષિણા કરવામાં સરતાપા મૂર્ખાઇ છે.

યા ખુદા! મર્હુમ મી. કાબરાજી જ્યારે ૧૯૦૩ની પાંચમી જુને મારાં મર્હુમ, અશો માતાજીનાં મરણ વેળા દિલાસો દેવા આવ્યા હતાં, ત્યારે તેવણુને થોડીજ ખબર હતી કે આવતો જુન માસ તેઓ પોતે જોવા પામશે નહિં! અફસોસ! જાલેમ જમે ઘણી ઝડપથી એક ઝળકતી જીંદગી પર ત્રાપ મારી છે! વ્હાલાંઓને આ અવનિમાં વિખુટાં પાડયાં છે! તે સર્વેશ્વરે નિર્માણ કરેલા કાયદાઓની સામે થવામાં અદના ઇનસાનની તર્કશકિત નિર્બળ છે. મોત જેવી બાબતમાં તે મહાજ્ઞાની મીનો-તુમનો મર્મ જાણવા માટે માણસાઈ અકકલ-હુશિયારી નિષ્ફળ નિવડે છે, તેટલા માટે તે વિશ્વેશ્વરમાં વિશ્વાસ રાખી અહુરનાં હુકમને શરણ થવા શિવાય છુટકો નથી! મનુષ્ય માત્ર મરણાધિન છે; પણ કવેળાનું મોત જેટલું વ્હાલાંઓને ખટકે છે, ને ખૂંચે છે, તેટલું કોઇને નહિ!

મી. કાબરાજીનાં મોતથી કૈકોએ છુટકારાનો દમ ખેંચ્યો હશે! કૈકો લાગણી રહિત રહ્યાં હશે, કૈંકોએ તેઓનાં દુ:ખી વ્હાલાંઓને લાગણીથી દિલાસો દીધો હશે; કૈંકોએ તેઓની ગમખારીમાં દિલસોજીભર્યો ભાગ લીધો હશે; પણ-પણ-મારા અંગત અનુભવ પરથી કહું છું કે મા-બાપનાં મોતની ખોટ પુરવા આખી દુનિયાનો દિલાસો વ્યર્થ છે! હું એટલીજ પ્રાર્થના કરીશ કે તે કિરતાર મી. કાબરાજીનાં રૂહને અમર શાંતિ: બક્ષે!

મર્હુમ મી. કાબરાજી એક પિતા દાખલ અપવાદ જેવા પુરવાર થયા હતા. પોતાના દિકરા-દિકરીઓનું હિત સદા હૈયે

ધર્યું હતું, બીજાઓની માફક પરમાર્થિ કાર્યો કરવામાં, કે શહેર-સેવા કે લોક-સેવા બજાવતી વેળા પ્રજા-પ્રિય કે લોક-પ્રિય થઇ પડવામાં તેઓએ પોતાનાં વ્હાલાંઓને વા-પર વખાતાં નાખ્યાં નહિં હતાં, પોતાના ઘર તરફની અને વ્હાલાંઓ તરફની કાળજી તેમની જાહેર કારકીર્દિ કરતાં ઘણી ચઢતી, ઘણી માન-પૂર્વક હતી. વર્ષો સૂધી જેમ મારાં વ્હાલાં માતુંશ્રીએ પિતાની જગ્યા પૂરી હતી, તેમ મહુંમ મી. કાબરાજીએ વર્ષો સૂધી માતાની જગ્યાં પૂરી હતી. એમાંથી એક પણ જો જીવવા પામે છે તો દિકરા-દિકરીને કાંઈ પણ દિલાસો મળે છે, પણ મા અને બાપ બંન્ને ખોહવાનું દુઃખ, યા ખુદા! ઘણું અસત્ય હોય છે!

જેમ એક પૈસાવાળો પિતા પોતાનાં છોકરાંઓને મોજ-મજાહ ચખાડે તેવી-બલકે તેથી સરસ-મોજ-મજાહ આ ગરીબ પિતાએ પોતાના દિકરા-દિકરીને કેળવણીનાં બાબમાં કે સુધારાના બાબમાં કે પિતા તરિકેના પ્યારમાં ચખાડી છે, અને ગરીબીમાંથી ઉઘરેલો એક બાપ "ગવર્નમેન્ટ હાઉસ" સૂધી માન સાથે પોતાનાં બચ્ચાંઓને ખેંચી જાય એ કાંઈ થોડી મગરૂરીની વાત તેઓ માટે નથી! પોતાની અનેક જાહેર જંજાળો છતાં, પોતાનાં વ્હાલાંઓનાં મંડળમાં સદા મોજ માનતા-મેળવતા ઘણાં વર્ષોની મારી પિછાણ દરમ્યાન મેં એઓને વારંવાર નજરે જોયા છે.

જે જે સુધારાની તેઓ હિમાયત કરતા તે તે સુધારા એઓએ પેહલે ઘરથી શરૂ કર્યા હતાં, તે સુધારાઓ બોલીને નહિં પણ પોતાના બચ્ચાંઓ પાસે કરાવીને દેખાડતા હતા, અને તેવા ઘણાંક સંસારી સુધારાનાં મધુર ફળનો મીઠાસ આજે ઘણાં કુટંબોમાં સાધારણ રીતે ચખાય છે.

જે વેળા મી. કાબરાજીએ પારસી સ્ત્રીઓના માથાંબાનાં વિરૂધ્ધ લખાણો કર્યા હતાં, તે વેળા એમને અને એમનાં કુટુંબને લોકો તરફથી ઘણું સાંભળવું, ઘણું સોસવું પડયું હતું, આજે તે સુધારો ઘણી વડાઈ સાથે ઘણાં ઘરોમાં જોવામાં આવે

છે. કેટલાક ધર્મ સંબંધી કઢંગા રિવાજો સામે પણ મરહુમે ઘણી ઝનુની લડતો હિંમતથી ચલાવી હતી, અને તેવા સુધારા પણ ઘરથીજ શરૂ કર્યા હતા.

રીતની ભીખ માંગવાનો પવન જે થોડાં વર્ષો પર પારસીઓમાં ફાટી નિકળ્યો હતો, અને જે હજી પણ કેટલાક આકારમાં, કેટલાંક બહાનાં અને ઢોંગ-ઢટીંગ હેઠળ ઘણે મોટે ભાગે ચાલું છે, તે સાંમે મર્હુમે લખેલાં વાજબી લખાણો અને પારસીઓને તેમજ પરણતાં છોકરાઓને મારેલા ચાબકાનો ચચરાટ લાગતા-વળગતા-ઓને થોડો લાગ્યો નહિં હતો, આ સુધારો પણ એઓએ પોતાના ઘરથીજ શરૂ કર્યો હતો.

એક જમાનો એવો હતો કે જ્યારે બાનુંઓને ગ્રહસ્થોની મિજલસમાં જવામા બાધ હતો. તે બાધ એઓએ ઘણાંક મેળાવડા-ઓ અને જલસાઓ કરીને અને તેમાં પોતાનાં કુટુંબની બાનુંઓને સામેલ કરીને તોડયો હતો. મારા બચપણમાં ‘ રાસ્ત ગોફ્તાર”માં વાંચેલો એક હેવાલ મને યાદ આવે છે. એક નિશાળનો ઈનામનો મેળાવડો એક પૈસાવાળા પારસી શેઠિયાનાં મકાનમાં થયો હતો. પણ તે શેઠિયાનાં કુંટુંબનાં બાનુઓ તે મેળાવડામાં સામેલ થવાને બદલે બારણાના “વીનીશન”માંથી ચિમાઈને સઘળું જોતાં હતાં; જે બાબત મહુમ ઘણી હિમતથી બાહેર લાવ્યા હતા. આજે તો ભાગ્યેજ એવા મેળાવડા હોય કે જયાં પારસીનાં બૈરાંઓની હાજરી નહિં હોય! આજે તો સઘળું સાધારણ થઈ ગયું છે. કે જે વર્ષો અગાઉ તમામ અસાધારણ સ્રી-જાતીને ન છાજતું ગણાતું! આજે તો કૈંક બૈરાંઓ મેળાવડામાં સામેલ થતાં રહી જાય છે, તો મોટો સંતાપ કરતાં નજરે પડે છે! આ સુધારો મર્હુમ મી. કાબરાજીને મોટે ભાગે આભારી હતો,

આગળા જમાનાંમાં ગાયનનાં મેળાવડામાં પારસી સ્રીઓએ ભાગ લેવો એ તો એક આફત સમાન ગણાતું. આજે તો ઘરેઘર ગાયન અને હાર્મોન્યમ વિગેરે સાધારણ થઈ ગયું છે ગાયનના

મેળાવડા અને જલસાઓમાં પોતાની દિકરીઓને પેહેલે દાખલ કરી આ સુધારો, પણ મી. કાબરાજીએ ઘરથીજ શરૂ કર્યો હતો.

મી. કાબરાજી હિંદી સંગીતનાં જો કે ઉસ્તાદ નહિં હતા, તોપણ ઘણાં શોખીન હતા, અને તે શોખ એઓએ પોતાનાં દિકરા-દિકરીઓમાં પણ ઉત્પન્ન કર્યો હતો, અને બીજાં ઘણાંકોને ઉત્તેજન આપ્યું હતું. આ સુધારામાં પણ ગરીબ બિચારા કાબરાજીને લોકો તરફથી ઘણું સોસવું પડયુ હતું. કૈંકોએ તો ખાસ કાગળો લખીને પોતાનાં ઉભરા કાઢયા હતા; પણ પાછળથી પોતાની ભૂલ જોતાં નમી જઇને પાછાં મળી ગયાં હતાં! એવો આ જમાનાનો રંગ અને ઢંગ છે! ગમે એવી ગમગીનીમાં પણ એઓ પોતાના વ્હાલાંઓનાં મંડળ સાથે ગાયનમાં ભાગ લઈ પોતાંનુ તેમજ તેમનું અધુ઼ દુઃખ થોડો વખત ભૂલાવવાની તજવીજ કરતા હતા.

સ્ત્રીઓને છાજતું છુટાપણું અપાવવામાં મહુંમ સદા તત્પર હતા, અને તે સુધારામાં તેઓએ હિંમતથી ભાગ લીધો હતો; પણ કચવાઈને તેઓએ પાછળા વખતમાં જોયું હતું કે તે છુટાપણાનો લાભ હદ ઓળંગી જવામાં લેવાયો હતો અને તેમાં મર્હુમની પેહેલેનો કશો કસૂર નહિં હતો.

એ શિવાય ઘણાંક સંસારી સુધારાઓ મી. કાબરાજીને આભારી છે. સ્ત્રી-કેળવણીનાં એઓ એક હિમાયતી હતા, પણ મરદનાં જેવી કેળવણી સ્ત્રીઓને આપવાની તેઓએ હિમાયત કરી નહિં હતી.

એક પારસી લેખક તરિકે મર્હુમ મી૦ કાબરાજી એક ગોહર સમાન હતા એઓની તેજી કલમે કૈંક માતબરોને, કૈંક શેઠિયાઓને, કૈંક સુધારાના દુશ્મનોને ગજ ગજ કુદાવ્યા હતા! એમની સમશેરરૂપી કલમથી કૈંકો ઉઘાડા પડી જવાની બિહિકથી થર થર ધ્રૂજતા હતા! એમના જાહેર લેખક તરિકેના સ્વતંત્ર

અને સુધ્ધા ખવાસથી કૈંકોને લાગેલા ચટકાનો ચચરાટ હજી સૂધી ચમ ચમ થયા કરતો હતો! કૈંકો ખોટી ધાસ્તીથી એઓથી ડરીને ચાલતા હતા!

એક લેખક દાખલ જે ગ્રહસ્થ ચાળીસ વર્ષો પસાર કરે તો અલબતાં લિપિમાં સુધારો થાય અને લખાણો પ્રજા-પ્રંસસાને પાત્ર થાય તેમાં કશો શક નથી; પણ એમનાં લખાણમાં એક ખુબી હતી: જે બાબત બીજાઓ ગજ ગજ લાંબા મથાળાં સાથે પાનાંનાં પાનાં ભરીને લખતા તેજ બાબત એઓ ટૂંકમાં રસીલી ઢબે સમજાવતા, અને એઓનાં લખાણનો રેળો પાણીનાં પ્રવાહ સમાન સડસડાટ સદા સાદા શબ્દોમાં, રંગીલી એબારતમાં વેહેતો હતો. મારાં મર્હુમ વ્હાલાં માતુશ્રી "રાસ્ત ગોફ્તાર"નાં અને મર્હુમ મી. કાબરાજીનાં લખાણનાં સદા વખાણનારાં હતાં. લગભગ પાંત્રીસ વર્ષો સૂધી એઓએ "રાસ્ત" અને મી. કાબરાજીનાં લખાણો એક સરખાં હોંસ-ઉમંગથી વાંચ્યાં હતાં. અને જો પોતાથી નહિં બને તો બીજાંઓ પાસે વંચાવતાં હતાં.

મી. કાબરાજીનાં લખાણો ઘણી વેળા તિખાં તમતમતાં, ઝેણુ અને ઝમકદાર અને જોસવાળાં હતાં. પોતાનાં લખાણની નેમ ટૂંકમાં દરશાવવામાં સદા ડહાપણ અને દૂરઅંદેશી દેખાડતા હતા. પોતાનાં બચપણથીજ એક લેખક તરિકેની કારકીર્દિમાં તેઓએ શરૂઆતથીજ સચ્ચાઇની અને સ્વતંત્રતાની સોબત પકડી હતી. અને તેજ સ્વતંત્રતાને લીધે તેઓ સદા સાદા અને ગરીબ રહયા હતા. પારસીઓને લગતી બાબતોનાં કેટલાંક લખાણો એઓએ મર્હુમ મી. શોરાબજી બંગાલી અને મી. નવરોજી ફરદુનજીની પડખે રહીને કર્યાં હતાં, જે બીનાં ઘણાં વર્ષો પછી મર્હુમ મી. કાબરાજીએ એક જાહેર ભાષણમાં કબૂલ કરી હતી. જો મી. કાબરાજીએ તે વેળા હિંમત હારીને પારસી સંસાર સુધારાને લગતાં લખાણો કર્યાં નહિં હોત તો કૈક સુધારા પાછળ પડયા હોત! એક અધિપતિ તરિકેની ફરજો અદા કરતાં કૈક લાલચોને મારી હઠાડવાનાં એમનાં ઉમદા ગુણનાં દાખલાઓની

નોંધો જળવાઈ રહી છે, જે મહુંમને માટે તેમજ એમનાં કુંટુંબને માટે ખરેખર મગરૂરી લેવાજોગ વિગતો છે. આવા એમનાં સુધ્ધા સ્વતંત્ર ખવાસને લીધેજ એઓ ઘણાક જાહેર મંડળોમાં એક આગેવાન શેહરી તરિકે ઉગી નિકળ્યા હતા.

પારસી સંસાર સુધારક તરિકે મી. કાબરાજી બાહેર પડયા હતા, એટલુજ નહિં, પણ હિંદુ સંસારનો સુધારો કરવામાં એમની કાળજી, દિલસોઝી અને લખાણો કાંઇ ઓછાં નહિં હતાં. મર્હુમ શેઠ માધવદાસ રૂઘનાથદાસનાં પુનર્વિવાહ સંબંધી કાર્યોમાં એઓ એક મોટા મદદગાર હતા, અને જાહેરમાં એ બાબદને ઉત્તેજન આપી લખાણ કરવામાં સદા તત્પર રહેતા. જ્યારે પણ મી. માધવદાસનાં મકાનમાં પુનર્લગ્નની ક્રિયા થતી, ત્યારે હંમેશાં ઉ-તેજન આપવા તેઓ સદા હાજર રહેતા. એવી ઢબનો ભાગયેજ કોઇ મેળાવડો હોય કે જેમાં મર્હુમ મી. કાબરાજીની હાજરી નહિં જણાય!

માત્ર "રાસ્ત ગોફતાર" ના અધિપતિ રહીને મી. કાબરાજી એકજ કાર્ય બજાવતા નહિં હતા, પણ હમ-કોમ કે પર-કોમના લાભને લગતી મંડળીઓમાં કે સભાઓમાં સામેલ થઈને તેમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા. ખુદ કેટલીક મંડળીઓનાં તો એઓ સ્થાપક હતા.

વળી "કૉરપોરેશન" તેમજ "સ્ટેન્ડિંગ કમિટી" માં વર્ષો સૂધી પ્રજાના ભલાં કાજે એઓએ કાંઇ ઓછી સેવા બજાવી નથી. ત્યાં પણ મજબૂત અને વિદ્વાન હરિફો સાંમે એઓ હિંમતથી બાઠ ભીડી પોતાના સ્વતંત્ર વિચારો જાહેર કરતા અને પ્રજા-લાભાર્થે બાપોકાર બોલતા હતા.

સરકાર તરફની એમની વફાદારી વિશેષ વખાણને પાત્ર હતી. અને તે વફાદારી અચૂક આકારમાં એમનાં લખાણોથી જગ-જાહેર થઇ હતી. તાજ તરફની લાંબાં વર્ષોની એમની

જાન-ફેશાની છતાં કોઈ પણ જાતના માન-ચાંદ વગર માત્ર સાદા '**મિસ્તર**' ના એલકાબ સાથે આ જંજાળી જગતને છેલ્લે સલામ કરવામાં સંતોષ માની લીધો હતો. ધડો લેવા જોગ આવો એક અનુપમ દાખલો એથી બીજો આપણને કયો મળે?

એક લેખક દાખલની ચાળીસ વર્ષોની મી. કાબરાજીની જેહેમતો માત્ર આટલાં કાર્યોમાંજ પૂરી થતી નથી. એમની જીંદગીનો જો હેવાલ લખવા બેસિયે તો મોટા દળદાર ગ્રંથો થઈ શકે, પણ ટૂંકમાંજ કહીશું કે એઓએ એ ઉપરાંત ઘણુક કરી દેખાડયું છે. નવલકથાઓ અને નાટકો લખતા, ભાષણો આપતા અને બીજાઓનાં ભાષણોનું પ્રમુખસ્થાન સ્વિકારતા: અંગબળની કસરતોને ઉત્તેજન આપી તે કાર્યોને હાર પાડી આપતા, અને તેવી મંડળીઓને મજબૂત પાયા ઉપર લાવી મૂકવાને દિલોજાનથી પોતાના કિંમતી વખતનો ભોગ આપી મેહેનત લેતા: ઘણાક જાહેર સવાલોમાં ઝીપલાવતા જેથી એમનું નામ પોતાની તેમજ પારકી કોમોમાં પ્રખ્યાત થઈ ગયું હતું. મી. કાબરાજી પોતાનાં જગ-જાહેર કાર્યો અને લખાણોથી સદા જીવતા રહેશે! એક ગૃહસ્થ તરિકે ગરીબ છતાં જાહેર જીંદગી એમણે માન સહિત ભોગવી હતી, અને એમનાં ઘણાંક જાહેર કાર્યો અને સંસારી સુધારાથી પારસી કોમમાં એમનું નામ એક ઘરઘતું બોલ જેવું થઇ ગયું હતું. આવી એક ઉપયોગી જીંદગીનો અંત અકાળ આવેલો જોઇ કોણ દિલગીર નહિં થાય?

તે કિરતાર મર્હુમનાં રૂહને અમર શાંતિ: બક્ષે!

૧૯૦૪.

---

# "સ્ત્રીબોધ અને સંસાર સુધારો—જ્યુબિલી સ્મરણાર્થે પ્રસિદ્ધ લેખકોએ ખાસ લખેલા વિષયો."

## " જોઇયેછ એક કૉલેજ ઑફ મ્યુઝીક."

" લેખકઃ-મિસ ભીખાઇજી. લી. પાલમકોટ. "

---

"છેલ્લાં પચાસ વર્ષમાં ગાયન—કળા વિષે દેશીઓના અને મુખ્ય કરી પારસીઓના વિચારમાં જેટલો મોટો તેટલોજ આવકારદાયક ફેરફાર થયો છે, અને એ સંબંધમાં "સ્ત્રીબોધ"નાં સ્વર્ગવાસી તંત્રી મી. કેખુશરો કાબરાજીએ બજાવેલી બિનસ્વાર્થી સેવા સંભાર્યા વિના ચાલતું નથી.

હવે પારસીઓ સંગીતના ઘણા શોખીન થયા છે, એ ખરૂં છે; પણ જેટલો શોખ તેઓને સંગીત સાંભળવાનો હોય છે તેટલો તેની ખિલવણી અને વધારા પાછળ શ્રમ લેવાનો હોતો નથી. હાલના પ્રસંગે યુરોપિયન સંગીતનો પ્રસાર પારસીઓમાં પ્રબળતાથી ફેલાયો છે; પણ તે માત્ર મોઢેનાં ગાયન અને પિયાનો વાજીંત્ર પરજ આવીને અટકયો છે, અને કોઈ જવળેજ આંગળી પર ગણાય એટલાં 'વાયોલીન' શાસ્ત્રાનુસાર વગાડી શકે છે. જૂદાં જૂદાં વાજીંત્રોની માહિતીથી તો પારસીઓ કેવળ અજ્ઞાન છે. મોટે ભાગે ઘણાંખરાં પારસી બાનુઓની પસંદગી પિયાનોના વાજીંત્ર પર ઉતરી છે, અને તેના કેટલાંક મુખ્ય કારણોમાનું એક કારણ બીજાં વાજીંત્રોના ગુરૂઓની ગેરહાજરીને છે, અને તેથીજ આપણે યુરોપિયન 'ઓરકેસ્ત્રા'થી અભણ રહી ગયાં છીએ. એવો ખુલ્લો એકરાર કરતાં શરમાંવું જોઇયે નહિ!

પશ્ચિમ તરફના સંગીતશાસ્ત્રનું ખેતર એટલા બોહલા વિસ્તારવાળું અને એટલું પ્રફુલ્લિત છે કે તેના ફલદ્રુપ કયારાઓમાં પ્રવેશ કરી સુગંધી સોડમ લેવા પારસીઓ પોતાની સુસ્તી હજી પખોડી નાખતા નથી એ દિલગીરી ભર્યું છે. જે થોડો ઘણો પશ્ચિમ તરફના સગીતનો ફેલાવો પારસીઓમાં થયો છે તે મુખ્ય કરીને પારસી બાનુઓના શોખ અને શ્રમને આભારી છે.

બિચારા માટીડાઓ તો સહવારથી તે સાંજ સૂધી ધંધા-ધાપા અને ઉદ્યોગ-હુન્નરમાં એટલા રોકાયલા, ને પૈસો મેળવી તેને એકઠો કરી દ્રવ્યવાન થવાની હોંસ-ઉલટમાં એટલા ઘુંટાયલા રહે, અને વળી સાંજ પડતાં કલબો અને નાટકોમાં દોડવાનું તેમજ બીજી રમત-ગમતના આમંત્રણો સ્વિકારવાનુ એવું દબાણ રહે કે સંગીત જેવા ખુદાઈ હુનરને ખિલવવા અને તેનો અભ્યાસ કરવાનો તો કયાંથી અવકાશ મળે? પણ બાપડા ભાયડાઓ વિરૂધ વળણ લેતી આ નાતરસ કલમ જયારે કાગળની પીઠ પર ઘસડાય છે, ત્યારે તેને થોડીજ ખબર ભવિષ્યના મોઝાર્ટ અને બીથોવન થવાનું બીડું ઝડપ્યું છે! શાબાસ! સુરૂઆત ન્હાની પણ શુભ છે, અને એકું બે દાયકામાં આપણે કોઈ પારસી પેડરયુસકી કે પારસી કયુબેલીક જોઈશુ અને સાંભળીશું તો અજબ થઈશું નહિં?

સાધારણ રીતે અને સામતા સંજોગો લક્ષમાં લેતાં એક સ્ત્રી-પિયાનીસ્ત કરતા એક પુરૂષ-પિયાનીસ્ટ વધું ફતેહમંદ નીકળે. એક તો (જો તે શાસ્ત્રાનુસાર શીખે તો) તેનું ભેજું વજનમાં ભારી; અને બીજું તો તેની શારીરિક શકિત પ્રબળ!—એટલે તે પિયાનોને અને મ્યુઝિકને બંનેને પૂર્ણ ઈનસાફ આપી શકે. શોખને ખાતર આ શ્રેષ્ટ હુન્નર હાંસલ કરવો અને ધંધાને ખાતર સંગીતનો અભ્યાસ કરવો એ બે જૂદીજ બાબત છે. પ્હેલામાં એક આસામી આસાનીથી આગળ વધે છે, ત્યારે બીજામાં સામટા સંજોગો લક્ષમાં રાખી તેને સબ્ર વહીતરૂં કરવું પડે છે?

પારસીઓ વર્ષો થયાં એક રોહ તરફ ઘસડાતા જાય છે અને તે એ કે ભવિષ્યમાં દ્રવ્ય મળે અને કુટુંબનુ ગુજરાન થાય એવી કેળવણી છોકરાઓને આપવી. પણ તેઓને થોડીજ ખબર હોય છે કે સંગીતશાસ્ત્ર જાણનારો એક શખ્સ-જો તે શાસ્ત્રનુસાર શીખેલો હોય તો-મહિને પોતાની ચાલાકી અને બાહોશીથી રૂ. ૫૦૦) થી રૂ. ૭૦૦) મેળવી શકે. આપણા ઉધરતા ચુવાન ગવૈયાઓની ઉલટ ને વળણને તોડી પાડનારા શબ્દો વારંવાર સાંભળીયે છિયે: "બેસ, બેસ! એમ ગાશે-વગાડશે તેમાં શું

ત્હારો શુકરવાર થવાનો છે, ને પૂરૂં શામાંથી કરવાનો છે? ચાલ, એ પછાડા છોડી દે ને શીખવા પર ધ્યાન આપ? એ ગાવા-વગાડવાનો લખ લાગો તો પછી બી.એ., એમ એ. થઇ રહ્યો. પણ આવું બેસમજ બોલનારાઓને થોડીજ ખબર છે કે બાર વર્ષે (ઈંગ્રેજીની શુરૂઆતથી તે બી. એ. સૂધી) બી. એ. થયા પછી પચ્ચીસ-પચાસ મળે, તે કરતાં બાર વર્ષે મ્યુઝિક શાસ્ત્રનુસાર શીખ્યા પછી એક દીકરો સંગીતનો ઉમદા હુન્નર હાંસલ કરવા ઉપરાંત બાર ગણું વધુ મેળવી શકે?

યુરોપના દરેક મુખ્ય શેહર અને ન્હાના પરગણામાં પણ અકેક સંગીતશાળા અને કૉલેજ હસ્તી ધરાવે છે, અને જર્મનીમાં તો ગાયન એક ફરજિયાત બાબત તરિકે શીખવવામાં આવે છે, ને ત્યાં પ્રત્યેક જણ મ્યુઝિકની પ્રેશંસા કરવા કદી પછાત પડે નહિ. પૂર્વ તરફના લોકો કરતાં પશ્ચિમ તરફના લોકોની ફીદાગીરી મ્યુઝિક પર બીજા બધા હુન્નર કરતાં વિશેષ હોય છે. પશ્ચિમ તરફ સર્વે સંગીતના શોખીન, મ્યુઝિકની કદર બુઝનારાં, ગાયનની લહેજત ચાખનારાં, વગાડનારની વખાણ કરનારાં અને ગાનારની ગણના કરનારાં. ત્યાંની સંગીતશાળાઓ અને કૉલેજોમાંથી એકકી વખતે સેંકડો શિષ્યો જૂદી જૂદી શાખાઓ—જેવી કે પિયાનો, ઓર્ગન, વાયોલીન, ચેલો, હાર્પ, ફ્લુટ, મોઢેના ગાયન ઓરકેસ્ટ્રેશન વિગેરે-માં પરિક્ષાઓ આપી સર્ટિફિકેટ અને ડિપ્લોમાં મેળવે છે. તેઓને ઉત્તેજન અને ઉલટ આપવા તેઓના માતપિતા અને સગાંવ્હાલાંઓ ઉપરાંત દોસ્તો તેમજ લોકોનો મોટો ટેકો હોય છે. પશ્ચિમ તરફના આવા મામલા તરફ પૂર્વની પીઠ ફરેલી સુધરેલી આંખ્યોને દેખાય છે! આપણી તરફ ઘણે મોટે ભાગે "ડાનસ મ્યુઝીક" અને "લાઈટ મ્યુઝીક" તરફ લોકો લાગણી ધરાવે છે; ત્યારે પશ્ચિમ તરફ ઉસ્તાદી સંગીતનો ફેલાવો કરવાની ત્યાંની કૉલેજો કાળજીપૂર્વક કોશેશ કરે છે. ત્યાંના લોકોનો શોખ પણ તે તરફજ ઢળેલો હોય છે. મુંબઈમાં હાલ પ્રોફેસર સ્કિનઝી વિગેરેએ ઉસ્તાદી સંગીત તરફજ કેટલાંકોનો શોખ ફેરવ્યો છે; પણ તે ઘણી સાંકડી હદમાં. ઘણે મોટે ભાગે

જેમ સંગીતશાળાઓ અને કૉલેજો કરી શકે તેમ ગણત્રીના આસામીઓ કરવા અશકત હોય છે. સદીઓની વાત પર પશ્રિમ તરફનું મ્યુઝીક પણ બાલ્યાવસ્થામાં હતું; પણ જેમ જેમ જમાનો સુધારા અને શાસ્ત્રમાં આગળ વધતો ગયો તેમ તેમ સંગીતમાં પણ એક પછી એક શ્રેષ્ટ સુધારા થતા ગયા. આપણે પણ હજી બાલ્યાવસ્થામાં છિયે; પણ જો આગળ વધવાની અને આ ઊંચો હુન્નર પશ્રિમ તરફનાં લોકોની બરાબર શિખવાની કોશેશ કરીયે તો કોઇ પણ રીતે આપણે તેઓથી પછાત તો પડીયેજ નહિં!

ખુદાઇ ખ્યાલો આપનારો, મનના વિચારો વિખેરી નાખી મગજમાં ખુશ ખ્યાલો ઉત્પન્ન કરનારો, દિલનું દુઃખ દફે કરી સંકટ અને સંતાપ સમયે શાંતિ સૂચવનારો આ ઉમદા હુન્નર, ગમમાં ગીરફતાર અને જખ્મી થયલાં જીગરને રૂઝ લાવનારો આ રામબાણ મલમ (મ્યુઝિક) સંગીત વિધાનાં સાગરમાં સફર કરતાં સેહલાણીઓને કેવી શાંત રાહાત આપે છે તે તો જેઓને તેનો અનુભવ મળ્યો હોય તેઓજ દર્શાવી શકે! તન-મનને તાજગી આપનારા આવા એક ઉમદા ઈશ્વરી હુન્નર તરફ પારસીઓ કેવી દયાજનક હદ સૂધી પછાત, પરાક્રમી પારસીઓ કેવા બેદરકાર અને બેખબર, એક શ્રેષ્ટ હુન્નરની કેવી કંગાળ કદરસનાસી કરનારા! આ ખ્યાલજ સંગીતના એક પૂજારીને કમકમાટ ઉપજાવવાને પૂરતો છે!

કોઈ પારસી સખીને પણ સખાવત કરતી વખતે એક સંગીતશાળા સ્થાપવાનું સૂઝશે નહિ! હું ઇચ્છું છું કે સંગીતનો કોઇ શોખીન શખ્સ પોતાની કોમ માટે એક કૉલેજ ઑફ મ્યુઝિક સ્થાપે, યુરોપથી મોટા ઉસ્તાદો બોલાવે, અને જૂદા જૂદાં વાજીંત્રોની તાલીમ પારસી છોકરાઓ અને છોકરીઓને પૂરી પાડે, તો એક બે દાયકામાં પારસીઓ માટે ધંધાનુ અને રોજીનું એક નવુંજ ખેતર ખિલી નિકળે, અને બેશક બીજા હુન્નરો કરતાં મ્યુઝિકના મનોરંજક હુન્નરમાં તે કે તેણી વધુ ફાવી નિકળે! વળી કોમમાં આવી એક નવીન જાતની કૉલેજ

ઉભી કરવાની પેહેલી કીર્તિ તેને ફાળે આવે, અને 'પારસી પ્રકાશ' માં તેનું નામ અમર રહી જાય. હમણાંજ એક દ્રવ્યવાન અમેરિકને મ્યુઝિકની કૉલેજ અમેરિકામાં સ્થાપવા માટે પંદર લાખ રૂપ્યા કાઢી આપ્યા છે. છે કોઈ સંગીતનો પારસી પૂજારી જે પશ્ચિમ તરફના સંગીતનો પ્રસાર પોતાની કોમમાં કરવા પોતાની દોલતનો સદુપયોગ કરી નામના મેળવે? છે કોઇ સખાવતનો શાહ જે પોતાના પૈસાનો થોડો ભાગ આ ખુદાઈ હુન્નર ખિલવવા કાઢી આપે? પણ જો એક શ્રીમંતથી આવું એક ખાતું થઇ ન શકે તો કાં નહિ તેમાં બીજા દ્રવ્યવાનોની સામેલ ગીરી મેળવવી? જેમ પા સદી પર પારસીઓ એક પારસી જેનરલ ઑસપિતલ માટે શકમંદ હતા, પણ આજે મી. જાહાંગીર બમનજી પીટીટના ઉમંગ અને મેહનતથી તે કામ પાર ઉતરવાની ખાતરી મળે છે, તેજ પ્રમાણે આજે એક પારસી કૉલેજ ઑફ મ્યુઝિકની સ્થાપના અને વ્યવસથા વાસ્તે સાંકડા વિચારના કેટલાંક શખ્સો શકની નજરે જોય, કે કદાપિ એ બાબત હાલ તુરત હસી પણ કાઢે તો આપણે અચરત થઇશું નહિ! પણ વખત પોતાનું કાર્ય બરાબર બજાવીને બતાવશે કે પારસીઓ માટે એક સંગીતશાળા કે કૉલજ ઑફ મ્યુઝિક કેટલી વિશેષ અગત્યતા ધરાવે છે. કોઈ પણ બાબતની શુરૂઆત તરફ વ્હેમ અને શકની નજરે જોવાનો ઇનિસાનનો ખવાસ કુદ્રતી હોય છે. પણ જ્યાંરે તે નહાની પણ શુભ શુરૂઆત વ્યવહારૂ રૂપ પકડે છે, ત્યારે આદમીના અંતઃકરણ પર તેની એજમતી અસરનો છાપ પડે છે. ત્યાંરેજ તેનાં મિઠાં ફલનો સ્વાદ ચાખવા તે તત્પર અને તૈયાર થાય છે. ફકત શુરૂઆત કરવી જોઈએ, અને તેનાં રૂડાં પરિણામની ફતેહ તો ચોક્કસજ છે.

બીજા બધાં હુન્નર કરતાં ઘણે મોટે ભાગે પારસીઓની વળાણ મ્યુઝિક તરફ વિશેષ હોય છે, અને પારસીઓને જો પોતાની હમકોમ તરફથી ઉત્તેજન અને આશ્રો મળે તો આવા એક નાદર હુન્નરમાં સપૂર્ણતા મેળવવા તેઓ કદી નિષ્ફળ નિવડે

નહિ. સંગીતની કેળવણી પોતાનાં છોકરાંઓને આપવા માટે આજે પારસી પૈસો પરકોમના શિક્ષકો તરફ ઘસડાતો જતો જોઇયે છિયે. પરકોમનાઓને તેથી પોતાનાં ગુજરાન અને રોજીનું ઠીક સાંધન મળે છે, તો કાંય નહિં તેઓ પોતાનીજ કોમને આશ્રો અને ઉત્તેજન આપે? કાંય નહિં તેઓ પોતાની કોમ માટે આવું એક ખેતર ખેડવા નાણાં કાઢી એક મ્યુઝિકની કૉલેજ સ્થાપે, અને તેમાંથી બહાર પડતાં ફતેહમંદ વિધાર્થિ-ઓને કોમ તરફથી રોજીનું સાધણ મળે?

આજે ઘણે ઘર આપણી શીરીનબાઇઓ અને સુનાબાઇ-ઓને પિયાનો શિખવવા "મડમો" જાય છે—"મડમો" શું જાણે છે અને આપણી સુનાબાઈઓ શુ શીખે છે તે તો સાહેબ જાણે! પણ એક વડાઇ અને ફિસિયારી કે "મડમ શિખવવા આવે છ!" એ પિયાનો શીખવનારી "મડમો" નો મોટો ભાગ સગીતનું કેટલું જ્ઞાન ધરાવે છે, તે મ્યુઝિશિયનોથી અજાણ્યું નથી! પણ એવી "મડમો" કરતાં વધુ શીખેલી પારસી બાનુંઓ મ્યુઝિકનો બરાબર અભ્યાસ કરી બહાર પડે તો કાંય નહિં તેઓ પણ સ્વતંત્રતાથી ગુજરાન કરે, ને કોમનો પૈસો કોમનેજ ઉપયોગી અને મદદગાર થઈ પડે? વળી પારસી લાચારી અને બેરોજગારીના શિહા સફાની થોડીક લીટીઓ એક નવો હુન્નર-ઉદ્યોગ દાખલ થવાથી છેકી શકાય!

પારસી "કૉલેજ ઑફ મ્યુઝિક" સ્થાપવાને તે પાક પરવર એકજ દ્રવ્યવાન પારસીને નહિં પણ સઘળાં મધ્યમ સ્થિતિના શખ્સોને સામાન્ય સાધારણ બુદ્ધિ બક્ષે! મહારી જીંદગી દરમ્યાન એવી "કૉલેજ ઑફ મ્યુઝિક" હસ્તીમાં આવેલી જોવુ એ મહારી ઇચ્છા અને આશા, હોંસ અને ઉમેદ તે પરમકૃપાળુ પરમેશ્વર ફળીભૂત કરે!"

૧૯૦૮

---

# આપણી કેટલીક નિશાળોની ખામી.

લખનાર - મિસ ભીખાઇજી. ડી. પાલમકોટ.

હું ધારૂં છું કે આ લેખ લખતી વખતે મારો જે શુભ હેતુ છે તેનો અનર્થ થશે નહિ.

જોકે આપણી સ્વભાષા કાંઇ ગુજરાતી નથી તે હું પેહેલેથી કબુલ કરૂં છું. જે ભાષા આપણને આપણા ઘરમાં બચપણથીજ બોલતાં શીખવી હોય અને આપણી આસપાસનાંઓ અને આપણી સાથે સંબંધમાં આવનારાંઓ વાપરે તે સ્વભાષા કહેવાય અને તે 'ગુજરાતી' છે; જોકે તે આપણી પોતાની નહી હોવા છતાં, આપણાં વડવાઓએ અને આપણે તેને સ્વભાષા બનાવી લીધી છે! હવે તે ભાષાનું પુર્ણ જ્ઞાન સંપાદન કર્યા વગર આપણે એક બીજી પારકી ભાષા-ઈંગ્રેજી બચ્ચાંઓને શીખવ્યે છીયે, અને ઈંગ્રેજીમાં થોડોક અભ્યાસ આગળ વધાર્યા પછી એક ત્રીજી પારકી ભાષા કુમળાં મગજપર ભાર કરે છે, જે ઝાઝી વપરાસમાં નહી હોવાથી તે વીષે બોલવું વ્યથ છે.

અત્રે મારે જે કાંઇ કહેવું છે તે ફકત પારસીઓનાં બચ્ચાં-ની કેળવણી વીષે છે. આપણાં બચ્ચાંઓને માબાપ ઈંગ્રેજી કેળવણીની અધીરાઈમાં ગુજરાતી ભાષાનું પુર્ણ જ્ઞાન આપવાથી ઘણે મોટે ભાગે અળગ રાખે છે અને તેમાં કેટલાક તો ગુજરાતીથી એટલાં અજ્ઞાન ને અભણ રહી જાયછે કે એક સાધારણ ચીઠી તેઓ સાદી એબારતમાં કે શુદ્ધ ભાષામાં નથી લખી શકતાં એટલુંજ નહી, પણ નથી સીધી લીટીમાં લખતાં કે નથી શબ્દોને જુદા પાડવાની સમજ ધરાવતાં. આવી એક પત્રિકા વાંચતાં એક ભણેલા શખસને કચવાટ ને કમકમાટ ઉતપન થાયછે.

બીજું, જયારે તેઓ એક ઈંગ્રેજી જેવી પારકી ભાષા શીખે

છે, તયારે જો ગુજરાતીનું જ્ઞાન નહીં હોય તો ઇંગ્રેજી સમજતાં અને બીજાંઓને સમજાવતાં તેઓની મુશકેલી બેવડી વધી જાય છે. આપણી કેટલીક છોકરાઓની અને છોકરીઓની નીશાળોમાં ઈંગ્રેજીનો ગુજરાતીમાં તરજુમો ફકત ચોથા ધોરણ સુધી અને કોઈક ઠેકાણે પાંચમાં ધોરણ સુધી સમજાવવામાં આવેછે. તે પછી તેઓ જે ઈંગ્રેજી શીખેછે તેમાંનાં ઘણાકો પોતાની ભાષામાં સમજી નથી શકતાં તેમજ કોઈને સમજાવી નથી શકતાં. ઘણી વેળા તેઓ ઈંગ્રેજી વરતમાનપત્રો કે ઇંગ્રેજી પુસ્તકોના ગુઢ અર્થ સમજાવવામાં નીશફળ નીવડે છે. કાંઈકો જાણવાની હોંસ ધરાવવા માટે ઉઠીને ડીક્ષનરીનાં પાનાં ફેરવેછે તો કાંઈકો આળસાઈ કરીને નહી સમજ પડે તો તે ભાગ ગબડાવી દેછે. એક આસામીને વારંવાર ડીક્ષનરી ઉડલાવતાં કંટાળો લાગે એ સ્વભાવીક છે. આ તેમની મુશકેલીનાં બે મુખયો કારણો છે. એક તો માબાપ અધીરાં પડી બચ્ચાંઓને ગુજરાતી ત્રણ ચાર ચોપડીનું અપુર્ણ જ્ઞાન આપેછે ને બીજું તો ઈંગ્રેજી નીશાળમાં દાખલ થયા પછી તયાં પણ ઈંગ્રેજી ત્રણ ચાર ચોપડી સુધીજ તરજુમો શીખવવામાં આવેછે. માબાપ અને શીક્ષક એ બંનનેની ગફલતીને લીધે બીચારાં બચ્ચાંઓ બંને બાજુથી ડોલતાં રહીં જાયછે. નહી તેઓ ઈંગ્રેજીમાં સમજી શકતાં કે નહીં તેઓ ગુજરાતીમાં સમજી યા સમજાવી શકતાં.

એક વીધ્યારર્થી પર અભયાસનો એટલો બધો બોજો હોયછે કે તે દરેક વખતે નહી સમજ પડતા ઈંગ્રેજી શબદો માટે ગુજરાતી અર્થ શોધવા બેસે એ નહી બની શકે તેવું છે. વળી કેટલીક મીશનરી ખાતાંની નીશાળો જયાં પણ ત્રણ ચાર ધોરણ સુધીજ ગુજરાતીમાં સમજાવવામાં આવેછે, ત્યાં પણ તે ખાતાંની બાનુઓ ખાસ ગુજરાતીનું શીક્ષણ લેછે કે જેથી તેઓ પારસીઓના અને હીંદુના છોકરાંઓને તેઓની સ્વભાષામાં સમજાવી શકે; ત્યારે આ ઘણું અફસોસકારક છે કે આપણાં બચ્ચાંઓને સાધારણ વપરાતી ઉપયોગી ભાષાથી બેનસીબ રાખવામાં આવે છે!

બચ્ચાંઓની કેળવણીના ક્રમમાં આ એક મોટી ખામી છે અને તે પેહલાં માબાપે અને પછી નીશાળોના કારોબારીઓએ જલદીથી સુધારવી ઘટે છે, અને ઈંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરવાની બાબતને એક ખાસ જરૂરી બાબત ગણી ઉપલાં ધોરણ સુધી લંબાવી તેનું પુર્ણ જ્ઞાન આપવું આવશ્યક છે.

શીક્ષણ આપવાના મારા લાંબા અનુભવ દરમ્યાન મે ઘણાંઓને જોયાં છે, જેઓ ઇંગ્રેજીનો ચઢતો અભ્યાસ કર્યાં છતાં સાધારણ બાબત ગુજરાતીમાં સમજાવી શકતાં નથી તેમજ એક સાદી ગુજરાતી પત્રિકા પણ લખી શકતાં નથી.

કેટલાંકો ગરીબ ગુજરાતી ભાષાને હીણે છે અને તુચ્છ ગણે છે કે જે, તેઓના વડવાઓ વાપરતા હતા, અને પોતે પણ હજી તેજ બોલે છે. ગુજરાતી વાંચવું અને લખવું એ કેટલાંકો જાણે પોતાના દરજ્જાથી ઉતરતું ગણે છે. તેજ વખતે આપણે જોઇએ છીએ કે તેઓને ઇંગ્રેજીનું પણ અતિ ઓછું જ્ઞાન હોયછે.

જયારે પરકોમનાં પુરૂષો અને સ્ત્રીઓ એક ખાસ ભાષા તરીકે ગુજરાતી શીખેછે અને કેટલાક અમલદારોને તો તે શીખવાની ફરજ પડે છે, તો પછી આપણને સજાવર છે કે, આપણા બચ્ચાંઓને પહેલે ગુજરાતીનું પૂર્ણ જ્ઞાન આપવું અને ત્યાર પછી નીશાળોના માલેકોની ફરજ છે કે છોકરાંઓને ચઢતા ધોરણ સુધી ઈંગ્રેજીમાંથી ગુજરાતી તરજુમો એવી રીતે શીખવવો અને સમજાવવો કે તેઓ કોઈ પણ ઈંગ્રેજી વરતમાન પત્ર કે પુસ્તક વાંચીને સહેલથી સમજી યા સમજાવી શકે.

નીશાળોમાં કેટલીક બાબતો એવી શીખવવામાં આવેછે કે જે તેઓને ભવીષમાં તેઓના કામકાજમાં નીરૂપ્યોગી થઈ પડેછે અને નીશાળ છોડયા પછી મગજમાંથી છેકાઇ જાયછે; ત્યારે આ બાબત તો એટલી અગત્યતા ધરાવનારી છે કે, બચ્ચાંઓને ભવીષમાં ડગલે ને પગલે પોતાને તેમજ બીજાંઓને ઉપયોગી થઈ પડે છે.

આ બાબત તરફ વળી ગુજરાતી સાહીત્ય પરીષદનું લક્ષ ખેચુંછું, કે જે ગુજરાતી ભાષાનો પ્રસાર કરવા અને ખીલવવા બનતાં પ્રયતનો કરે છે.

પોતાનાં દીકરા અને દીકરીઓનું ભલું ઈછનારાં માબાપે તેમજ કેળવણીના અંગ્રેસરોએ ઉધરતી ઓલાદનાં ભલાં માટે કેળવણીના ધોરણમાં વીશેષ ફેરફાર કરવો ઘટારત છે.

"સાંજ વર્તમાન."

૧૩મી સપતેમ્બર ૧૯૦૯.

* * * *

***અમો ઈચ્છીએ છીએ કે જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીની એજયુકેશનલ કમીટીનું આ લેખ ઉપર ધ્યાન ખેંચાય, કે જે મંડળી પારસીઓના બચ્ચાંઓ જેટલું ભાગુંતુટુ ગુજરાતી શીખે છે તે ઉપર પણ ઢાંકણું વાલવા માંગે છે.

અ૦ સા૦ વ૦



# પારસી કન્યાઓ માટે હુન્નરશાળા.



( લખનાર-મીસ. ભીખાઇજી. લી. પાલમકોટ. )

[આ લખાણ ભાઇબંધ "સાંજ વર્તમાન" ના પતેતી અંકમાં છપાયલું અમોને પસંદ પડયાથી અમે તે ઉતારી લીધું છે. —અધિપતિ ગુલશને ઇલ્મ. ]

આજથી અર્ધી સદીના અસલી જમાના પર આપણે નજર ફેંકીએ તો આપણને માલૂમ પડે છે કે કેળવણીના સુધારા વધારામાં આપણે આગળ વધ્યા છિયે, એ વાત તો ખરી; પણ તેની સાથે તેજ વખતે આપણે જોઈએ છિયે કે તે જમાનાની પારસી કન્યાઓની સ્થિતિ અને ભવિષ્ય આજના જમાનાની પારસી કન્યાઓની સાથે સરખાવતાં કેવળ ઉલટાઇ ગયું છે! તે જમાનામાં તેઓનું ભવિષ્ય સચવાયલું હતું. આજે પારસી કન્યાઓનું ભવિષ્ય ડામાડોળ, અચોક્કસ અને અસ્થિર થયું છે. અસલી કોલીબાઇઓની કહેવતઃ "દિકરી ઘર વગરની હોય, કાંઈ વર વગરની હોય કે?" આજે ઉલટાઈ ગઈ છે. તે જમાનાની પારસી કન્યાઓનું ભવિષ્ય વડવાઓ અને વડીલોના ડહાપણભર્યા કારભાર અને હુંફાલી પાંખમાં સચવાયલું હતું, તેઓનાં ઉદાર મન અને દુનિયાદારીની દુરંદેશીમાં લપેટાયલું હતું. તે અર્ધી સદીના આગળા અભણ જમાનામાં એક પારસી કન્યાનું ભવિષ્ય જાણે નકકીપણે મનાતું હતું કે તેણી શિખેલી હોય યા અભણ હોય તોપણ જિંદગીમાં ઠરીઠામ તો પડવાનીજ, સાસરે તો જવાનીજ અને ખાવિંદનું સુખ યા દુઃખ તો વેઠવાનીજ. તે એક એવો સુખી સંતોષી જમાનો હતો કે પારસી કન્યાઓ, મા-બાપ, ભાઇ કે ધણીનું છત્ર ખોહી દે તો વડીલો, સંગાઓ કે આસપાસનાંઓ તે નીરાધારોને પાંખ-પાસામાં લઇને આશ્રય આપતાં; અને તેથી અભણ છતાં તેઓનું

અર્ધું દુઃખ ઓછું થતું. સગાં વ્હાલાંઓ ઢોલ-તાસા વગાડયા વિના પૈસાની કે કપડાંની છૂપી મદદ કરતાં અને સંતોષ સાથે સબુરી પકડીને જિંદગીની સાદી જરૂરિયાતોને પુગી વળતાં. આજે મામલો તેથી ઉલટોજ છે. નિરાધાર થયલાંઓ પાસે જો કાંઈ "દમ છે" એવું માલુમ પડે તો આશરો આપવા અને લોકોમાં "વાહુવા" બોલાવવા તત્પર રહેશે! વિધવા થયેલી દિકરીને તેણીના મા-બાપ કે ભાઈ-બેન આશરો આધાર આપવાનાં ઓઠાં હેઠળ જ્યાં સૂધી પેલો "દમ" "દલ્લો" હોય ત્યાં સૂધી રાખશે. વખતના વહેવા સાથે પરિણામ જોઈશું તો શું? વિધવાનો રખડાટ અને છેવટે વિધવા-આશ્રમનો આશરો!

તે કેળવણી વગરના જમાનામાં કોમની વિધવાઓને વિધવા-આશ્રમનો આશરો દેખાડવામાં આવતો નહિ હતો. કુંવારી છોકરીઓને વક-કલાસોમાં શિખીને ગુજરાનનાં સાધન મેળવવાનો ખ્યાલ નહિ હતો, તેઓના નીભાવનુ કે ભવિષ્યનું જે કાંઈ થતું. તે સગાં-વ્હાલાંઓ વચ્ચે ગુપચુપ ઘરમાંજ થતું. ઘરની બાહેર જઈને ધંધો કરવાની અને પઈસા મેળવવાની જરૂર હતી નહિ, બલકે તે બાબતની છીટ રાખવામાં આવતી. સ્ત્રીના સ્વતંત્રપણા તરફ તિરસ્કાર દેખાડવામાં આવતો અને કન્યાઓને પરતંત્ર રાખવામાં શોભા સમજતાં!

## કન્યા કેળવણી.

પણ આજે તે જમાનો વહી ગયો છે, સબુરીની સીડી પરથી ગબડી પડી ખરચાળુ ખાહીમાં બધાં ખેંચાતાં જાય છે. અને તે સઘળી વધતી જતી જરૂરિયાતોને પુગી વળવા એક પિતા કે એક પતિ કે એક ભાઇ હોય તો અફસોસનો નિસાસો નાંખી પોતાની પવિત્ર ફરજથી અળગો થવા પ્રયત્ન કરે છે!

કોમ અને પરકોમ કહે છે કે પારસી કોમ કેળવાઈ છે! સોએ નેવું કન્યાઓ કેળવણી લે છે! હશે! કેવી કેળવણી? ઓછી, અધુરી, ઉપર-ટપકેની, સંગીન જ્ઞાન વગરની, એવી

અધુરી કે આફ્રત આવી પડતાં નિરૂપયોગી! ગુજરાનનાં સાધન મેળવવા માટે અધુરી. મોટે ભાગે પારસી કન્યાઓ થોડું ઘણું ગૂજરાતી ઇંગ્રેજી જ્ઞાન સંપાદન કરવાની હોંસ રાખેછે, કોશેષ કરેછે, પણ તે જ્ઞાન ઘણી સાંકડી હદમાં, અને કોઈ કોઇના બાબમાં એટલું તો ઉપર-ટપકેનું ને ઓછું હોય છે કે જ્યારે ગુજરાનનાં સાધનો ખુટી જાય છે, જ્યારે એક કન્યા કુદ્રતના નિયમને નમીને બાપ કે ભાઈના આશરા-આધારથી અળગી થાય છે, જ્યારે એક ધણીઆણીના માથાં પરથી ધણીનું છત્ર અજલનો ફરેસ્તો ઉડારી દે છે, ત્યારે ઇંગ્રેજી કે બીજી બાબતનું હોંસ-ઉલટથી મેળવેલું પેલું નજીવું, ભાગું-તૂટું જ્ઞાન કાંઈ કામ આવતું નથી. વળી સંકટ સમયે મગજ પર જંજાળના બોજા અને જીગર પર સંતાપ, દુઃખ અને મોતના કારી ઘાના વહેતા જખમો સાથે પાછું શિખવાનું અને પાછું શુરૂ કરવાનું આફ્રતમાં એક વધારો હોય એવું મુશ્કેલ અને અશકય લાગે છે. એવે સમયે એક ભણેલી અને હુન્નરવાળી સ્ત્રી તે સાહેબ પર સંતોષ અને સબુરી પકડી સ્વતંત્રતાથી પોતાનું ગુજરાન કરવા હિમતથી હામ ભીડે છે.

**આજની પારસી કન્યાશાળાઓની કેળવણી**

કેવી હોય છે? જે છોકરાઓ શિખે તેજ છોકરીઓ શિખે! કેટલાંકો ચોથા-પાંચમા ધોરણ સૂધી શિખીને નિશાળ છોડી દે, ને ઈગ્રેજી પૂરૂં થયલું માને! કેટલાંકો મેંત્રીક સૂધી અભ્યાસ પૂરો કરે. 'યુકલીડ', 'આલજીબ્રા' ને 'મીકેનીકસ' જેવી નિરૂપ્યોગી બાબતો ભૂલી જવાય છે. બેશક જો શિખવવાની નેમથી તેઓ એવી બાબતોનો અભ્યાસ કરે, બલકે બી. એ. કે એમ. એ. સૂધીનો અભ્યાસ વધારે તો તેઓનું જ્ઞાન ઘણું કિંમતી તેમજ ઉપ્યોગી થઇ પડે; પણ કેટલાં થોડાંઓ એ નેમથી અભ્યાસ કરે છે? ઘણે મોટે ભાગે આપણે જોઇએ છિએ કે શિખવવાની નેમથી આ નિરૂપ્યોગી બાબતોનો અભ્યાસ કરવામાં આવતો નથી; અને ઘણી વખતે ફરજયાત શિખવાની એક શિષ્યને ફરજ પડે છે.

છોકરીઓને છોકરાઓના જેવી કેળવણી નહિ આપતાં એવી જાતની કેળવણી અને એવો હુન્નર આપવો જોઇએ કે જે તેઓને ભવિષ્યમાં ખરી જરૂરની વખતે ઉપયોગી થઈ પડે. મેટ્રીકયુલેશનની પરિક્ષા આપ્યાથી કાંઇ દરિદ્રતા ઓછી થતી નથી; પણ કોઈ એક જાતનો હુન્નર હાંસલ કર્યાથી ભવિષ્યમાં તેના ઘણા ફાયદા માલમ પડે છે. એક કન્યાને કેળવણી આપવાની દુરંદેશીમાં કન્યાશાળાનાં કારોબારીઓ કરતાં માબાપની દુરંદેશીની ખૂટ અને ખામી વધૂ જોવા-સાંભળવામાં આવે છે, બચ્ચાંની કુદ્રતી વળણ ચોકકસ બાબત તરફ જોઈને તેને તે બાબત શિખવવામાં નથી આવતી. નાજુક કુમળાં ભેજાં પર એક નહિં પણ ચાર-પાંચ સામટા હુન્નરોનો બોજો નાખવામાં આવે છે. આજની એક માતાનો વિચાર એવો હોય છે કે છોકરીએ ગૂજરાતી જેવું તેવું ત્રણ-ચાર ચોપડી સુધી પૂરૂં કર્યું કે તેણીએ ઇંગ્રેજી શિખવું તો જોઈએ; સાથે મ્યુઝિક, ભરતકામ, ગુંથણકામ, વેતરવાનું, ડ્રોઇંગ, પેન્ટિંગ, ગાયન એ સઘળા હુન્નરો સાથે સામટાજ શિખવા જોઇએ ને તેજ સમયે તેણીએ રાંધવાનો હુન્નર તો જાણવોજ જોઈએ, અને ઘરબાર કેમ ચલાવવું તેની બી થોડી ઘણી સમજ સાથે સાથેજ લેવી જોઈએ!! આ સઘળા હુન્નરોમાંથી એક પણ પૂરો શિખવાથી તેણી બેનસિબ રહે છે.

જો એક છોકરીની વળણ સાહિત્ય તરફ હોય તો તેમાં તેણીના દિવસના ઘણા કલાકો રોકાવા જોઈએ.

એક બાળકીની વળણ બચપણથીજ મ્યુઝિક તરફ માલુમ પડે તો દસ-બાર બાબતો અને ચાર-પાંચ હુન્નરના ઉપર-ટપકેનાં જ્ઞાનમાં વખત, મેહનત અને પૈસો બરબાદ કરવા કરતાં તેજ હુન્નરમાં તેણીને પૂર્વિણ બનાવવી જોઇએ.

જો એક કન્યાને કુદ્રતે મીઠા અવાજની બક્ષેસ કરી હોય તો તેણીને ગાયનના હુન્નરની પૂર્ણ તાલીમ મળવી જોઈએ, અને તેમાંજ તેણીનો વખત, મેહેનત અને પૈસો વપરાવો જોઇએ.

જો એક બચ્ચાંની વળણ ભરવા સીવવા તરફ વધુ હોય તો તેનો પૂર્ણ અભ્યાસ કરાવવો જોઈએ કે જેથી ભવિષ્યમાં તોફાની પવન સામે ટકી શકે.

જો મા-બાપ કે વાલીની હોંસ તેણીને શિક્ષક બનાવવાની હોય તો બેશક તેણીએ મેટ્રીકયુલેશન સૂધીનો અભ્યાસ કરવો જોઈએ, એટલુંજ નહિ, પણ હું આગલ વધીને કહીશ કે બી.એ. કે એમ. એ. ની ડીગ્રી વધુ આવકારદાયક ગણાશે કે જેથી ભવિષ્યમાં તેણી પોતાનો તરાપો વધુ આસાનીથી મજબુત પવનના સપાટાઓ છતાં કિનારે લઈ જશે.

આપણે પશ્ચિમ તરફની જુદી જુદી વિદ્યાઓ અને તરેહ-વાર હુન્નરોના ખાસ "વિદ્વાનો" અને સ્પેશિયાલીસ્ટ" સાંભળીએ છિયે, તેના કારણો દેખીતાં અને ખુલ્લાં છે. તેઓ જીંદગી સૂધી એકજ બાબતને વળગી રહી, વખત, મેહનત અને પૈસાનો ઉપ્યોગ કરી તેમજ પુર્વિણુતા મેળવવા ઉપરાંત તેજ બાબત પર ચાલુ અભ્યાસ અને વધારો કર્યા જાય છે. લોકોમાં તેની ગણુના થાય છે. તેની સલાહ અને મત પુછવા તૈયાર થાય છે. અને તેથીજ આંપણને જુદી જુદી બાબતોના જુદા જુદા ખાસ વિદ્વાનો અને નિપૂણ આસામીઓ મળે છે, કે જેઓ કંઈક વખતે પોતાનાં ઊંચા જ્ઞાનથી ઇનસાનની જીંદગી બચાવી શકે છે.

મધ્યમ અને ગરીબ વર્ગના પારસીઓ (કે જેઓની સંખ્યા ઘણી મોટી હોય છે) નો એવો વખત આવતો જાય છે કે છોક-રાઓ સાથે સાથે છોકરીઓને પણ સ્વતંત્રપણે ગુજરાન કરવાનો સમય હવે દૂર નથી; તેથી દરેક બાપ, ભાઈ કે વાલીની ફરજ છે કે દરેક છોકરીને અકેક જાતનો હુન્નર શિખવવો.

## કન્યાઓ કાજે હુન્નરશાળા.

પારસી કન્યાઓ માટે હુન્નરશાળા સ્થાપવી જોઈએ કે જયાં તેઓ પહેલેથી છેલ્લે સૂધી (જેની જે પર કુદ્રતી વળણ હોય

તે) શાસ્ત્રાનુસાર જ્ઞાન અને હુન્નર હાંસલ કરી શકે. આવી રીતે મેળવેલો હુન્નર તેઓને ભવિષ્યની અને ઘડપણની લાકડી સમાન થઈ પડે.

એવી એક હુન્નરશાળા શ્રીમંતો અને સખીઓના આશ્રય હેઠળ ઉઘાડવી જોઇએ. જયાં જુદી જુદી બાબતમાં પુર્વિણતા મેળવેલાં નિપુણ શિક્ષકોને મોટી ફી આપી, મધ્યમ અને ગરીબ વર્ગની પારસી કન્યાઓને તેઓ પાસેથી ફી લઇને હુન્નર શિખવવો જોઇએ. હુન્નરશાળાને જો ખરેખર ફત્તેહમંદ અને મકકમ પાયા પર ઉભી કરવી હોય તો સૌથી પહેલાં શિક્ષકો પાસેથી મુફત મેહનત નહિ લેતાં તેઓને મોટી ફી આપી રોકવાં જોઇએ, કે જેઓ પર શિષ્યોની ફતેહનો મોટો આધાર રહે. બીજું, મધ્યમ કે ગરીબ વર્ગ પાસેથી એકસરખી ફી લઇ જેને જે હુન્નર ફાવે તે શિખવવો જોઇએ.

ઘણાઓ સવાલ કરશે કે ગરીબો ફી કયાંથી ભરે? પણ તેનો જવાબ તેઓને તુરતજ સાદી સમજથી વિચાર કરશે તો મળશે; તેઓ એક હુન્નર હાંસલ કરે છે કે જે હુન્નરમાંથી તેઓ પૈસા પેદા કરી શકશે. તો એક હુન્નર હાંસલ કરવા માટે પૈસો તો કોઈબી રીતે રોકવો અને ખર્ચવો જોઇએ; કે જે તેઓ પાછળથી ઘણી ઝડપથી એકનો બેવડો કરી શકશે, અને છેવટે ગરીબાઈ અને આળસાઇને મારી હઠાવી સ્વતંત્ર રહી શકશે. શિખવાની બાબતમાં ખરચેલો પૈસો કદી રદ જતો નથી. અને તેથી સમાર્ગે વપરાયલાં નાણાં માટે કદી પસ્તાવો થતો નથી. એવી એક હુન્નરશાળામાં ઘણા હુન્નરો શિખવી શકાયઃ જેમાં ઇંગ્રેજીના જ્ઞાન માટે મૅટ્રીક સૂધીના ધોરણનું લખવા, વાંચવા અને હિસાબ શિખવવાનું ખાતું,(૨) ભરતકામ, (૩) ગુંથન કળા, (૪) સીવવાનો હુન્નર, (૫) મ્યુઝિક, (૬) ગાયન, (૭) ડ્રોઇંગ ને પેન્ટિંગ, (૮) સબી પાડવાનો હુન્નર, (૯) બુક-કીપીંગ,(૧૦)ટાઈપ-રાઈટીંગ, (૧૧) પકવાન શાસ્ત્ર, (૧૨) બચ્ચાં તેમજ બિમારની માવજત. એ પર ખાસ ધ્યાન આપવું જોઇએ.

પારસીઓ પરજાતનાં થોડું શિખેલાંઓને પંપાળે છે, ઉત્તેજન આપે છે અને તેઓ તરફ દયા દેખાડી જેઓને જરૂર હોય છે તેઓને ગુજરાનનાં સાધન મેળવી આપે છે! બીજી બીજી રીતે પારસીઓની મહેનતનો પૈસો પરકોમમાં ઘણો ઘસડાતો જાય છે. તેનો સહેજ દુરંદેશીથી અને સાદી સમજથી ખ્યાલ કરીને પોતાની કોમની કન્યાઓને કેળવી હુન્નરવાળી બનાવી, કોમનો પૈસો કોમમાં સમાર્ગે વાપરી તેઓની સ્થિતિ વધૂ ઊંચી, ચઢતી અને આબાદ હાલતમાં રાખે તો તેમાં ઘણું પુન્ય સમાયલું છે. આ બેસ્તે સાલ તે કિરતાર સર્વેને નેક બુદ્ધી બક્ષે!

**નવેમબર ૧૯૧૦.** **"ગુલશને ઇલ્મ."**

---

## સાંભળોઃ—દુઃખી વિધવાઓ અને નિરાધાર પારસી કન્યાઓ માટે એક પ્રખ્યાત પારસી બાનું શું કહે છે તે.

---

**"ધી પારસી" ના અધિપતિ સાહેબ.**

આપનાં પ્રખ્યાત "ધી પારસી" નાં ગયા અંકમાં મારૂં લખાણ વાંચી એક દુરંઅદેશ, દયાળુ, પરગજુ સખી પારસી વિધવા બાનું, જેવણ કોમમાં ઘણાં જાણીતાં છે, તેવણ મને એક કાગળમાં પોતાના દુન્યાદારીના અનુભવી વિચારો દર્શાવેછે, જે કોમને જાણવાના જરૂરના હોવાથી હું જાહેરમાં મેલુંછું.

વિધવાઓ પાસેનો "દમ" અને દલ્લો પૂરો થવા પછી વીધવાઓનો રખડાટ અને વિધવાઆશ્રમનો આશરો દેખાડતાં

તેણીઓનાં સગાં-સ્નેહીઓનો જે ચિતાર મેં મારાં લખાણમાં ચિતાર્યો હતો, તેનાં કરતાં વધુ અચ્છો ચિતાર આ બુઝોર્ગ બાનું ચિતારે છે, તેમજ મોતથી નાચાર થયલી નિરાધાર નારીઓને એમનાજ બોલોમાં "મરતી પરતી હાલતમાં, તરહેવાર બોહતાંન મેલી, માહેતમ કરતાં મેલી" જનારાંઓ માટે કેવાં ગરમ આંસુઓ ખેરવેછે તેમાં, જેઓને એનો કડવો અનુભવ મળ્યો હશે તેઓ, અટકાવ્યા વગરનાં આંસુઓ સાથે ભાગ લેશે– મુખ્ય કરી એમનો એક હૃદયભેદક વાકય:—"ખમસું આપણ વાલી વીનાનાં હીનાએલાં પ્રાણીઓ, સરજતની કાંહણીને અને જેબી અધુરૂં હશે તેને તાબે થવા તૈયાર"! આ જુઠા જમાનાની સાચી વિગતો અને પાકટ અનુભવ જાહેર કરનારૂં લખાણ કરનારાં માનવંત પારસી બાનુંનું નામ મને મનાઈ કરેલી હોવાથી હું જાહેરમાં મેલી શકિત નથી એ મોટા અફસોસની વાત છે.

## "પારસી અબળાઓ માટે હુન્નરશાળાની જરૂર."

"ગઈ કાલના "ધી પારસી'માં ઉપલાં મથાલાં નીચેની બાબદના વીધવાઓનાં હાંદેશાવાલો ભાગ વાંચી નવેસરથી હું દુઃખ પામીછું એમ નથી, તે અને તેજ માહન દુઃખ વખતના વહેવા સાથે ગમે એટલી ઉમર ગુજારો તેહાં તુલીક વેઆજનાં વેઆજ સાથે મલતું અને ચહડતું રહેછે—પછી તે દોલતની રેલછેલમાં અથવા તો તેની વાંન-તાનમાં.

"વાહલી મીસ પાલમકોટ! તમોને એ દુઃખનો અનુભવ નથી, છતાં કેમ પારખીઉં? જો કે તે ઘણું અધુરૂં છે. તમો જેવી કુશલ કલમ જો હું ધરાવતે તો અતી રસીલો પણ સાચો હેવાલ મોકલતે—આગલા જમાનામાં આ કમનસીબ પ્રાંણી છેકજ ભાગેઅવંતોને નીરજીવ દીસતું ન હતું—પણ મજા અને મોજ શોખ વધવા પછી સગાં સ્નેહી તેમજ રંડાપો વેથી ઉછેરેલાં પોતાનાં બચાંવો પણ આવી અભાગણીઓને હીનવા સીખી ગયાં છે—કારણ આસપાસનાંઓથી તેણીની બદગોઈ

બચાંઓએ સાંભળી છે—વલી થોડું ઘણું ઉત્તેજન દેખીતું અને વધુ ભેદમાં તેમનાં કાને રેડાએછે, જાણે વેઠી ગએલાં દુઃખો આ હેવાન પ્રાંણી માટે કમતી તેવોને લાગતાં હોએ !

તેમાં ભરચકની મતલબથી દરશાવ, મારી વાહાલી, ઉપલાં દુઃખોનો તુલોતવીલ હેવાલ. આ ગરજાઉ બાપડી જેહાંબી મદદની આશા રાખશે તેહાં નીરાસી—પારકાં પોતીકાં નહી થશે—કારણ કે પોતાનાંથી તો ઘણી ઘણી નાલેસી તેણીની તેઓ જાણેછે—બેઘરક જો કાંઈબી ખરચી હશે તો તેમાં ખાંચો પારી ખંખેરી લેવાનાજ. બોલો હવે મદદે કોણને તેરવાં ? વલી તેણીની આવી હાલતમાં પોતાની નીતીની અતી સંભાલ રાખવી પડેછે—એખલવાઈ હાલતથી તો જરૂર બા જરૂર. કોણ છે વીધવાના વાલી આજે ? બેબાખરા માટીઓ જ્યારે બુબખ બાયડીઓની ગોલામી પોતાની નબલાઈથી કરે છે, ત્યારે થરેલ પણ રવરી પડેલી વીધવાઓ હારમારી ભોગવે છેજી. આ તમારો કેળવણીનો જમાનો કે ?

જ્યારે મધીઅમ કે ટુંક કમાઇના ભરથારો પરમેશ્વર પેરે પુંજાતા હતા, ત્યારે આજના કેળવણીનાં બલથી કહો, કે નાહીંમતથી ગણો, તેઓ હીચકારી સ્થીતીમાં રખરતી હાલતમાં જીવેછે. ફરજ ભુલેઆ છે—ઘર સંસાર અને કુટુંબ કબીલો કેમ ચલાવવો તે બાપદાદાને સાથે બાંધી આપી વીદાએ કર્યા છે, તેઓ આજે ઇરાનનું રાજ મેલવવા જાએ છે તે તો જુઓ ! કોમની દીકરીઓને રવરતી કરી છે. પારકી બલા દેખાંમણી જોઇ ઊચકી લાવવાની મારામારીમાં લાખોની દોલત ચાલી જાએછે ! છેકજ આવું હલકું મન !! તે કોમની દુરદશા નહીં તો બીજું શું ? પણ જાણજે વાહલી, કે સાંમતી હાયનો હુંકારો, જોસ એવી તો નધારેલી આગ સલગાવશે કે ઘડીમાં સૌ ખાક ને રાખ. ખમસું આપણ વાલી વીનાનાં હીનાએલાં પ્રાણીઓ. સરજતની કાંહણીને અને જેબી અધુરૂં હસે તેને તાબે થવા તૈયાર. બાકી ગરજાઉ હાલતને લીધે ગમે એટલાં પોકાર ને

કાલાવાલા કોઈ જોનાર કે સાંભલનાર નથીજ, જાતી અનુભવ એ સંભલાવશે—દીનબાઈ, અને આવાંબાઈ પીતીતે પીછાન કરી કાંએ? —જાતી અનુભવ—મોટલાંબાઈ વાહડીઆએ કાંએ?—જાતી અનુભવ—શીરીનબાઇ કામાએ અને ર. બામજીએ કાંએ? —જાતી અનુભવ. ઘણાં મલશે શોધશું તો. માટે મોજીલાં અને રજરતાંઓને એ માંગણી કરવી બીથીઆ છે. તેઓ આપણાથી દુર રહેવા ઇછશે—કદાચ એક ઘરમાંતો નહીંજ—એક મોહલ્લામાં પણ નહીંજ—પણ એક ગામમાંબી આપણી હાજરી નહીજ ગમશે. તમારી મરતી-પરતી હાલતમાં, તહરેવાર બોહતાંન મેલી, માહેતમ કરતાં મેલી જશે; માટે અનુભવીને શોધો, તેમની સાહયતા એકબીજાને નીભાવશે. લખતી રહેજે, વાહલી દીકરી, આવાં મોતની હારમારીનાં દુઃખો—પણ કોઇ વાર એ પણ મોજ સમાન લાગેછે. છુટથી લખાણનો ઉપીઓગ કરવાનો તમો બેહનને માહવરો છે, તેમ દુઃખીઓની દાદ જાહેરમાં મેલજો."

તા. ૬-૨-૧૯૧૧.

---

## આજની પારસી કન્યા કેળવણી.

### પારસી અબળાઓ માટે એક હુન્નરશાળાની અગત.

### ("લખનારઃ-મીસ ભીખાઇજી. લી. પાલમકોટ.")

---

આજથી અર્ધી સદીના અસલી જમાનાપર આપણે નજર ફેંકીએ તો આપણને માલુમ પડે છે કે કેળવણીના સુધારા-વધારામાં આપણે આગળ વધ્યાં છીએ, એ વાત તો ખરી; પણ તેની સાથે તેજ વખતે આપણે જોઇએ છીએ કે તે જમાનાની

પારસી કન્યાઓની સ્થીતી અને ભવિષ્ય આજના જમનાની પારસી કન્યાઓની સાથે સરખાવતાં કેવળ ઉલટાઈ ગયું છે! તે જમાનામાં તેઓનું ભવીષ્ય સચવાયલું હતું. આજે પારસી કન્યાઓનું ભવીષ્ય ડામાડોળ, અચોકકસ અને અસ્થીર થયું છે. અસલી કોલીબાઇઓની કહેવત "દીકરી ઘર વગરની હોય, કાંઈ વર વગરની હોય કે?" એ કહેવત આજે ઉલટાઈ ગઈ છે. તે જમાનાની પારસી કન્યાઓનું ભવીષ્ય વડવાઓ અને વડીલોના ડહાપણભર્યા કારભાર અને હુંફાળી પાંખમાં સચવાયલું હતું. તેઓનાં ઉદાર મન અને દુનીયાદારીની દુરંદેશીમાં લપેટાયલુ હતું. તે અર્ધી સદીના આગળા અભણ જમાનામાં એક પારસી કન્યાનું ભવીષ્ય જાણે નકકીપણે મનાતું હતું કે તેણી શિખેલી હોય યા અભણ હોય, તોપણ જીંદગીમાં ઠરીઠામ તો પડવાનીજ, સાસરે તો જવાનીજ અને ખાવીંદનું સુખ યા દુઃખ તો વેઠવાનીજ. તે એક એવો સુખી-સંતોષી જમાનો હતો કે પારસી કન્યાઓ, મા, બાપ, ભાઇ કે ધણીનું છત્ર ખોહી દે તો વડીલો, સગાંઓ કે આસપાસનાંઓ તે નીરાધારોને પાંખ-પાસાંમાં લઈને આશ્રય આપતાં અને તેથી અભણ છતાં તેઓનું અર્ધું દુઃખ ઓછું થતું. સગાં વ્હલાંઓ ઢોલ-તાસા વગાડયા વીના પૈસાની કે કપડાંની છુપી મદદ કરતાં અને સંતોષ સાથે સબુરી પકડીને જીંદગીની સાદી જરૂરીયાતોને પુગી વળતાં. આજે મામલો તેથી ઉલટોજ છે. નીરાધાર થયલાંઓ પાસે જો કાંઇ "દમ છે" એવુ માલુમ પડે તો આશરો આપવા અને લોકોમાં "વાહુવા" બોલાવવા તત્પર રહેશે. વીધવા થયલી દીકરીને તેણીના મા-બાપ કે ભાઈ-બેન આધાર આપવાનાં ઓઠાં હેઠળ જયાં સુધી પેલો "દમ" અને "દલ્લો" હોય ત્યાં સુધી રાખશે. વખતના વહેવા સાથે પરીણામ જોઇશું તો શું? વીધવાનો રખડાટ! અને છેવટે વીધવાશ્રમનો આશરો!

તે કેળવણી વગરના જમાનામાં કોમની વીધવાઓને વીધવાશ્રમનો આશરો દેખાડવામાં આવતો નહીં હતો. કુંવારી

છોકરીઓને વર્ક-કલાસોમાં શિખીને ગુજરાનનાં સાધન મેળવવાનો ખ્યાલ નહિં હતો. તેઓના નીભાવનું કે ભવીષ્યનું જે કાંઇ થતું તે સગાં-વ્હાલાંઓ વચ્ચે ગુપચુપ ઘરમાંજ થતું. ઘરની બહાર જઈને ધંધો કરવાની અને પઈસા મેળવવાની જરૂર હતી નહી, બલકે તે બાબતની છીટ રાખવામાં આવતી. સ્ત્રીના સ્વતંત્રપણા તરફ તીરસ્કાર રાખવામાં આવતો અને કન્યાઓને પરતંત્ર રાખ-વામાં શોભા સમજતાં !

## કન્યા કેળવણી.

પણ આજે તે જમાનો વહી ગયો છે, સબુરીની સીડી પરથી ગબડી પડી ખરચાળુ ખાહીમાં બધાં ખેંચાતાં જાય છે. અને તે સઘળી વધતી જતી જરૂરીયાતોને પુગી વળવા એક પિતા કે એક પતિ કે એક ભાઈ હોય અને અફસોસનો નિસાસો નાંખી પોતાની પવિત્ર ફરજથી અળગો થવા પ્રયત્ન કરે છે !

કોમ અને પરકોમ કહે છે કે પારસી કોમ કેળવાઈ છે ! સોએ નેવું કન્યાઓ કેળવણી લે છે ! હશે ! કેવી કેળવણી ? ઓછી, અધુરી, ઉપર-ટપકેની, સંગીન જ્ઞાન વગરની, એવી અધુરી કે આફત આવી પડતાં નીરૂપયોગી ! ગુજરાનનાં સાધન મેળવવા માટે અધુરી ! મોટે ભાગે પારસી કન્યાઓ થોડું ઘણું ગૂજરાતી ઇંગ્રેજી જ્ઞાન સંપાદન કરવાની હોંસ રાખે છે, કોશેષ કરે છે, પણ તે જ્ઞાન ઘણી સાંકડી હદમાં, અને કોઈ કોઇના બાબમાં એટલું તો ઉપર-ટપકેનું ને ઓછું હોય છે કે જ્યારે ગુજરાનનાં સાધનો ખુટી જાય છે, જ્યારે એક કન્યા કુદ્રતના નિયમને નમીને બાપ કે ભાઇના આશરા-આધારથી અળગી થાય છે, જયારે એક ધણીઆણીના માથાં પરથી ધણીનું છત્ર અજલનો ફરેસ્તો ઉડારી દે છે, ત્યારે ઇંગ્રેજી કે બીજી બાબતનું હોંસ-ઉલટથી મેળવેલું પેલું નજીવું, ભાગું-તુટું જ્ઞાન કાંઇ કામ આવતું નથી. વળી સંકટ સમયે મગજ પર જંજાળના બોજા અને જીગર પર સંતાપ, દુઃખ અને મોતના કારી ઘાના વ્હેતા

જખમો સાથે પાછું શિખવાનું અને પાછું શુરૂ કરવાનું આફતમાં એક વધારો હોય એવું મુશકેલ અને અશકય લાગે છે. એવે સમયે એક ભણેલી અને હુન્નરવાળી સ્ત્રી તે સાહેબ પર સંતોષ અને સબુરી પકડી સ્વતંત્રતાથી પોતાનું ગુજરાન કરવા હિમ્મતથી હામ ભીડે છે.

## આજની પારસી કન્યાશાળાઓની કેળવણી

કેવી હોય છે? જે છોકરાઓ શિખે તેજ છોકરીઓ શિખે! કેટલાંકો ચોથા–પાંચમા ધોરણ સૂધી શિખીને નીશાળ છોડી દે, ને ઇંગ્રેજી પુરૂં થયલું માને! કેટલાંકો મેત્રીક સૂધી અભ્યાસ પુરો કરે. 'યુકલીડ', 'આલજીબ્રા' ને 'મીકેનીકસ' જેવી નિરૂપયોગી બાબતો ભૂલી જવાય છે. બેશક જો શિખવવાની નેમથી તેઓ એવી બાબતોનો અભ્યાસ કરે, બલકે બી. એ. કે એમ. એ. સૂધીનો અભ્યાસ કરે તો તેઓનું જ્ઞાન ઘણું કીમતી તેમજ ઉપયોગી થઈ પડે; પણ કેટલાં થોડાંઓ એ નેમથી અભ્યાસ કરે છે? ઘણે મોટે ભાગે આપણે જોઈએ છીયે કે શિખવવાની નેમથી આ નીરૂપયોગી બાબતોનો અભ્યાસ કરવામાં આવતો નથી; અને ઘણી વખતે ફરજયાત શીખવાની એક શિષ્યને ફરજ પડે છે.

## છોકરીઓને છોકરાઓના જેવી કેળવણી

નહીં આપતાં એવી જાતની કેળવણી અને એવો હુન્નર આપવો જોઈએ કે જે તેઓને ભવીષ્યમાં ખરી જરૂરની વખતે ઉપયોગી થઈ પડે. મેત્રીકયુલેશનની પરીક્ષા આપ્યાથી કાંઈ દરીદ્રતા ઓછી થતી નથી. પણ કોઈ એક જાતનો હુન્નર હાંસલ કર્યાથી ભવીષ્યમાં તેના ઘણા ફાયદા માલમ પડે છે. એક કન્યાને કેળવણી આપવાની દુરંદેશીમાં કન્યાશાળાના કારોબારીઓ કરતાં માબાપની દુરંદેશીની ખૂટ અને ખામી વધુ જોવા સાંભળવામાં આવે છે, બચ્ચાંની કુદ્રતી વળણ ચોકકસ બાબત તરફ જોઈને તેને. તે બાબત શિખવવામાં નથી આવતી. નાજુક કુમળાં ભેજાં-

પર એક નહીં પણ ચાર-પાંચ સામટા હુન્નરોનો બોજો નાંખવામાં આવે છે. આજની એક માતાનો વિચાર એવો હોય છે કે છોકરીએ ગુજરાતી જેવું તેવું ત્રણ-ચાર ચોપડી સુધી પુરૂં કર્યું કે તેણીએ ઇંગ્રેજી શીખવું તો જોઇએ; સાથે મ્યુઝિક, ભરતકામ, ગુંથણકામ, વેતરવાનું, ડ્રોઇંગ, પેન્ટિંગ, ગાયન એ સઘળા હુન્નરો સાંથે સાથે સામટાજ શીખવા જોઈએ ને તેજ સમયે તેણીએ રાંધવાનો હુન્નર તો જાણવોજ જોઈએ અને ઘરબાર કેમ ચલાવવું તેનીબી થોડી ઘણી સમજ સાથે સાથેજ લેવી જોઈએ ! ! આ સઘળા હુન્નરોમાંથી એક પણ પુરો શિખવાથી તેણી બેનસીબ રહે છે.

જો એક છોકરીની વળણ સાહિત્ય તરફ હોય તો તેમાં તેણીના દીવસના ઘણા કલાકો રોકાવા જાઈએ.

એક બાળકીની વળણ બચપણથીજ મ્યુઝિક તરફ માલુમ પડે તો દસ-બાર બાબતો અને ચાર-પાંચ હુન્નરના ઉપર-ટપકેનાં જ્ઞાનમાં વખત, મહેનત અને પૈસો બરબાદ કરવા કરતાં તેજ હુન્નરમાં તેણીને પ્રવીણ બનાવવી જોઇએ.

જો એક કનયાને કુદરતે મીઠા અવાજની બખશેષ કરી હોય તો તેણીને ગાયનના હુન્નરની પૂર્ણ તાલીમ મળવી જોઈએ અને તેમાંજ તેણીનો વખત, મહેનત અને પૈસો વપરાવો જોઇએ.

જો એક બચ્ચાંની વલણ ભરવા-સીવવા તરફ વધૂ હોય તો તેનો પૂર્ણ અભ્યાસ કરાવવો જોઈએ કે જેથી ભવિષ્યમાં તોફાની પવન સામે ટકી શકે.

જો મા-બાપ કે વાલીની હોંસ તેણીને શિક્ષક બનાવવાની હોય તો બેશક તેણીએ મેટ્રીક સૂધીનો અભ્યાસ કરવો જોઇએ, એટલુંજ નહી, પણ હું આગળ વધીને કહીશ કે બી. એ. કે એમ. એ. ની ડીગ્રી વધૂ આવકારદાયક ગણાશે કે જેથી ભવીષ્યમાં તેણી પોતાનો તરાપો વધૂ આસાનીથી મજબૂત પવનના સપાટાઓ છતાં કિનારે લઈ જશે.

આપણે પશ્ચીમ તરફની જુદી જુદી વિદ્યાઓ અને તરેહવાર હુન્નરોના ખાસ "વીદ્વાનો" અને "સ્પેશીયલીસ્ટ" સાંભળીએ છિયે, તેના કારણો દેખીતાં અને ખુલ્લાં છે. તેઓ જીંદગી સૂધી એકજ બાબતને વળગી રહી, વખત, મહેનત અને પૈસાનો ઉપ્યોગ કરી તેમાંજ પ્રવીણતા મેળવવા ઉપરાંત તેજ બાબત પર ચાલુ અભ્યાસ અને વધારો કર્યા જાય છે. લોકોમાં તેની ગણના થાય છે, તેની સલાહ અને મત પૂછવા તૈયાર થાય છે અને તેથીજ આપણને જુદી જુદી બાબતોના જુદા જુદા ખાસ વિદ્વાનો અને નિપુણ આસામીઓ મળે છે, કે જેઓ કંઈક વખતે પોતાનાં ઉંચા જ્ઞાનથી ઇનસાનની જીંદગી બચાવી શકે છે.

મધ્યમ અને ગરીબ વર્ગના પારસીઓ (કે જેઓની સંખ્યા ઘણી મોટી હોય છે) નો એવો વખત આવતો જાય છે કે છોકરાઓ સાથે છોકરીઓને પણ સ્વતંત્રપણે ગુજરાન કરવાનો સમય હવે દુર નથી; તેથી દરેક બાપ, ભાઈ કે વાલીની ફરજ છે કે દરેક છોકરીને એકેક જાતનો હુન્નર શીખવવો.

## કન્યાઓ કાજે હુન્નરશાળાની અગત્યતા.

પારસી કન્યાઓ માટે હુન્નરશાળા સ્થાપવી જોઇએ કે જયાં તેઓ પહેલેથી છેલ્લે સુધી (જેની જે પર કુદ્રતી વળણ હોય તે) શાસ્ત્રાનુસાર જ્ઞાન અને હુન્નર હાંસલ કરી શકે. આની રીતે મેળવેલો હુન્નર તેઓને ભવીષ્યની અને ઘડપણની લાકડી સમાન થઇ પડે.

એવી એક હુન્નરશાળા શ્રીમંતો અને સખીઓના આશ્રય હેઠળ ઉઘાડવી જોઈએ. જયાં જુદી જુદી બાબતમાં પ્રવીણતા મેળવેલા નિપુણ શિક્ષકોને મોટી ફી આપી, મધ્યમ અને ગરીબ વર્ગની પારસી કન્યાઓને તેઓ પાસથી ફી લઇને હુન્નર શીખવવો જોઇએ. હુન્નરશાળાને જો ખરેખર ફતેહમંદ અને મકકમ પાયા પર ઉભી કરવી હોય તો સઉથી પહેલાં શિક્ષકો પાસેથી મુફત મહેનત નહી લેતાં તેઓને મોટી ફી આપી રોકવા

જોઈએ, કે જેઓ પર શિષ્યોની ફત્તેહનો મોટો આધાર રહે. બીજું, મધ્યમ કે ગરીબ વર્ગ પાસેથી એકસરખી ફી લઈ જેને જે હુન્નર ફાવે તે શીખવવો જોઈએ.

ઘણાઓ સવાલ કરશે કે ગરીબો ફી કયાંથી ભરે? પણ તેનો જવાબ તેઓને તુરતજ સાદી સમજથી વિચાર કરશે તો મળશે; તેઓ એક હુન્નર હાંસલ કરે છે કે જે હુન્નરમાંથી તેઓ પૈસા પેદા કરી શકશે તો એક હુન્નર હાંસલ કરવા માટે પૈસો તો કોઇબી રીતે રોકવો અને ખર્ચવો જોઈએ કે જે તેઓ પાછળથી ઘણી ઝડપથી એકનો બેવડો કરી શકશે અને છેવટે ગરીબાઈ અને આળસાઈને મારી હઠાડી સ્વતંત્ર રહી શકશે. શિખવાની બાબતમાં ખરચેલો પૈસો કાંઈ રદ જતો નથી. અને તેથી સમાર્ગે વપરાયલાં નાણાં માટે કદી પસ્તાવો થતો નથી. એમ એક હુન્નરશાળામાં ઘણા હુન્નરો શિખવી શકાય; જેમાં ઇંગ્રેજીના જ્ઞાન માટે મેત્રીક સૂધીનું ધોરણનું લખવા, વાંચવા અને હિસાબ શિખવાનુ ખાતું, (૨) ભરતકામ, (૩) ગુંથણ કળા, (૪) સીવવાનો હુન્નર, (૫) મ્યુઝિક, (૬) ગાયન, (૭) ડ્રોઇંગ ને પેન્ટિંગ,(૮) સળી પાડવાના હુન્નર, (૯)બુક-કીપીંગ,(૧૦) ટાઈપ-રાઇટીંગ, (૧૧) પકવાનશાસ્ત્ર, (૧૨) બચ્ચાં તેમજ બીમારની માવજત.

પારસીઓ પરજાતનાં થોડું શિખેલાંઓને પંપાળે છે, ઉત્તેજન આપે છે અને તેઓ તરફ દયા દેખાડી જેઓને જરૂર હોય છે તેઓને ગુજરાનના સાધન મેળવી આપે છે. બીજી બીજી રીતે પારસીઓની મહેનતનો પૈસો પરકોમમાં ઘણો ઘસડાતો જાય છે, તેનો સહેજ દુરંદેશીથી અને સાદી સમજથી ખ્યાલ કરીને પોતાની કોમની કન્યાઓને કેળવી હુન્નરવાળી બનાવી, કોમનો પૈસો કોમમાં સમાર્ગે વાપરી તેઓની સ્થિતિ વધૂ ઊંચી, ચઢતી અને આબાદ હાલતમાં રાખે તો તેમાં ઘણું પુન્ય સમાયલું છે.

૫-૨-૧૯૧૧. "પારસી"

# સ્વર્ગવાસીઓને સતાવવામાં શું સાર ?

( લખનાર:—મીસ. ભીખાઈજી. લી. પાલમકોટ )

અસલી સાચ્ચા ભોળા જમાંનામાં જો એક માણસ મરણને શરણ થતો તો તેનાં મોત પછી તેની ગમે તેવી ખામીને મોટાં દિલથી જીવતાંઓ ઢાંકી દઈ ફક્ત તેની ખૂબી ગાવામાં ડહાપણ સમજતાં હતાં. સગાં-સ્નેહીઓ તેના ગમે તેવા વાંક કે ગુનાહને મોટાં મનથી માફ કરતાં ને જો તેઓની હાજરીમાં કોઇ સ્વર્ગ-વાસીઓને સહેજ પણ અપમાન થાય તેવું બોલતાં તો તેઓને ફજેત કરી તોડી પાડતાં, એટલુંજ નહિં, પણ ગુનાહ ભરેલું ગણતાં. આ સિધ્ધાંતમાં કાંઇક ફિલસુફી ને સાદી, સારી સમજ આપણને માલૂમ પડે છે.

જીવતાં સગાં-સ્નેહીઓની વિશેષ કાળજી અને કોશેષ સ્વર્ગવાસીઓને શાંતીમાં રાખી તેઓની ખોડ-ખામી ડાટી દઈ, ખુબી ગાઈ, પોતે સંતોષ માની લઇ, ગમખારોને દિલાસો દેવાની હતી. ઘણી વેળા મરહુમની ભલાઈ, પરમાર્થીપણું અને ઊંચા ગુણોથી "પાંથરણુ" પમરી રહેતું ! નજીવા કે ખ્યાલી વાંક-તકસીર ઢાંકી દઇ જીવતાંઓ સન્મુખ તેનાં શ્રેષ્ઠ ગુણો, સભ્યતા, અને પરોપકારીપણું દર્શાવી બીજાંઓને તેને પગલે ચાલવાને શીખ આપતાં. તેના સદગુણ અને સદાચરણ ખુશબોદાર પુષ્પો મિસાલ સુગંધી પમરાત પાંથરતાં. પોતાનાં સ્વર્ગવાસી વ્હાલાંઓની વિરૂધ્ધ કોઇ કાંઇ બોલે તો તેઓનાં વિંધાયલાં જીગરનો જખમ વધૂ ચચરતો ને સંતાપમાં બેવડો ઉમેરો થતો એવું જાણીને શ્યાણા માણસો જીવતાંઓની લાગણીનો દુરંદેશ ખ્યાલ કરી સ્વર્ગવાસીઓની વિરૂધ્ધ બોલવા ડહાપણથી પાછળ હઠતાં. તે ફિલસુફી કેળવણી વગરના અભણ જમાનાની હતી. તેઓએ યુનીવર્સીટીની ડીગ્રીઓ મેળવી નહિ હતી, તેમજ ગૂજરાતી કે

ઈંગ્રેજી ત્રણ-ચાર ચોપડીનું ભાગું-તૂટું જ્ઞાન પણ સપાદન કર્યું નહિ હતું, છતાં તેઓની આવી દુરંદેશી, અને ફિલસુફી આજના કેળવાયલા સુધરેલા જમાનાને લજવાવે તેવી હતી.

સ્વર્ગવાસી વ્હાલાંઓની અશો યાદ જીવતાંઓ કેવી ઉંડી લાગણીથી કરતાં? વ્હાલાઓની યાદ વેળાનાં તેઓના ગરમ આંસું તેઓના સાચ્ચાં પવિત્ર પ્રેમની અખંડ સાબિતી આપતાં. મરહુમની માત્ર અશો યાદ, પાછળ રહી ગયલાં દિકરા-દિકરી અને ભાઇ-બેન તરફ રહેમદિલી અને દિલસોઝી રાખતાં તેઓને શિખવતી હતી. મરહુમના હજારો ઉપકારમાં દબાયલાં-ડટાયલાંઓ ફક્ત સ્વર્ગવાસીથી શરમ કરીને તેઓનાં દિકરા-દિકરી અને ભાઈ-બેન તરફ લાગણીથી ખેંચાતાં. તેઓને એવોજ ખ્યાલ હતો કે 'પેલી જેહાન શું મોહડું દેખારશું?" પોતાની ગુંજાસ હોય કે નહિ હોય, તોપણ અશો વ્હાલાંઓની યાદ પેટે પાતો બાંધીને ગમે તેવી રીતે ધર્મ-ક્રીયાઓથી કરી સંતોષ પામતાં અને ફરજનું કરજ અદા થયલું જોઇ શાંત રહેતાં. સ્વર્ગવાસી-ઓનાં અંગત વ્હલાંઓનાં દુઃખમાં ભાગીદાર થતાં, તેઓને ખરાં જીગરથી દિલાસો દેતાં, પાંખ-પાંસાંમાં લઇ આશરો આપતાં.

એક ખાવિંદ જો દોલત વગર મરણ પામ્યો હોય તો વફાદાર વનિતા મરહુમની શરમ-આબરૂ રાખવાની પોતાની ગંભીર ફરજ સમજતી. પૈસાની તંગી દુન્યાને દેખાડતી નહિં, બાંધી મુઠ્ઠી લાખની લઇને ફરતી અને તેમાં તેણીને માન, ઇજ્જત ને શોભા મળતી. વર્ષો સૂધી ખાધેલું નીમક હલાલ કરતી. પતિનાં મોત પછી બીજા ખાવિંદને ખાવાના ખ્યાલને ધિક્કારી કાઢતી અને સ્વર્ગવાસી પતિ તરફ વફાદાર રહી પોતાનું સત અને પતિવ્રતાપણું બન્ને જેહાનમાં પૂરવાર કરતી. ધણીનાં નામ અને ઘરને કાયમ રાખવાનો કસદ કરતી. તેનાં નામને અને કીર્તિને ઝાંખ નહિં લાગે તેવી તજવીજ કરવા તત્પર રહેતી. પોતાનાં અંગત સુખ-સગવડનો ભોગ આપતી.

ભરથારનાં મોત સાથેજ પોતાની દરેક મોજ-મજાહ અને એશ-આરામનો અંત આવેલો માનતી. સ્વર્ગવાસી વર તરફ પોતાની ગમે તેવી યુવાન વય છતાં સાચ્ચી નિવડતી. તેનું રૂહ પેલી જેહાનમાં ખુશ અને શાંત રહે એવી પ્રાર્થના કરતી ને તેવાંજ કાર્યો કરતી. ખાવિંદ તરફની લાગણી એટલી તીક્ષ્ણ રહેતી કે તેણીની હાજરીમાં સ્વર્ગવાસી ભરથાર વિરૂધ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવા કોઇ હિમ્મત કરતું નહિં. ખાવિંદનાં સગાં કે સાવકાં દિકરા-દિકરી કે તેને આધારે પડેલાં ભાઇ-બેન જો નિરાધાર થઈ ગયાં હોય તો તેઓ સર્વેને પાંખ-પાંસાંમાં લઈ પોતાના પતિ તરફની ગંભીર ફરજ અદા કરતી, એટલુંજ નહિ પણ લોકોનાં વખાણ અને શાબાશી મેળવતી. મરહુમ ખાવિંદનાં સગાં-વ્હાલાં-ઓને પોતાનાં સગાં-વ્હાલાં મિસાલ ચહાતી અને ગણતી, તેમજ તેના મિત્રોને પોતાના મિત્રો તરિકે સ્વિકારી લેતી. તેમ કરવામાં અને વર્તવામાં તેણીની એકજ નેમ જોવામાં આવતી અને તે એ કે: "પેલી જેહાન હું મારા ધણી આગળ હસ્તે મુખડે જઈને ઉભી રહેવસ!" કેવો ઉમદા ખ્યાલ! વફાદાર વનિતાના કેવા શ્રેષ્ટ વિચાર! કેવી ઉત્તમ કરણી!

એક પિતા ગમે તેવી ગરીબાઈમાં ગુજરી ગયો હોય, કે એક માતા મોહતાજમંદ થઇને મરણને શરણ થઈ હોય, તો ડહાંપણવાળાં દિકરા-દિકરીઓ સબુરી અખત્યાર કરી મોહડું બંધ રાખતાં ને પૈસાની તંગી દુન્યાને દેખડતાં નહિ. આબરૂ-ઇજતથી ઘરનો ભરમ રાખી મરહુમ માત-પિતા તરફ હદ બાહેરની લાગણી પ્રદીપ્ત કરતાં, અને તેઓનાં નામ અને કીર્તિ કાયમ રહે તેવી ચાલુ કોશષ કરતાં.

હવે સ્વર્ગવાસીઓ તરફ દૂરનાં કે નજીકનાં સગાંઓ અને મિત્રો તેમજ ભાઈબંધો અને જાત-ભાઈઓ કેવી લાગણી દર્શાવતાં તે તપાસ્યે. આહા! તે અસલી અભણ જમાનો, પણ પ્રેમભરી લાગણીથી કેવો ભરપૂર! પાછળ રહી ગયલાંઓનું દુ:ખ સાંભળવા કેવો તત્પર! તેઓની દળદેસરી ને ગમ ઓછો કરવા

કેવો કુનેહબાજ! નિરાધાર થયલાંઓને ટેકો આપવામાં કેવો દિલસોઝ! ઉપકારનો બદલો રખે અપકારથી વળે તેની કેવી કાળજી, સંભાળ અને સાવચેતી! પાછળ રહી ગયલાંઓને સુખ-સગવડથી રાખવાની અને નીભાવી લેવાની (ઘણી વેળા અંગત સુખ અને પૈસાના ભોગે) કેવી ઉત્કંઠા! આહા! તે નિષ્કપટ નિખાલસ મનનો ભોળો જમાનો! કે જે જમાનામાં સગાં-સ્નેહી કે ભાઈબંધો સ્વર્ગવાસીઓ તરફ તિરસ્કાર, મશ્કેરી કે વેરભાવથી એકુ શબ્દ ઉચ્ચારવા કે કલમ પકડીને લખવા નીતિ-રીતિ કે ધર્મથી અપરાધ અને ગુનાહભરેલું ગણતાં! ના, એટલુંજ નહિ, પણ મરહુમની પાછળ રહી ગયલાંઓની જખમી લાગણીને કેવો ચચરાટ લાગે અને સ્વર્ગવાસીઓ સામે શું મોહડે ઉભાં રહે તેની દેહેશત દિલમાં ભરાઈ જતી!

મોત પછી અંગત દુશ્મનાઈ ડટાઇ જતી. મોટાં મનથી અને દયાળુ દિલથી સઘળું આગળું-પાછળું મોત પછી ભુલાઇ-ભુસાઇ જતું. દુશ્મનો દોસ્ત થઈ જતાં, પાછળ રહી ગયલાંઓને દિલાસો દેવા આગળ આવતાં. અનેક કારણો ને અગવડોને લીધે રહી ગયલી ફરજો તેનાં મોત પછી પણ અદા કરવામાં આતુર રહેતાં; મુખ્ય કરી નાજુક સ્રીજાત તરફ દયા-માયા અને લાગણી-દિલસોજીથી વતી તેઓની મદદે દોડી અર્ધુ દુઃખ દફે કરતાં.

અંતઃકરણ જેવી કાંઇ ચીજ તેઓમાં હતી. વેહમી ભેજાં કે કાચા કાન, કે વિરૂધ્ધીઓની સમજાવટને શરણ નહિ થતાં, પોતાનાં અંતઃકરણના અવાજને તાબે થઇને નિર્દોષ, નિરાધાર નારીઓની પડખે ઉભાં રહી દિલાસો દેતાં. નિદંક નજીસ જીભલીઓનો સહેજ પણ ડર કર્યા વગર પોતાને ખરા મરદ બચ્ચા તરિકે પુરવાર કરતા, કુટુંબી કંકાશ કે લાગવગને પોતાની ઉપર ફાવવા નહિ દઇને પોતાને "હિચકારા"ના એલકાબમાંથી મોકળા કરતા.

આહા! ખરેખર આ બધું ઘણા જુના અસલી જમાનામાંજ

નહિ, પણ ત્રીસ-પાંત્રીસ વર્ષની વાત પર પણ થતુ જોવામાં-જાણુવામાં-અનુભવવામાં આવતું.

આજે? અફસોસ! સદ્‌-હજાર અફસોસ! શુ બોલ્યે ને શું લખ્યે? આ તો સુધરેલો કેળવણીનો જમાનો, ને પેલો તો ઘણો અભણ વેહમી જમાનો! કેમ, ખરૂં કેની? કયો સરસ?

સાંભળો! આજના અસંતોષી, પૈસાના પુંજારી જમાનામાં દિકરા-દિકરીઓ પણ મા-બાપ પાસે પૈસા નહિં હોય તો તેઓને ગણકારશે નહિ-કોઠું નહિ આપશે. પૈસા હશે તો તેઓનો પડતો બોલ ઉંચકી લેશે. ને મા-બાપનાં મોત પછી પણ તેઓની ખુબી ગાશે અને ગવાડશે.

વિધવાઓને તસુમાં તલ ઓછો પડતાં સ્વર્ગવાસી ધણીઓને વગોવવા અને પોતાનાં નજીકનાં તેમજ દુરનાં સગાં-વ્હાલાં પાસે બદગોઈ કરાવવા લજવાશે નહિ. ધણીઓના પૈસા લઇને તેમની નિંદા ઘેરે ઘેર ને શહેરે શહેર કરશે. વર્ષો સૂધી ખાવિંદનું નીમક ખાઇને બોલશે કે "મારી પાસે એક પઈ નથી," જયારે બાઈ સાહેબોને દસથી પંદર હજારનો અવેજ મળેલો દુન્યા જોય છે, ને જાણે છે! કેવી નિમકહરામી! સ્વર્ગવાસી ધણીઓની સઘળી ખૂબી પર ખામખા ઢાંકણું વાળી તેમની તાણીતોડીને ખામીઓ શોધી-ખોળી દુન્યાને, તેનાં મોત પછી, દેખાડવાનાં વળખાં મારશે ને તેની ફજેતી કરવાનાં ફાંફાં મારશે. નજીકનાં કે દૂરનાં સગાં-વ્હાલાંઓ પોતાનો દ્વેશભાવીક ઉભરો કે વેર ખાલી કરશે તો તે ગાલે હાથ દઈને "મીનીગો" માફક સાંભળશે, ને ઘણું થશે તો પતિની વિરૂધ્ધ બોલવામાં ભાગ લેશે. શું મોહડે ને શું નાકે પેલી જેહાન ખાવિંદ સામે તેઓ ખડાં રહેશે તેની ધાસ્તીથી ધ્રુજરાં છૂટતાં નથી; કારણુ અંતઃકરણુમાં ખુદા કે ધર્મ તરફનું એકીન ડામાડોળ હોય છે. મા-બાપ તરફથી ખુદાનો ડર કે ધર્મ તરફની જાનફેસાનીનાં શિક્ષણનો ઓળો પણુ કદી સમજાવ્યો હોય તો દુન્યાનો પણુ ડર હોય કે? ખાવિંદો ગુજરાન

પુરતું મૂકી ગયા હોય કે આપી ગયા હોય, તોપણ લોકોની દયા ખેંચવા લાલચુ વિધવાઓ મરહુમ ધણીને પૈ વગરનો ગરીબ ભિખારી ચિતારવા ને તેને લોકોની નજરમાં હલકો દેખાડવા લજવાશે નહિ! પરણેતરની વફાદારીનો નમુનો તો જુવો! ઉધરતી ઓલાદને આ કેવો કંગાલ ધડો! માએ-મમાઇ-બપાઇને તેઓના ધણીઓ કેટલા હજાર આપી ગયલા? ને તેઓએ કેવાં મોંહડે ડુચો મારીને શાંતિ, સબુરી અને ડહાપણથી જીંદગી ગુજારી તેનો ખ્યાલ કરવાનીબી તકલીફ લેશે નહિ. ખાવિંદથી ગયલી ખોટનો ખાડો કેમ પુરાશે તેનો દરિયાફ્ત નહિ કરતાં, લોભી વિધવાઓ બસ સૌથી મોટો વિચાર ને મોટો અફસોસ પૈસાનો કરશે. આજના કેળવણી અને સુધારાના જમાનામાં આવી નગુણી, નિમકહરામ, બેમરવત અને અંતઃકરણ વગરની ઓરતોના દાખલા આપણને કાંઇ ઓછા નહિ મળશે.

ફકત એકુ "પાંથરણા" ની મુલાકાત લેવો. ત્યાં જાત-જાતનું, ભાત-ભાતનું અને અનેક પ્રકારનું જુઠું ને તરકતી બોહતાન અને તોહમત સ્વર્ગવાસી ધણીઓની વિરૂધ્ધ . તેની વિધવાઓ અને તેણીનાં સગાં-વ્હાલાંઓથી સાંભળશો. બે-ચાર દાખલા આપું છું તે વાંચોઃ—"માએ, રતનજી બાર બચ્ચાંઓને રવરાવી ગીયો, બૈરી બેફામ બની ગઈ. એકેક જણને ફાલે બબે હજારબી નહિં આયા." બીજી બખારશે, "તમે જાણોછ કે નવરોજજી દમરી વગર મરી ગીયો ને તેના દીકરાને બાપની પુઇનો દીકરો પાલેછ ને શીખવેછ." ત્રીજી તાહુકો પુરશે, "હારે, માએ, પેલા ગુસતાદજીબી ગરીબાઈમાં ગુજરી ગીયા. બીચારી બૈરી ભઇઓને આશરે જઇને પરી."

શું ધાર્યું? કેવી ઉંડાણ દિલસોજી! જીવતાંની દયા ખાવાની કેવી તોફો ફિલસુફી! અને તેબી "પાંથરણાં" પર! કેળવાયલાં, ભણેલાં, શિખેલાં, પાસ થયલાં, મંડળીઓમાં ફરનારાં, રીતભાતવાળાંઓ તરફથી!

પેલા બિચારા સ્વર્ગવાસી ખાવિંદો, જ્યાં સૂધી આ જંજાલી જગતમાં જીવતા હતા, ત્યાં સૂધી તો જેહેમત ને હેજગારી કરી જીવતાંઓની ચાંચમાં નાખ્યું. જ્યાં સૂધી દિલમાં છેલ્લું લોહીનું ટીપું હતું, ત્યાં સૂધી વેઠ કરીને બૈરીઓનાં અને બીજાં આધારે પડેલાંઓનાં પેટના ખાડા પુર્યા. તે મરહુમના તરફ તો દયાની સહેજ પણ લાગણી કે દીલસોજીનો એક શબ્દ તો નહિં, પણ જીવતાંની ખુસામત કરવા બધી પૈસા, પૈસા, ને પૈસાનીજ આગ ને તેજ બખાલા! મોતનાં બિછાના પરની ખાવિંદની છેલ્લી પવિત્ર ઇચ્છા ને તેના છેલ્લા શબ્દો તેની સાથેજ તેને ગ્યાન પર બાંધીને આપી દે. પોતાની પવિત્ર ફરજનું કરજ અદા કરવા અખાડા કરે. તેનાં મોત પછી તેનાં અંગત સગાં-વ્હાલાં-ઓથી પોતાની નીચ મતલબને ખાતર અળંગ રહેવાના પ્રપંચ રચે. પોતાનાં સગાં-વ્હાલાંઓને પણ તેમજ સમજાવે ને લાગવગ ચલાવી તેઓનાં મગજ જુઠાં બોહતાનથી ફેરવી નાખે, ધણી પેલી જેહાન પહોંચી જાય પછી પોતાનાં સગાં-સ્નેહીઓ આગળ વરની એવી જુઠી બદગોઈ કરે કે તે બાપડો ખોટૂં પાડવા હૈયાત હોયજ ક્યાંથી? તેની હૈયાતીમાં કોઇ એક બોલ બોલવાની કે પૂછવાની હિમ્મત નહિ કરે; પણ સઘળી શરમ-ભરેલી શોખાઇ અને સરકશી તેના સ્વર્ગવાસ થયા પછીજ આપણે સાંભળ્યે. કેવું શરમભરેલું! કેળવણીના આ જમાનામાં કેવું નીચું જોવાડનારૂં! કેવું નજીસ નગુણાપણું! કેવું ગુનાહ-ભરેલુ!

હવે સ્વર્ગવાસીઓનાં સગાં-સ્નેહી જોઇએ! તેઓ શું દેખાડે છે, મોહડું કે પીઠ? આ સ્વાર્થી, આપમતલબી ને પૈસાના લાલચુ જુઠા જમાનામાં મોહડાંને બદલે તેઓની પીઠ આપણે જોઈએ છિયે. કોઇ વેળા તો તેઓ એટલા દૂરના દૂર નહાસે છે કે પીઠબી જોઈ શકતાં નથી! ને મુખ્ય કરી ને તે એવો વર્ગ હોય છે કે જેઓ પર સ્વર્ગવાસીઓએ સેંકડો નહિં પણ હજારો ઉપકારો કર્યા હોય, જેઓની જીંદગી બચાવી હોય,

જેઓની જીંદગી સુખી કરી હોય, જેઓને ધંધે-ધાપે અને ઘર-બારથી ઠરીઠામ કર્યાં હોય, જેઓ પાછળ તન-મન-ધનથી જીંદગી ઘસી નાખી હોય અને જેઓને વર્ષો સૂધી આશરા-ઉતારા આપ્યા હોય, જેઓને પૈસા ખર્ચી પાલ્યાં-પોષ્યાં હોય! હા, વ્હાલાંઓના સ્વર્ગવાસ પછી જીવતાં સગાં-સ્નેહીઓના દાખલા અને આજના બેમરવત જમાનામાં આપણે આપણી અત્રાફ દુન્યામાં બનતા દરરોજના બનાવો જોઇએ-જાણ્યે ને સાંભળ્યે છીએ કે, તેઓ જેમ બને તેમ તદ્દનજ અળગા રહેવામાં, આગળી ભલાઈ ને આગળી સગાઇ ભૂલી જવામાં મોટું ડહાપણ વિચારે છે! તેઓ પોતાને ઘણા દૂરઅંદેશમાં ખપાવે છે; કારણ તેઓ ખટપટમાથી ડુમ દબાવી હિચકારાઓની માફક નહાસવામાં પોતાની સલામતી સંચવાયલી જોય છે! એબી દિલાસો દેવાની નવી રૂઢી અને કેળવાયલા જમાનાની નવી ફિલસુફી આપણને લાગે છે! પોતાના કુટુંબમાં એવા એવા આફતના બનાવો બનતાં તેઓ બીજાંઓ તરફથી કેવી આશા રાખતા હશે? અજબ છે કે તેઓને કાંઇ ખ્યાલ નહિ આવતો કે તેઓના સ્વર્ગવાસ થવા પછી તેઓનાં વ્હાલાંને કોણ જોશે, કોણ દિલાસો દેશે, કોણ આશરો આપશે? તેઓ દુઃખ કે ફરિયાદ સાંભળવા સાફ ના પાડે છે; કારણ તેઓ પોતાની સુખવાસી શાંતિમાં દુઃખના પોકારથી થતી ખલલ ખમી શકતાં નથી. આગળું હેત-પ્રિત, આગળી લાગણી, આગળી ઇંતેજારી અને આતૂરતા, આગળી સગાઈ, ભલાઈ, ને દોસ્તી સ્વર્ગવાસી વ્હાલાંઓનાં મોતની સાથેજ મરણ પામતી આવે છે! અફસોસ!

સ્વર્ગવાસીઓના મિત્રો આ દુન્યામાં કેવી રીતે વર્તે છે? દોસ્તો! આહા! આ ઠગારા જમાનામાં દોસ્ત કોણને કહેવો? ખરો સાચ્ચો મિત્ર તે કે જે આ અને પેલી જેહાન પાંખડી પકડીને રાહબર ભોમ્યો થાય! તેને કયાં શોધવો, એ જેટલુ મંગલના ગ્રહમાં શોધ-ખોળ ચલાવવી મુશ્કેલ છે, તે કરતાં પણ વધૂ બિકટ છે.

દાયકાઓ પછી પણ આપણે પારખી શકતાં નથી કે સાચ્ચો, ખરો દોસ્ત કોણ? મિત્ર શબ્દનાં મધુર નામને છાજતો જાની દોસ્ત કોણને કહેવો? એક મિત્ર સ્વર્ગવાસ થયા પછી તેની પાછળ રહી ગયલાં જીવતાંઓને પેલો જાની દોસ્ત કેમ જોય છે, ને વર્તે છે તે જુઓઃ બે રીતે એક તો દોસ્તી રાખે છે તો તેમાં કાંઈ પણ મતલબ કે નેમ સમાયલી-સચવાયલી રહે છે. બીજી રીત તેનાં મોત પછી તે દુશ્મનની ગરજ સારે છે! કાંઈક એવા કપટી બદ દયાનતના દોસ્તો હોય છે, જેઓ પોતાના મિત્રના મોતની રાહ, પુરેપુરૂં વેર લેવા માટે આતુરતાથી જોય છે અને જ્યાં સૂધી પોતાનો કિનો પેટ ભરીને પૂરેપૂરો લેતા નથી ત્યાં સૂધી જંપીને બેસતા નથી.

સુખ વખતે નહિ, પણ દુઃખ સમયે જે આપણી પડખે ઉભો રહી ધીરજ આપે ને મદદ કરે, નિરાધાર હાલતમાં આપણને તજી નહિ દે, જેના કાન આપણું દુઃખ સાંભળવા ઉઘાડા રહે, જેની દયાળુ નજર આપણી પર સંકટ સમયે ઠરેલી રહે, જેનું નરમ જીગર આપણાં ક્રુમાઈ જતાં અંતઃકરણને સજીવન કરે અને પોતાના સ્વર્ગવાસી મિત્રની શરમ આંખમાં રાખીને આપણને ટેકો આપે તે ખરો, સાચ્ચો દોસ્ત! જો આવો એક વફાદાર ને નમુનેદાર મિત્ર તમોને જોઈંતો હોય તો કયાં શોધવા જશો? માણસમાં નહિ, પણ ખુદામાં તમોને ખરો તેવો દોસ્ત મળશે. તેને શોધજો. તે પોતાની ગેબી શકિતથી તમોને દિલાસો દઈ સઘળું દુઃખ દફે કરશે, બાકી આપમતલબી ઈનસાનથી કાંઈ વળવાનું નથી!

હવે જાત-ભાઈઓ! તેબી જરથોસ્તીઓ! માજદયસ્ની દીન પાળનારાઓ! કેળવાયલાઓ! યૂનિવર્સીટીની 'ડીગ્રી' ધરાવનારાઓ તેઓબી સ્વર્ગવાસીઓને સતાવવા શરમાતા નથી. કદાચ ડીગ્રીનાં પુછડાંમાં એવી ગેબી કરામત હશે કે આદમી સ્વર્ગવાસ થયા પછી તેની વિરૂધ્ધ બોલવું-લખવું, નીંદા કરવી કે જેથી ડુમ દબાવીને આસાનીથી નહાસવા કામ લાગે; કારણ તેની

હૈયાતીમાં તો નાહુસી જવાના સઘળા રસ્તા તેઓની આંખ સામે બંધ થયલા દેખાય છે! એટલું તો કેળવણી અને "ડીગ્રી" છતાં તેઓમાં પાણી છે! પણ તેઓને કોઈ પૂછતું નહિ કે હિમ્મત હતી તો તેની હૈયાતીમાંજ એવાં બહાદુરીભર્યાં કાર્યો કરવા કયા ગુફામાં ભરાઇ રહ્યા હતા? તેનો સ્વર્ગવાસ થવા પછી પાછળથી અછાડ–પછાડ કરી વેર લીધાથી તે કાંઇ પેલી જેહાનથી જવાબ આપવા આવે છે? જે સ્વર્ગવાસીઓ વિષે તેઓ બોલે છે તેઓ તો આ અવનિમાં હૈયાત નથી, ત્યારે લખવાની અને બોલવાની મતલબ શું? ફકત એકજ બીના સમજ પડે છે કે સ્વર્ગવાસીઓની વિરૂધ્ધ બોલી તેઓનાં અંગત દુ:ખી વ્હાલાંઓ, જેઓ થોડો વખત પાછળ રહેલાં હોય છે, તેઓને સતાવવાં, પજવવાં અને તેઓની દુ:ખી થયલી લાગણીને વધૂ જખમી કરવી. એ આ યૂનિવર્સીટીની ડીગ્રીનાં પૂછડાં ધરાવનારાઓની બહાદુરી, ફિલસુફી અને ઉમદા અકકલ હોય છે!

ઓ આગળા, અભણ, અસલી જમાના! તું પાછો આવ! તારાં ભલાં, ભોળાં, સાચ્ચાં અંતઃકરણવાળાં, દયાળુ દિલના અને ડહાપણવાળાં અસલી અભણો સાથે પાછો આવ!

ધર્મનો અને ખુદાનો અને દુન્યાનો ડર કરીને સ્વર્ગવાસીઓને તેઓની શાંતીમાં રહેવા દો.

"સાંજ વર્તમાન."

તા૦ ૧૩મી સપટેમ્બર ૧૯૧૧.

---

## સાહિત્ય કોનફરંસમાં પારસી બાનુનો રેસાલો.

વડોદરામાં ચાલતી સાહિત્ય કોનફરંસમાં જાણીતાં પારસી બાનુ લેખક મીસ ભીખાઈજી. લીમજી. પાલમકોટે "સાહિત્ય

પરિષદની નેમ શું હોવી જોઇયે" એ બાબદ ઉપર નીચલો જાણુ-વાજોગ રેસાલો રજુ કર્યો છેઃ—

સાહિત્ય પરિષદનાં કાર્ય સંબંધી પોતાના મનમાં ઘોળાયા કરતા વિચારો દરશાવવા આ લેખ નિબંધકારે લખ્યો છે. તેઓ જણાવે છે કે બબે વર્ષ સભાઓ ભરી, પછી આખું વર્ષ નિદ્રાવશ રહેવું એ ઠીક નથી; પ્રારંભમાં પરિષદનાં બારણા બંધ રહેવા નહિ જોઇએ. પરિષદની શાખા પ્રત્યેક શહેરમાં ખોલી, ત્યા કમીટીઓ અને સબ-કમીટીઓ નીમી પખવાડી અથવા માસીક મીટીંગો બોલાવી સાહિત્ય સંબંધી જાહેર બાબતો ઉપર વાદ-વિવાદ અને ચર્ચા થવી જોઇએ. સ્ત્રી-લેખકોની સામેલગીરી સાથે સભાસદોને ઉતેજનાર્થે ખાસ ઓધા અને ખીતાબો આપવા જોઈએ. નિર્ધનતાને લીધે અંધકારમાં અથડયા મારતા લેખકોને અજવાળાંમાં આણી ઉતેજન આપવું જોઇએ. કચરા-નવલકથાઓ, બહારનાં લખાણો, અનીતિની અસર કરનારાં નાટકોના શબ્દો અને પાત્રોના હાવભાવો વગેરે ઉઘાડાં પાડી, પ્રજાના શોખને પાછો ઊંચી પંકિત ઉપર મુકવા પરિષદે પ્રયત્ન કરવો જોઇએ. સારા લેખો અને પુસ્તકોને પસંદગીની છાપ મારી આત્મિક જ્ઞાન, નીતિવર્ધક વિવેચનો અને ફિલ્સુફીભર્યાં લખાણોનો વધારે પ્રમાણમા ફેલાવો કરવો જોઇએ. પુસ્તકોના પરિક્ષકો નિપૂણ અને નિષપક્ષપાત ચુંટાવા જોઇએ. ઇનામ અને લાયબ્રેરીના ઉતેજનાર્થે પુસ્તકો કાંય નહી લેવા તે માટે નામદાર સરકારને અરજ કરવી અને બુક-કમિટિમાં પરિષદના પ્રતીનીધીને મોકલી પ્રયાસ કરવો જોઈએ. સાહિત્ય સંબંધી ભાષણો આપી તે દ્વારા જ્ઞાન ફેલાવવા વિદ્દવાનોને દેશના જૂદા જૂદા ભાગમાં મોકલવા જોઇએ. સંસારી બોધદાયક વાર્તાઓ અને નવલકથાઓ હિંદુ, મુસલમાન અને પારસી જે તે કોમના વિધ્વાનો પાસે લખાવવી. નિશાળના શિક્ષકોના કંગાળ પગારમાં વધારો કરાવવો, એ પણ પરિષદનું કર્તવ્ય છે, કન્યાઓને નાની અને કુમળી વયમાં કચડી નાંખે તેવો અભ્યાસનો બોજો કમી કરવા પરિષદે માથે લેવું જોઇએ. યૂનિ-

વરસીટી, કોલેજ વિગેરે તરફથી ઇનામના રેસાલાઓ લખાવી, છપાવી છૂટથી વહેંચવા જોઇએ, અને તે માટે ચાંદો, ઇનામો, સ્કોલરશીપો વગેરથી ઉત્તેજન આપવુ જોઇએ. યૂનિવરસીટીમાં પરિષદ જો એક પોતાનો પ્રતિનિધિ મોકલે તો ગૂજરાતી સાહિત્યના માટે બહોળાં સાધન પ્રાપ્ત થઈ શકે. પરિષદની વાર્ષીક સભા વેળા પારસી લેખક-મંડળને આમંત્રણ કરવાને કેમ આનાકાની કરવી જોઇએ?

પરિષદ તરફથી એક પત્ર કે ચોપાન્યુ પ્રવિણ લેખકોને હાથે લખાઇ નિકળવું જોઈએ. પુરૂષ અને સ્ત્રી-લેખકોના વર્ષમાં બે ત્રણ વાર મેળાવડા કરવા કે જેથી એકમેકના વિચારો જણાય. તંન-મનની ખિલવણી સાથે અંતઃકરણના ખિલવણીની અગત્યતા પુસ્તકો પ્રગટ કરાવી પરિષદે સ્વિકારવી જોઇએ.

એ સર્વ કાર્ય માટે નાણાંની બેશક ઘણી જરૂર છે; પરંતુ ગૂજરાત, કાઠીયાવાડના વીરલાઓ અને ધનાઢય પુરૂષો ઇચ્છે તો મોટી વાત નથી. વર્ષમાં એક વેળા ભેગા થઈ લાંબા લાંબા ભાષણો કરવા કરતાં કંઇ સંગીન કરી દેખાડો, પૈસાની થેલી સાથે તમારાં અંતઃકરણ ઉઘાડો, ને જુઓ કે હાલ કરતાં દશગણુ વધારે સંગીન ઉપયોગી કામ થાય છે કે નહી ?

૮-૪-૧૯૧૨.

**"ધી પારસી."**

---

## "ગૂજરાતી ભાષાના સેવકોનાં ચિત્ર ચરિત્રનું પુસ્તક-" "સચિત્ર સાક્ષરમાલા."

### (લખનાર—વિવેચક.)

"..........આ પુસ્તકના લેખક તથા પ્રકાશક જેઓ બંને હીંદુઓ છે, અને હીંદુમય ગુજરાતીમાં પલોટાયલા છે, તેઓ પારસી લેખકો તથા તેમની કરૂતીથી મોટે ભાગે અજાણ હોય,

ફીંવા અજાણ રહે, એ સ્વાભાવિક છે. આ કીસમની અપૂર્ણતા પુરવા માટે તથા પારસી વગેરે સાક્ષરોનાં ચરિત્રો તથા ચિત્રો મેળવવા માટે તેઓએ આપણા જાણીતા બાહોશ તથા ઉલટમંદ ચુવાન પારસી લેખક મી૦ દીનશાહ કુંવરજી ભાગલ્યા, અને બાઈ ભીખાઇજી. લી. પાલમકોટ જેવાં સુપ્રસીધ્ધ પારસી બાનું લેખકની સાહ્યતા લીધેલી સ્વીકારી છે, કે જે સાહ્યતા જો ન મળી હોત તો આ દીશામાં એ પુસ્તક વધારે અપૂર્ણતા દાખવત ........"

"સાંજ વર્તમાન,"

૧૮-૫-૧૯૧૨.

---

## ગરીબોની ફીશ્યારી કે તાલેવંતોના તોછડાઇ!

### (લખનાર-મીસ. ભીખાઇજી. લી. પાલમકોટ.)

આજ-કાલ અહિં-તહિં કેથે પોકાર પડે છે કે શ્રીમંતોને જોઈને ગરીબ અને મધ્યમ વર્ગનાં પારસીનાં બૈરાંઓ ખર્ચના ખાડામાં ખેંચાયાં જાય છે, અને ગરીબો તે દાખલો લઇને તેઓની પછવાડે ઘસડાય છે. ખરી વાત! બધો વાંક બાપડા ગરીબો અને મધ્યમ વર્ગનોજ કાઢવામાં આવે છે; પણ જો આપણે બારિકીથી અવલોકન કરીશું તો માલૂમ પડશે કે ફૅશનની ફીશ્યારી, પછી તે કપડાંની કહો કે બાલની કહો, માં તણાઈ તૂટતાં ગરીબોજ તે માટે જોખમદાર અને જવાબદાર નથી. જો કે એમ લખીને હું કાંઈ ફેશનની ફીશ્યારીની કે ગરીબોની તરફેણ નથી ખેંચતી; પણ જે કેટલીક ખરી હકીકત અંધારામાંજ હમેશાં રહી જાય છે, અને એકજ તરફનો તકસીર દેખાડવામાં આવે છે તે ઉપર થોડુંક અજવાળું નાંખેલું વ્યર્થ જશે નહિં. હંમેશાં બંન્ને બાજુ બારિકીથી તપાસવી જોઇએ.

ગરીબોને કેટલીક વખત કેટલીક ચીજો તેમની મરજી વિરૂધ્ધ ફરજયાત કરવી પડે છે, અને તેનાં કારણ આપનાર ઘણી વેળા પૈસાવાળાંઓ હોય છે.

ઘણી વેળા આપણે જોઇએ છિયે કે લગ્નમાં, નવજોતમાં, મેળાવડાઓમાં અને મંડળીઓમાં કોઈ સાદાં કપડાં પેહરીને જાય છે તો તાલેવંતો તેઓને કોઠું આપતાં નથી એટલુંજ નહિ, પણ તેઓની ઠેકડી, અને મશ્કેરી મજાક થાય છે, અને તેઓને હસવાનો એક જાતનો ખોરાક મળે છે; જે દેખાવ જોઇને કેટલાંક આબરૂદાર પણ કેળવાયલાંઓને કચવાતાં મેં જોયાં છે. મંડળીનો તરીકો, જાહેર મેળાવડાની રીતભાત, અને શુભ પ્રસંગનું ટાંકણું ભૂલી જઈ તે ગરીબ અને સાદાં બાનુંઓ સમજે તેમ તેઓની તરેહવાર ટકોર થાય છે; તેઓનાં કપડાંની, સીલાઈની અને રંગના શોખની ખોડ-ખામી, ખેંચી તાણીને શોધી કાઢી તે પર તેઓ સાંભળે અને સમજે તેમ રમુજ મેળવે છે. એ જોઈ તે બાપડાં ગરીબોની ખુશાલી ત્યાંજ ગમગીનીમાં ફેરવાઈ જાય છે! ઘણી વેળા તો તેવાં સાદાં બાનુંઓને જગ્યા પણ પાછળી હરોલમાં મળે છે; કારણ તેઓનો ભપકો અને દોરદમામ કમી હોય છે. તેઓ અને શ્રીમંતો વચ્ચે અંતર, તફાવત અને આંતરો રાખવામાં આવે છે; દેખીતી રીતે તેઓનું જાહેરમાં અપમાન થાય છે. કાંકવાળાં કેટલાંક બૈરાંઓ માટે તેથી બે રસ્તા હોય છે. એક તો ઘરમાં ભરાઇ બેસવું અથવા તો ચાલુ ફેશન પ્રમાણે ખર્ચાળુ પોષાક પેહેરવા અને જાતજાતના બાલની ફેશન કરવા પર કિમતી વખત રોકવો, અને ખર્ચમાં ખેંચાયા જવું.

વારંવાર ઈનામનાં મેળાવડા પ્રસંગે પણ જોવામાં આવે છે કે ગરીબ તેમજ મધ્યમ વર્ગનાંને બેઠેલાં ઉઠાડીને મોટે ખાંચરેનાંઓ અને મડમોને માટે આગળી હરોળમાં જગ્યા કરવામાં તેઓએ સાદી સમજ શકિતનો ગેરઉપયોગ કરી ખુદ હમજાતનું અપમાન કર્યું છે. જે પછી કેટલાંકોએ તો ઈનામના મેળાવડામાં હાજરી આપવાનુંજ મોકુફ કર્યું છે!

જાત-ભાઈ અને જરથોસ્તી થઇને આવી રીતે ઊંચા અને નીચા દરજજાની; તેમજ આગળી અને પાછળી હરોળની હોજાતોજી જયારે ગરીબો ખુદ જાતે જોય; ત્યારે તેઓ દોલતમંદોને

ધિક્કારતાં શિખે તો તેમાં શું નવાઈ? દોલતમંદોની "ડીગનીટી" (દરજ્જા) નો સવાલ, અને તેબી જરથોસ્તીઓ વચ્ચે, એટલે એકજ-એકજ કોમ વચ્ચે લાવવામા આવે છે. ખુદાની નજરમાં તો સઘળાં જરથોસ્તીઓ કહો કે માણસો કહો, સરખાંજ હોય છે, પણ ઈનસાનની નજરમાં અને ભેજાંમાંજ એ "ડીગનીટી" નો પવન ભરાયલો હોય છે; અને તેબી પોતાનીજ કોમ માટે!!

ગરીબો કેટલીક બાબતમાં તવંગરોનો તિરસ્કાર કરે છે તેનાં મુખ્ય કારણો એજ છે કે તેઓ ખુદ એક ધર્મનાં હોવા છતાં દુરઅંદેશી અને દયા-માયાની નજરે ગરીબોને જોતાં નથી. અને તેથી તેઓ જીવ પર આવીને, કેટલીક મોજ-મજાહની લાલચો અટકાવી શકવાની કુદરતી નબળાઈને લીધે, ખર્ચાળુ પોષાકોમાં સરોબરી અને હરીફાઈ કરે છે; અને તેથી પોષાકની ફીશ્યારીનું અતેરૂં આજ-કાલ એટલું વધી ગયું છે કે ગરીબ કોણને કહેવાં અને પૈસાદાર કોણને કહેવાં એ કોમ તેમજ પર-કોમ માટે એક લગાર ગુંચવાડા ભર્યું ઉખાણું થઈ પડયું છે!

દોલતના ડુંગરમાં દબાઈ ગયલાં શ્રીમંતો પોતેજ ગરીબ અને મધ્યમ વર્ગનાંઓના પોષાક પર ટીકા કરવાનાં અખાડા કરી તેમની સાદાઇને વખાણે અને તેઓને માન આપે; અને પોષાકના ભપકા કરતાં મનની (ચંચળાઇ, હુશિયારી, કેળવણી વિગેરે) વધૂ કિમતી છે એવું દેખાડી તેઓની કદર બુજે તો તેવાં તીસ-મારખાંઓ ગરીબો તરફની વધારે દિલસોજી ખેંચી લે.

આપણે ઘણી વખતે જોઈએ છિયે કે નાદાન ઉછાછળી છોકરીઓની એક ટોળી એક ખૂણામાં બેઠેલી ગરીબ સાદા પોશાક-વાળી આબરૂ-ઇજ્જતવાળી અને કેળવાયલી છોકરીને બેઠેલી જોઇને તેણી સાંભળે અને સમજે તેમ તેણીના પોષાક પર પોતાનાં ખાલી ભેજાંના વાહિઆત વિચારો દર્શાવશે. સડેલાં ભેજાની આવી કોહેલી ફિલસૂફી પર મધ્યમ સ્થિતિનાં, પણ કેળવાયલાંઓ, ફિટકાર નાંખે તો તેમાં અજબ થવા જેવું શું છે?

આ જાતની નાદાંનોની બેઅદબીથી જયારે કેટલાંક કેળવા-યલાં, ભણેલાં, ડહાપણવાળાંઓ દુરઅંદેશી વાપરી મંડળોમાં અને મંડળીઓમાં ભેળાવાને અખાડા કરે છે, અને પેલી અંગ્રેજી કહે-વત આગળ ધરે છેઃ-Better be alone than in bad company; ત્યારે કેટલાંક ઉછાછળાંઓ શકિત હોય કે નહિ હોય, તોપણ મોજ-શોખનાં મથકો, મેળાવડાઓ અને મંડળોમાં ફર-વાના જબરા અભખરા ધરાવતાં હોવાથી પણ ખર્ચાળુ અને ફૅશને-બલ પોષાકોને પુગી વળવા પૈસાથી તણાઈ તૂટે છે અને ગરીબ મા-બાપને પણ ખર્ચની ખાહીમાં ખેંચી જાય છે.

આ છેલ્લો વર્ગ વિદ્યા-હુન્નર હાંસલ કરવા માટે મેહેનત કરવા અને પૈસા ખર્ચવા આનાકાની કરશે, પણ જાત-જાતના બીન ટકાઉ, બારિક, ઝીણા અને કિમતી કપડાં પર પૈસા વેરવા અને તે કપડાં કરતાં ચાર ગણી વધુ સીલાઈ આપવા એક પળ વાર કે એક તલ ભાર પણ વિચાર કે અંદેશો કરશે નહિ ! !

ગરીબો અને મધ્યમ વર્ગના ખર્ચાળુ થતાં શિખ્યાં છે, મોજ-મજાહ, એશ-આરામ અને રમત-ગમતમાં મશગુલ થતાં શિખ્યાં છે, તે શ્રીમંતોથી શિખ્યાં છે !

હમણા હમણા એક બીજો ઝીણો-તીણો અવાજ આપણા કાનને કાંઇક અજાએબીથી અથડે છે અને તે એ કે શ્રીમંતો એવા ખર્ચાળુ છે તેથી ગરીબોને (એટલે ગરીબ પારસી ભાઈ-ઓને) રોજી મળે છે! આહા! હું ઇચ્છું છું કે એમ હોય, અને એમ થાય ! ! આ એક નવીજ શોધ થયલી છે, અને તેથી કેટ-લાકો મારી સાથે રમુજ તેમજ વિસ્મય પામ્યાં છે !

પારસી કોમનાં તવંગરોથી બિચારાં કેટલાં કોમી ગરીબ અને મધ્યમ વર્ગના બાઈઓને રોજી મળે છે અને કેટલાં પર-કોમનાં ગરીબોને રોજી મળે છે તેનો જો કોઇ હિસાબ કાઢે તો હું હિમ્મતથી કહું છું કે હમ-જાત અને તેબી **જરથોસ્તી** તરફથી ઘણો ઘણોજ થોડો ટેકો બાપડાં ગરીબ **પારસીઓને**

મળે છે. શ્રીમંતો જે સો અને પોણોસો રૂપિઆ પોલકાનાં કપડાં અને સીલાઈ પાછળ ખર્ચે છે તે હું નહિ ધારતી કે કોઈ ગરીબ પારસી બાઇના ખીસાંમાં પડતા હોય! તે રોજીનું બારણું તો પર-જાત માટેજ ખુલ્લું છે! દશ ને બાર રૂપિઆનાં જે ભરેલાં સદરાઓ શ્રીમંતો પહેરે છે, તે કેટલી પારસી બાઈઓ પાસ ભરાવી તેઓને રોજીનાં અને ગુજરાનનાં સાંધનો પૂરાં પાડે છે તે તેઓનેજ પૂછશો? ત્યાં પણ પારસીઓ (બાપડા ભાયડાઓનો) નો પરસેવાનો પૈસો પર-જાત તરફજ ઘસડાય છે. ઊંચાં ઊંચાં રેશમી કપડાંઓ અને કિમતી લેસ તો મોટે ભાગે પર-કોમની દુકાનેથીજ ખરિદાય છે! અને કસબી કોરો પહેરવાની હાલની ફૅશનથીતો કસબીદોરોનેબી તડાકો પડે છે!

હવે પારસી ગરીબ બાઇઓ માટે રોજીનાં કયાં મોટાં મોટાં બારણા ઉઘાડાં રહ્યાં છે તે કોઈ બતાવશો? તે બાપડાંઓ માટે તો સાદું સીવવાનું જેમાંથી ઘણુંજ થોડું મળી શકે અને દાણા-ની કે રેશમની ભરવાની કોરો અને વર્ષમાં બે-ચાર લગ્નની સાડી ભરવાંનું રહે છે. એ ઉપરથી જણાશે કે તવંગરોથી ગરી-બોને રોજી મળે છે તે કેટલી સાંકડી હદમાં! કોમનાં ગરીબ તેમજ મધ્યમ વર્ગના મોટા ભાગ સાથે સરખાવતાં કેટલી ઓછી અને તેમાંબી ગરીબો પાસેથી કેટલી ખેચતાણ અને ઓછું-વધતું કરાવવાની બોંહસા-બોંહસ! પછીજ તે બાપડાંઓને કાંઈ નજીવું મળે છે!

ગરીબો મોટું મન કરી ઓછું દામ પણ કબૂલ કરે છે; ત્યારે ખરેખર તો ગરીબોજ મોટાં મનનાં ગણાય છે અને શ્રીમંતો સાંકડા મન-દિલનાં દેખાય છે. આવી રસાકસી વેળા માતબરો મુફલેસ હોય તેમ દેખાવ કરે છે, જયારે બાપડાં મુફલેસો પોતાની ઈજ્જત અને ટેક રાખવા પૈસાવાળા હોય તેમ દેખાય છે. આવો ચિતાર મેં મારી નજરે ઘણી વેળા મૂંગી રમુજ સાથે જોયો છે, અને મેં મારાં અંતઃકરણમાં તો બાપડાં ગરીબોનેજ ધન્યવાદ આપ્યો છે.

ગરીબ અને મધ્યમ વર્ગની કેળવાયલી બાઇઓનાં દાખલા લેવો. ખાનગી શિક્ષક તરિકે યા કન્યાશાળાનાં શિક્ષક તરિકે ખુદ કોમ તરફથીજ તેણીને ઓછોજ પગાર આપવા અને ખેંચી તાણી ધરવા, તરેહવાર શરતો અને કબાલાઓથી બાંધી લેવા છતાં; અને એક મડમ કરતાં તેણીનું જ્ઞાન, ચંચળાઇ, ચપળાઈ તેમજ કામ કરવાની ખંત, ઉળટ અને હુશિયારી વધારે હોવા-જાણવા છતાં, તેણીને ઓછોજ પગાર હમજાત અને જરથોસ્તી થઇને આપશે! પરકોમને કે મડમોને ખુશીથી વધારે આપશે; તેણીઓ સાથે કોઈ જાતની તકરાર કે શરત કરશે નહિ. તેઓને રાજી રાખવા જાત જાતનાં ને ભાત ભાતનાં વળખાં અને ફાંફાં મારશે, પારસી શિક્ષક કરતાં વધારે માન આપશે; ચાહશે અને માયા-મેહેરબાનીથી વર્ત્તશે; બીજાઓને ભલામણ કરશે અને એમ કરીને **પરકોમના** ગરીબ માટે રોજીનાં બારણા ખુલ્લાં મુકશે! આ તે જરથોસ્તી જુસ્સો, કોમ તરફની લાગણી! દાઝ અને કેળવણીની કદર તો જુવો! ખુદ કેળવાયલાંઓબી કેળવણીની કદર નહિ બુજે. કારણ? કારણ કે તેઓ ગરીબ છે, એટલે ઓછુંજ મેળવવાને સરજાયલાં છે અને પારસી, એટલે પારસીઓ પાસેથી ઓછુંજ લેવું જોઇએ; પછી ગમે તેવી તે બાપડાંઓની સ્થિતિ હોય! અને પર-જાત? બેશક પર-જાતને પંપાળવા અને તે ગરીબો માટે રોજીના દ્વાર ખુલ્લાં કરવામાં મોટું પૂણ્ય છે. પણ કોમના ગરીબોને મદદ કરવામાં તો મોટો ગુનાહ ગણવામાં આવે છે.! ચાલુ જમાનાની આ પણ એક ફિલસૂફી છે. ભલેને કોમ ગરીબાઈમાં ઘસડબોરો કરીને પૂરી થાય. વાંક બધો બાપડાં ગરીબોનોજ કે તેઓ દોલતમંદોની નકલ શું કામ કરે છે?

પણ હવે ગરીબો અને મધ્યમ વર્ગનાંઓ, તીસમારખાં તાલેવંતોને અને તેઓની તોછડાઇને ધિકકારતાં શિખ્યાં છે; કારણ લાગણી, કે કેળવણીની કદર પિછાણવાની શકિત પૈસાવાળાઓમાં નહિ હોવાથી ગરીબો તેઓ તરફ તુચ્છકારથી અને બેદરકારીથી જોવાં શિખ્યાં છે. એ પાઠ પણ બડાઇખોર પૈસાવાળાઓએ ગરીબોને શિખવ્યો છે.

તો પણ લોકોનાં મન પર એવો છાપ બેસાડવો કે પૈસાવાળાઓથી ગરીબોને રોજી મળે છે, અને તેબી ગરીબ પારસી બાઈઓને એ કેવુ હસ્વા જેવું છે ! અને તે કેવી રોજી ગરીબો તેમજ મધ્યમ વગનાંને ખુદ્દ કોમ તરફથી મળે છે, તે મેં ઉપર દર્શાવેલા એક બે દાખલા આપી કોમનો સમજુ વર્ગ અનુમાન કરી લેશે.

માર્ચ-એપ્રિલ ૧૯૧૨. "ગુલશને ઇલ્મ."

---

# કન્યા-કેળવણી.

(લખનાર:—મીસ. ભીખાઈજી. લી. પાલમકોટ.)

આ લેખ લખવા આગમજ મિસ ફરામજી સી. મેહતા અને તેવણનાં બે બહેનોને "કયસરે હિન્દ"નો કારોબાર અને માલેકી પોતાને હસ્તક લઇ ચલાવવા માટે હું મુબારકબાદી આપુ છું. મા-બાપ તરફની એક પવિત્ર ફરજ અદા કરવા, તેઓની કમતાકાતના વખતમાં તાબેદાર બેટીઓ તરીકે મદદ કરવા, અને વર્ષોની ચાલુ ખંતથી ચાલતાં પોતાના પિતાજીનાં અઠવાડીક પત્રને જીવતું અને જાગતું રાખવા માટે જે હિમ્મત, કારસાજી અને બાહોશીથી એ ત્રણે બેહનો બાહેર પડયાં છે, તે માટે તેઓ વાજબી વખાણને લાયકનાં ઠરે છે. એબી કન્યા-કેળવણીના પ્રતાપ છે. અરધી સદી ઉપર કોણે એવો ખ્યાલ કર્યો હતો કે પારસી બાનુઓ એક અઠવાડીક જાહેર વર્તમાન-પત્ર ચલાવશે?

મી૦ ફરામજી મેહેતાનાં ત્રણ બેટીઓ કાંઈ બી.એ. અને એમ. એ. થયલાં નથી. પણ કેળવણીનો જે ખરો અર્થ અને ભાવાર્થ થવો જોઈએ, અને કેળવણી કે જેની મુળ નેમ અને મતલબ મા-બાપને ઘડપણના વખતમાં મદદગાર થઈ પડવાની

છે તેનો આ કરતાં બીજો સરસ જીવતો-જાગતો દાખલો કેળવાયલા પારસી બેટાઓ અને બેટીઓ, ગ્રાડયુએટ થયલી દિકરીઓને માટે શું હોય ?

કાંઈક ગ્રેડયુએટ થયલા, કેળવાયલા, ધંધાવાળા વેપારી બેટાઓ મા-બાપને તેમની બુઝોર્ગીનાં વખતમાં મદદ નથી કરતા, ત્યારે દલ્લા વગરની અને "ડીગ્રી" વગરની દયાળુ દિકરીઓ અશક્ત મા-બાપની મદદે હિમ્તથી બાહેર પડી તેમનો જમણો હાથ થઈ પડવા ઉપરાંત મા-બાપ ઉપર બોજો નાંખયા વગર સ્વતંત્રપણે ગુજરાંન કરી શકે એ સ્ત્રી-કેળવણીના સુંદર સફાઓમાં એક ઝળકતું પાનું ઉમેરે છે, જે સ્ત્રી-કેળવણીનાં હિમાયતીઓને હરખાવનારૂં તેમજ મગરૂર કરનારૂં થઈ પડે એમ છે.

આવીજ રીતે બીજાં કેળવાયલાં હુન્નર ઉદ્યોગવાળાં અને ગ્રેડયુએટ થયલાં બાનુંઓ, જેઓ જરનાં જોર અને આસપાસનાંઓનાં આશ્રા, આધારને લીધે પોતાનો કિમતી વખત, ભવિષ્યનો ખ્યાલ કર્યા વગર, મોજ-શોખ, એસ-આરામ, રમત-ગમત અને ખરચાળુ પોશાક પાછળ પસાર કરે છે, તે છોડીને કેળવણીનો રૂડો ઉપય્યોગ કરી કોમને પોતાનાં તરેહવાર ઉદ્યોગ-હુન્નરથી ઉપયોગી થઈ પડે તો તેમાં છેલ્લે (એટલે ભવિષ્યમાં) તેઓનેજ લાભ અને ફાયદો છે.

## પણ એમાં કસૂર કોણનો ?

કન્યા-કેળવણી! પણ તેમાંબી કેટલીક ખામીઓ હોય છે. સેંકડે નેવું છોકરીઓ કેળવણી લે છે, પણ તેનો ચાલુ અભ્યાસ કેટલાંઓ રાખે છે ? આજે કન્યા-કેળવણી માટે ચોતરફથી પોકાર ઉઠયો છે. છોકરીઓને છોકરાઓ બનાવનારી કેલવણી આપવા માટે વાંધો ઉઠાવવામાં આવે છે. મેત્રીકયુલેશન તરફ અભાવ દેખાડવામાં આવેછે, અને છોકરાઓની સાથે છોકરીઓને એકજ વર્ગમાં સહુવારથી સાંજ સૂધી શિખાડવા તરફ સમજુ અને શ્યાણા આસામીઓ સખ્ત અણગમો રજુ કરેછે. એ સઘળાંમાં સચ્ચાઈ છે.

પણ તેમાં કસૂર કોણનો? મા-બાપોનો, છોકરીઓનો કે શિક્ષકોનો? હું હિમ્મતથી કહુંછું કે થોડાક અપવાદ શિવાય છોકરીઓનો તો નહિજ. શિક્ષકો કે જેઓને ઘણી વેળા સરકારી ધોરણ અને દેખરેખ, તેમજ મા-બાપોના ધખારા અને ફાંટાઓને ફરજયાત શરણ થવું પડે છે, તેઓનો પણ નહિ. સઘળો કસૂર ફકત મા-બાપોનોજ છે. આજકાલ મા-બાપો પોતાનાં બચ્ચાંઓ અને મુખ્ય કરીને પોતાની બેટીઓ તરફની પવિત્ર ફરજ બજાવવામાં એટલાં બંધા ગફલત પડી ગયાં છે, કે તેઓની નજરે નથી દેખાતું, તે પારકાંઓ અને ડાહ્યાંઓને ઝટ જણાઇ આવે છે. મા-બાપોની એક ગંભીર ભૂલ તરફ હું તેઓનું ધ્યાંન ખેંચવાની તજવીજ કરીશ અને તે કોશિશમાં મારી શુભ નેમ શિવાય વાંચનાર બીજું કશું જોઇ શકશે નહિં.

## છોકરાઓની સ્કુલમાં છોકરીઓ!

આ ભય ભરેલી ભૂલ મા-બાપોની છે, જેઓ દૂનિયાદારીનો અનુભવ ધરાવનારાં કેહવાય છે! મુંબઈમાં સંખ્યાબંધ કન્યાશાળાઓ છતાં, શું વિચાર અને મતલબથી છોકરાઓની નિશાળોમાં, એકજ વર્ગમાં, સહુવારથી સાંજ સૂધી પોતાની નાહની નાજુક નિર્દોશ બેટીઓને શિખવા મોકલે છે એજ આપણી અજાએબી છે! પોતાની કુંવારી કન્યાઓના ભવિષ્યનો ખ્યાલ ગંભીરાઇથી તેઓ છતી અક્કલે કરતાં હોય, એમ આપણને લાગતું નથી. ઘણી વેળા નહિં ઇચ્છવાજોગ પરિણામો લાંબા વખત પછી છોકરાઓ અને છોકરીઓના બાબમાં સાંભળવામાં આવે છે. બેશક બાનુઓ માટે જુદી કૉલેજો નહિં હોવાથી તેઓને ફરજયાત પોતાના અભ્યાસ માટે છોકરાઓ સાથે બેસીને શિખવાની ફરજ પડે છે; પણ છોકરીઓ માટે સંખ્યાબંધ કન્યાશાળાઓ અને હાઈ સ્કુલો હોયા છતાં મા-બાપોની આ નહિં માફ થઇ શકાય એવી ભૂલ છે. પશ્ચિમની સુધરેલી પ્રજાને આવો અખ્તરો લાંબા અનુભવ પછી ઘણો ભારી પડેલો પુરવાર થયો છે અને તેઓ હવે છોકરીઓની સ્કુલો અને કૉલેજો

જૂદી કરવાના વિચારનાં વમળમાં પડયાં છે; તો જે પ્રજાની પારસીઓએ નકલ કરી છે, તેઓની આ નકલ પણ કરવી ઘટારત છે અને તેમાંજ મા-બાપોને, છોકરીઓને, છોકરાઓને, નિશાળોનાં માલેકો, વડાઓ અને શિક્ષકોને એક સરખો ફાયદો છે. શ્યાણા સમજુઓ માટે આટલો એસારો બસ છે. કેટલાક દાખલાઓમાં છોકરાઓ મોટા થતાં શૂરાતણપણાંમાં, હિમ્મતમાં અને આગળ વધવામાં પછાત પડેલા જોવામાં આવે છે. ઘણી વેળા બચપણમાં જે છાપ મગજ પર પડે છે, તેની અસર ઘડપણ સૂધી રહે છે અને તેથી જો છોકરાઓને હિમ્મતવાન અને સૂરવીર મરદો બનાવવા હોય તો તેઓને છોકરીઓનાં ચાલુ સમાગમ અને સોબતથી અળગ રાખવા જોઈએ. ઘણી કન્યાશાળાઓમાં ન્હાના દસ-બાર વર્ષના છોકરાઓને પણ સાથે શિખાડવામાં આવે છે, એબી એક નહિં ઇચ્છવા જોગ બાબત છે. અને તેનું કારણ મેં ઊપર દર્શાવ્યું છે. જ્યારે છોકરાઓ માટે સંખ્યાબંધ જુદી શાળાઓ હોય, ત્યારે શા માટે તેઓને છોકરીઓની સાથે બચપણથી રાખીને બીહુકણ બનાવવા જોઇએ ?

## મા-બાપોની એક બીજી ભૂલ.

આજકાલ મા-બાપો પોતાની છોકરીનો અભ્યાસ પૂરો કરાવવાની એટલી દોડાદોડીમાં પડયાં છે કે અભ્યાસ સમજવા માટે એઓની મગજ-શકિત ખિલેલી હોય નહિં તેટલાંજ તે બાપડાંઓને કચડી નાંખવામાં આવે છે. કેટલાંકોને તો ચાર કે પાંચ વર્ષની ઉમરથી શિખાડવાની સરિયામ બેવકુફાઇ કરતાં મા-બાપોને જોઈએ છિયે ! બીજાં મા-બાપો એટલાં અધીરાં પડી ગયલાં હોય છે કે પોતાનાં બાળકોની હુશિયારીની તારિફ મિત્ર-મંડળમાં કરવા કાજે, અને ખાલી ખોટી દેખાદેખી અને ફિશ્યારી કાજે તેઓનાં ગમે તેવાં અધુરાં-કાચાં અને નબળાં જ્ઞાન છતા, એક પછી એક કલાસ કૂદાવી દેવામાં જાણે તેઓ કેવા મોટા વાઘ મારતા હોય એવી બડાઇ હાંકે છે ! તેઓ સમજતાં નથી કે કોઇ પણ જાતના અભ્યાસ માટે આપણી જીંદગી ટંકી છે. અને કેળ-

વણી અને અભ્યાસ કાંઈ નિશાળ છોડવા સાથેજ પૂરા થતા નથી; પણ આપણી કેળવણી ને અભ્યાસ જીંદગી સૂધી આપણી સાથેજ આગળ વધે છે.

પૈસા બચાવવાની નેમથી કુમળી કન્યાઓના નબળા બાંધા અને મગજ પર અસાધારણ બોજો નાખી તેઓને કચડી નાંખવામાં શું ફાયદો છે? એક યા બે વર્ષ એક દિકરી મોડું પણ પકકું શિખે તો તેમાં ઘણો લાભ અને ફાયદો છે. ચોકકસ વર્ષમાં અને ચોકકસ ઉમરે કન્યાઓને કેળવણી ખાતાંઓથી અળગ કરી નાંખવાની અને પૈસા બચાવવા ખાતર ઘેર બેસાડીને તેઓના ભાગાં તુટાં જ્ઞાન ઉપરબી પાણી ફેરવવાની મા-બાપોની કમસમજ બચ્ચાંઓનાં ભવિષ્યને ઘણી નુકશાન કરનારી નિવડી છે. આપણે સેંકડે નેવું દાખલામાં જોઇએ છિયે કે એક છોકરી નિશાળ છોડવા પછી પોતાના અભ્યાસ ઉપર પાણી ફેરવે છે અને જે ખરેખરૂં વહેવારૂં રોજનું ઉપ્યોગી જ્ઞાન, તેમાં તે સુધારો કે વધારો કરતી નથી; ઈંગ્રજી સાહિત્યને લગતું પોતાનું અધુરૂં જ્ઞાન આગળ વધારીને ખિલવતી નથી; તેથી મા-બાપોની દેખા-દેખીની દોડાદોડી અને પૈસા બચાવવાની હાય-અફસોસમાં જે થોડું-ઘણું જ્ઞાન મેળવેલું હોય છે, તેપણ ગુમ થઇ જાય છે. કન્યા-કેળવણીની આ મોટી ખામી છે અને તે માટે શિક્ષકો કે છોકરાંઓ જવાબદાર નથી, પણ ખુદ મા-બાપો છે કે જેઓ પોતાનાં બચ્ચાંઓને સંગીન કેળવણી લેવા-દેવામાં તરેહવાર નડતલ નાખે છે; અને તે માટે ફકત તેઓજ જવાબદાર છે. તેઓ કન્યા-કેળવણીનો અર્થ ફકત શાળાને લગતી કેળવણીનોજ કરે છે. કોઈબી અભ્યાસ કે હુન્નર, જેમકે ભરત-ગુંથણકળા, મ્યુઝિક, ચિત્ર-કળા એ સઘળામાં મા-બાપોની ધીરજ એટલી બધી ખૂટી જાય છે કે તેઓની કમસમજ ઉપર આપણે અફસોસ કર્યે છિયે! આવા ઊંચા હુન્નરો કે જે એક "આર્ટ" તરીકે સંપાદન કરતાં, પશ્ચિમનાં સુધરેલાં ખિલેલાં મગજો અને વંશ પરંપરાથી વારસામાં મળેલી ચાળાકી અને હુશિયારીને લીધે તેઓને દસથી પંદર વર્ષ જોઈએ, તેવી ભારી કેળવણી અને હુન્નર ઉદ્યોગ માટે કેટ-

લાંક કમસમજ અને અભણ મા-બાપો (કે જેઓનાં વંશમાં આવી ઊંચી કેળવણીનો અંશ નહિં) પોતાની છોકરીઓની ઓછી સમજ-શક્તિ અને લાયકાત કે કાબેલિયતનો ખ્યાલ કર્યા વગર બે-ચાર વર્ષોમાં તેઓને પૂર્વિણ ને 'આર્ટીસ્ટ' થયલાં જોવાની આશા-ઉમેદ રાખે છે. જેટલી દોડાદોડી, અધીરાઈ, બખીલાઈ નિશાળની કેળવણી માટે તેટલીજ હુન્નર-ઉદ્યોગ માટે સમજવી. કેળવણી કે હુન્નર-ઉદ્યોગ પાછળ પૈસા ખર્ચતાં માં-બાપોને આપણે હાય-સોસારા કરતાં જોઈએ છિયે. અને તેજ કારણથી કેળવણી કે હુન્નર જલદી (અધુરો) પૂરો કરવાની મા-બાપોની દોડાદોડી દેખીતી છે; પણ તેજ વખતે આપણે ઘણા અફસોસ સાથે નિહાળયે છિએ કે તબિ-યત અને તંદરોસ્તીનાં ઓઠાં હેઠળ મજાહ કરવા જવાનાં મઠકો ઉપર, તેમજ ખર્ચાળુ પોશાકો ઉપર, અને તકલીદી મોજ-શોખ કે રમત-ગમત ઉપર પૈસાની બરબાદી કરતાં તેઓને સેહજ પણ વિચાર કે હાય-સોસારા થતા નથી. એબી એક અજાએબી છે! કેટલાંક મા-બાપનો એકુ બીજીજ બાજુ પર ધખારો હોય છે કે દિકરીને મેત્રીક કરીને વાખવાખી મેળવવી. તે પરિક્ષા આપ્યા પછી તેઓ તેણીની કેળવણીને સપૂર્ણ થયલી ગણે છે ને માને છે. પણ બીનજરૂરી કેટલીક બાબતો શિખવાને બદલે તેજ છોકરી પોતાનાં ઈંગ્રેજી અભ્યાસને આગળ વધારી ખિલવે-બલકે આગળ વધીને કહીશ કે મેત્રીકયુલેશનની પરિક્ષા કરતાં પણ વધુ ચઢતું ઈંગ્રેજી જાણવાની હોંસ રાખે, અને વધારે શિખે, તો આયંદે તેણીને આ આગળ વધતા જમાનામાં ઘણો લાભ અને ફાયદો થાય. મેત્રીક થવાને માટે તેણીને કેટલીક ફરજયાત બાબતો શિખવી પડે છે, જે નિશાળ છોડી જતાં નકામી થઈ પડે છે; અને ભવિષ્યમાં એવી નિરૂપ્યોગી થઈ પડતી બાબતો ઉપર કિમતી વખત અને પૈસા તેમજ શકિતની બરબાદી કરવાને બદલે જો તેઓ કોઇ બીજો હુન્નર ઉદ્યોગ ઈંગ્રેજી સાથે શિખે તો ભવી-ષ્યમાં તેઓને એક ધરખમ ટેકો થઇ પડે, તે હું મારા અંગત અનુભવ ઉપરથી લખું છું. પૈસા અને જાહોજલાલી કાંઈ સદા રહેતી નથી; આજે આપણે તાલેવંતોને દોલતના ડુંગર ઉપરથી

ગબડી જતાં નજરો નજર જોઇએ છિયે, પણ કેળવણી કે હુન્નર ઉદ્યોગથી માહિતગાર એક દિકરી સ્વતંત્રપણે હિમ્મતથી પોતાનું ગુજરાન કરી શકે છે. માટે દરેક મા-બાપની ફરજ છે કે જેમ છોકરાઓ તેમજ છોકરીઓને પણ કેળવણી સાથે હુન્નર ઉદ્યોગની તાલીમ આપવી અને બીજી રીતે પૈસાની બરબાદી કરવા કરતાં કેળવણી પાછળ પૈસા ખરચવાની બખીલાઈ કરવી નહિં. પોશાકના ભપકા કરતાં મગજનો ભપકો વધૂ શ્રેષ્ટ છે, અને ગજવે માતબર થવા કરતાં મગજે માતબર થવું વધૂ શ્રેષ્ટ છે.

૭-૧૨-૧૯૧૩. "કયસરે હિન્દ"

---

# દૂધની અસર.

( લખનાર:-**મીસ. ભીખાઇજી. લી. પાલમકોટ.** )

જમાનાઓથી આ કેહેણી ચાલતી આવી છે કે "દૂધની અસર" અને તે અસર કદી પણ જતી નથી.

એક માતા શ્રેષ્ટ ગુણવાળી હોય છે, તો છોકરાંઓ પર તે દૂધની અસર થાય છે; તેમજ એક માતા દુર્ગુણી હોય છે તો તેનાં છોકરાંઓ પણ તેવીજ હલકી ખાસિયતના નિવડે છે; ત્યારે આપણને જે જોઇએ છે તે ખુદ માતા પોતેજ ઊંચા ખવાસની, ઉદાર દિલની, પરમાર્થી, ધર્મી, બીનસ્વાર્થી, સ્વભોગ આપનારી, પોતાની આસપાસનાંઓનું ભલું કરનારી અને તેમનું ભલું ઇચ્છનારી હોવી જોઈએ. એવા ઉમદા ગુણો ખિલવવા માટે તેણીએ કુંવારી સ્થિતિમાંજ પોતાનાં અંતઃકરણ અને મનની ખિલવણી કરવી જોઇએ; કે જેથી તેણીનાં બચ્ચાંઓમા તે ખમીર પેવસ્ત થવાથી તેઓ પણ ઘરને, કુટુંબને અને દેશને કિમતી અને ઉદ્યોગી થઈ પડે. દૂધની અસર એવી એજમતી હોય છે, કે જે એક ઇનસાનમાં એકથી એક હજાર બીજી અસરો ઉપજાવવાને

કુદરતી સામર્થવાન છે. અને તેથી જુવાનીમાંજ તેઓનાં વડાંઓ તરફથી પણ શ્રેષ્ટ ગુણ ખિલવવાની વિશેષ અગત્યતા છે.

કેટલાંક વર્ષો થયાં સમજુઓ તેમજ ફિલસુફો પોકાર ઉઠાવી રહ્યા છે કે આપણી પારસી માતાઓ લગ્ન-નવજોત, પાર્ટી-મેળાવડા અને મોજ-મજાહના મઠકો પર ઉતરી પડવા કાજે બાળકોને પોતાનાંજ દૂધ પર ઉછેરવા અને મોટાં કરવા અનેક ખોટાં બાહાંનાં ને અખાડા કરે છે. આ બાબતમાં ઘણે મોટે ભાગે સચાઇ છે. બાળકોને દૂધ પાવા માટે ઉપલી સઘળી મોજ-મજાહ અને આરામના ભોગ આપવા પડે; જે આજ-કાલની મોજીલી મહીલાઓને પરવડે નહિં!

અસલ તો સાસુઓ, મમાઈ-સાસુઓ, અને બપાઇ-સાસુઓ નાહનાં બાળકોને તેમની માતાઓ કોઈ વેળા બાહેર જાય તો સાચવી લેતાં હતાં. આજના એકલપેટા જમાનામાં પરણેતરોને ધણીનાં સગાં-વ્હાલાં ઘરમાં રહે તે પસંદ નહિ પડવાથી પોતાનાં દુ:ખ-સુખનો બોજો એકલે હાથે ઉપાડી લેવાનો હોવાથી, તેમજ પરજાતની આયાઓ અને નોકરોની દયા પર પડેલાં હોવાથી જો બાળકોને વખતસર દૂધ પાવું પડે તો તેઓનો પગ બેડીમાં પડે છે. પરિણામમાં બચ્ચાંઓને ઉપરનાં દૂધ ઉપર યા ભાડુતી પરજાતની હલકી ખાસિયતની, આયાઓના દૂધ ઉપર નાંખવાથી, બિચારાં બચ્ચાંઓ કુદરતી ખોરાક વગર ઘણી વેળા કવખતે સ્વર્ગવાસ થાય છે. આડકતરી રીતે તેઓ એક માતા તરફની બેદરકારીના ભોગ થઇ પડે છે, એમ કહીએ તો ચાલે. ઘણા વર્ષો થયાં બાળકોનું મરણ પ્રમાણ જે ઘણું વધ્યુ છે, તેનું મુખ્ય કારણ ઘણે મોટે ભાગે માતાના દૂધની ગેરહાજરીને લીધે છે, તેમાં તો કઈ શક નથી. અસલની માતાઓ કેવી જંજાલો વેઠી, કષ્ટ ખેંચી ખાવા પીવાના ખોરાકમાં, બચ્ચાંને દૂધ પાવાને લીધે, સંભાળ અને સાવચેતી રાખી દરેક બાબતમાં પોતાનાં મનને મારતાં, અને બાહેર ફરવા-હરવાનાં અભખરાને હાંકી કાઢતાં, પોતાના બાળકોને પોતાનુંજ દૂધ પાવામાં અને તેઓને ઉછેરીને મોટાં

કરવામાંજ મોજ માનતાં, તેઓને તંદોરસ્ત કરવામાંજ સૃષ્ટીનું સઘળું સુખ સમાયલું સમજતાં હતાં. વળી તેઓને ઘરનાં ઘરડાંઓ અને વડાંઓની અનુભવી સલાહ અને મદદ મળતી. આજે તો ઘરડાંઓને ખેરવવા કેટલાક દિકરાઓ અને વહુઓ તૈયાર થાય છે. આજે તો તેઓને (માતાઓને) સલાહ અને મદદની ખોટ અને ઓટ જૂદાં રેહવાનાં ધખારામાં માલૂમ પડતી નથી; પણ તે પારકી આંખ્યો ઝટ પિછાણી લેછે. તે માયાળુ સલાહ અને દિલસોજ મદદને બદલે, ભાડુતી આયા-દાયાઓની દયાપર, (રખે તેઓ ચાલી જાય તેના રાત-દહાડાંના ધુજારા-ધપકા-રામાંજ) ઓસિયાળે અવતારે અવત્યાં મારવામાં મોજ માની લે છે! ખાવિંદની માએ-બેનો કે ભાઇ-ભોંજાઈ કે અતલગનાં ખેસીઓ, જેઓને ઘરમાં રેહવાનો અને ખાવા-પીવાનો વાજબી હક હોય છે, તેમની જગ્યા વધૂ ખર્ચે પરકોમનાં નોકરોથી પૂરવામાં આવે છે, કે જેઓ તમામે તમામ લાગણી વગરના, દયાહિણ હોય છે, તેઓની તાબેદારી અને મિજાજ સોસવા તૈયાર થાયછે; પણ ખાવિંદના ખેસીઓને ઘરમાંથી બાહેર કાઢવાની યા જૂદાં રેહવાની તજવીજમા, પરકોમની આયાઓ પાછળના બેવડા ખર્ચ, અને બેવડી મેહેનતનું તેઓને ભાન આવતું નથી. ધણીનાં સગાંઓને દૂરને દૂર રાખવામાં તેઓ ઘણું ડહાપણ, મોટી ફિલસુફી અને કરકસર સમજે છે. ઘરનાં વડાંઓનાં અનુભવ કરતાં, પરકોમની આયાઓની અકકલની વધૂ આંકણી કરવામાં આવે છે. અને પરકોમના નોકરોનેજ આધારે પડવામાં સંતોષ માની લે છે. એ સઘળાંઓનો સામટો સરવાળો લેવો તો પરિણામ ખર્ચમાં, લાગણીમાં, દિલસોજીમાં અને બાળકોનાં મરણ પ્રેમાણમાં કેવું ભયંકર આવે છે, તેની શુધ્ધ તેઓને છેજ કયાં? ઘરમાં વડપણ અને સત્તા ભોગવવાની ધુંઈમાં આ સઘળા ભોગ આપવા પડે છે, તેનું ભાન તેઓને રેહતું નથી. ઘરનાં વડાંઓની ગેરહાજરીની કિમત ત્યારેજ અંકાય છે, કે જ્યારે જીવ સટો-સટનાં વખતે દુ:ખની વેળા તેઓને હિમત, સલાહ, મદદ અને પાકટ અનુભવનો લાભ આપવા કોઇ આવીને પડખે ઉભાં રહેતાં

નથી, ત્યારે અને ત્યારેજ એકલાં—જૂદાં રહીને શેઠાણીપણું ભોગવવાનો સ્વાદ ચાખવો પડે છે. ગરીબ બીચારા નિર્દોષ બાળકો એક માતાની મમત અને તેઓને બરાબર ઉછેરીને મોટા કરવાની કમ સમજને લીધે કેટલા બધા ખિલતા ગુલાબો કવખતે કરમાઇ જાય છે! બાળકોને પોતાનાંજ દૂધ ઉપર ઉછેર-વાની હોંસ અને ઉલટ એકેએક માતાને કુદરતીજ હોવી જોઇએ; પણ કેટલીક અકુદરતી અને દયાહિણ ચાલ ચલાવતી ઓરતો માતાનાં મીઠાં અને અનુપમ એલકાબને એબ લગાડે છે.

બેશક જેઓ કુદરતી કારણોને લીધે પોતાનાં બાળકને દૂધ આપવા અશકત હોય છે, તે માતાઓને આપણે ઉપલા વર્ગમાં મૂકીશું નહિં; પણ તંદરોસ્ત, જોરાવર અને માતેલી માતાઓ ફકત બાહેર જવા અને પોતાના મોજ—મજાહનો રખે ભોગ આપવો પડે તેથી છતાં દુધે બાળકો પર ભુખમરો પાડે છે, તેવી માતાઓ ખુદાની નજરમાં, તેમજ ઇનસાનની નજરમાં માતા થવાને નાલાયક ગણાય છે. અને તેવી ઓરતને "મા" કેહવું એ નામુનાસેબ છે.

હવે જે માતાઓ પોતાના બાળકોને દૂધ પાવા અશકત હોય છે, તેઓને પારકી અને પરકોમની ઓરતોનું દૂધ બચ્ચાંને આપ-વાની ફરજ પડે છે એ આપણે જાણીએ છિયે. બાળકને જીવાડવા ને જીવતું રાખવા એક માતા કુદરતીજ તરેહવાર ફાંફાં મારે છે. જાનવરના અને બીજા તરેહવાર બનાવટી દૂધના ખોરાક કરતાં એક સ્ત્રીનુંજ દૂધ વધુ પૂષ્ટીકારક ને બચ્ચાં માટે કુદરતી ખોરાક હોય છે તે બેશક ખરી બીના છે. પણ એક જુદદીન ઓરતનું દૂધ આપતી વખતે તે ઓરતનો ખવાસ, સ્વભાવ, ગુણ, ખાસિયત, વર્તણુંક, નીતિ—રીતિ સંબંધી તેના આચાર—વિચારની કેટલી તપાસ કેટલા દાખલામાં લેવામાં આવે છે? પાછળથી તેવી પારકી ઓરતોના દૂધની અસરથી કેવાં ભયંકર સંતાપ-જનક અને દુઃખદાયક પરિણામ આવે છે, અને ખુદ મા-બાપ, સગાં—વ્હાલાં અને આસપાસનાઓ પેલાંનાં "દૂધની અસર" થી કેવાં હેરાન

થાય છે, તે કોણ શોધી કાઢે છે? કોઈજ નહિ; પણ વિદ્વાનો, શાસ્ત્રીઓ, ફિલસુફો આપણને સમજાવે છે, કે "દૂધની અસર," જો એક માતા પણ સારા ખવાસની અને સદ્દગુણી હોતી નથી, તો તેણીના દૂધની અસર બાળકોમાં ઉતરે છે, તો પરકોમની જૂદદીન, અભણ, કજીઆખોર, બેઅકલી, હલકા ખવાસની ઓરતોનાં દૂધની ખરાબ અસર તે બચ્ચાંઓમાં મોટા થયા પછી કેટલી બધી ઉતરવી જોઈએ? અને નીતિ-રીતિમાં પણ તેઓ કેટલી કંગાળ હદ્દ સૂધી નીચે ગબડી પડવાં જોઈએ?

પારસીઓમાં છોકરાઓ અને છોકરીઓને અદરાવવા-પરણાવવાની વાતો થાય છે, ત્યારે પૈસા ને ફાલાના સવાલો પૂછાય છે. પણ કેવાં વર્તનવાળી માતાનું દૂધ પીધેલું હોય છે, કે તે માતાના ગુણ-ખવાસ કેવા હોય છે, યા જુદદીન ઓરતોનું દૂધ પીધેલું હોય છે, તે સવાલ આજ સૂધી કોણે અને કેટલાંઓએ પૂછયો છે? કે જે પરથી છોકરા કે છોકરીના ગુણ, ખવાસ, ખાસિયત, ખમીર જાણવાની અચ્છી તક મળે. પણ તે સવાલતો ખામખા અખાડાજ કરવામાં આવે છે; કારણ તેઓ એમ સમજે છે કે "હવે જેનુંબી દૂધ પીધેલું હોય તે કંઈ નહિ પીધેલું થોડુંજ ગણાવાનું છે?" છોકરાઓ કે છોકરીઓ વારસામાં ફાલા મળવાની ઉમેદ, હોંસ અને આશા રાખે છે કે કયારે ઘરડાંઓ બેહસ્ત મુકામ થાય કે પૈસા મળે ને વારસો મળે; પણ ગુણ ખવાસના વારસા મેળવવાની કોણને દરકાર છે? પૈસાના વારસા કરતાં સારા ગુણ-ખવાસના વારસાથી અતલગનાંઓ અને આસપાસનાઓને કેટલાં સુખી કરી શકાય છે, જયારે પૈસા તો પોતાની પાછળ કંગાળ કંકાશ ને નાશ લાવે છે. વિદ્વાનો કહી ગયા છે કે દૂધની સારી તેમજ માઠી અસર હંમેશા રહે છે. એવાં કંગાળ હલકાં દૂધ પર બાળકોને જીવાડે અને તેઓને મોટાં કરે, જેઓ પાછળથી બીજાંઓને પીડા સમાન થઈ પડે, તેના કરતાં તો તેઓને ગાયના દૂધ પર મોટાં કરવાં સજાવર છે. "ગાય ને માયે" એ કહેવત છે, તો એક જૂદદીન ઓરતનાં દૂધ માટે તેણીને પંપાલી, મોટો ખર્ચ કરી તેણીનો મિજાજ વેઠીને રાખવા કરતાં, ગાયનાં દૂધપર મોટાં કર-

વામાં ભવિષ્યમાં ઘણું સુખ, ઘણી રાહત મા-બાપને, સગાંઓને અને દોસ્તોને મળે છે. કાંય નહિ તેવી અશકત માતાઓ પોતાનીજ કોમની સારા ખવાસની **ઓરતનું** દુધ આપવાની કાળજી કરતાં **અને** પૈસો ખરચતાં? શા માટે અજાણી જૂદદીન ઓરતોનું, ખાર-વણીઓનું અને ફીરંગી આયાઓનુંજ દૂધ આપવું જોઇએ? અને તેવી સારા ખવાસવાળી દૂધવાળી સ્ત્રીઓ નહિ મળે તો સંભાળથી ગાયનાં દૂધ પર મોટાં કરવામાં શું ગેરફાયદો છે? અસલનાં વખતમાં જયારે જાત જાતનાં બનાવટી દૂધથી લોકો અજાણ્યાં હતાં, ત્યારે ઘણે મોટે ભાગે ગાય-ભેંસના દૂધ પરજ બાળકો મોટાં થતાં હતાં.

ગરીબમાં ગરીબ વર્ગ કે જેમાં કોલીઓ, ઘાટણો, માછણો અને **અત્યંજ વર્ગના** સમાઇ જાય છે, તેઓ તો પારકી ઓરતનું દૂધ પોતાના બાળકને આપવા માટે ઓટી સુગ ધરાવે છે. અને ધિક્કારથી ના પાડે છે! ત્યારે પારસી માતાઓને કેમ સુગ લાગતી નથી? ભાડુતી આયાઓની સંભાળ અને દેખરેખ હેઠળ બચ્ચાં-ઓને રાખવાથી તેઓની તંદરોસ્તીમાં પણ કેવો બિગાડો થાય છે? તે ઓરતો છૂપી રીતે તેલ, મરચાં, ભજીયાં-ગાંઠયાં અને એવીજ બીજી બચ્ચાંને નહિ માફક આવતી ચીજો ખાઈને વળી અલકસે અફીણની આંગળી ચટાડી પોતાની ઉંઘ અને ભૂખની સગવડ ખાતર કેવી ખરાબી કરે છે, તેની કેટલી માતાઓ સંભાળ રાખે છે? એવી આયાઓ પરજ આધાર રાખીને બેસવા પછી ગમે તેવો પાછળથી આપેલો સારો ખોરાક પણ બચ્ચાંને તંદરોસ્ત બનાવતું નથી.

છેવટે હું એક બે દાખલા આપી આ બાબત ખતમ કરીશ કે જે માતાઓ પોતાનાં બાળકોને પોતાનું દૂધ પાય છે, તે માતાઓ પણ જો ફકત પોતાના દિકરા-દિકરીઓનુંજ ભલું કરે ને ભલું ઇચ્છે; અને તેમ કરવામાં અતલગનાંઓ, આસપાસનાંઓ કે સગાં-વ્હાલાઓનાં ભોગે તેમ થાય તો કુટુંબને, કોમને અને દેશને ભોગે પોતાનાંજ બચ્ચાંઓનું ભલું ઇચ્છનારી સ્વાર્થી માતાઓ સદ્‌ગુણી ગણાતી નથી. **માહાન જોધ્ધાઓની બાહદુર**

**માતાઓએ** કેવી હિમ્મતથી, **મોટાં** મનથી અને ઉલટથી **દેશનાં** કલ્યાણ અર્થે, પોતાના દિકરાઓને મોતનાં ડાચાં સામે લડાઈનાં મેદાનમાં મોકલવાની હિમ્મત કીધી છે ને કરે છે? તેવી માતાઓની હિમ્મત પર આપણે આફ્રીન કર્યે છિયે જ્યારે પારસી માતાઓ —જવા દો નહિ બોલવામાંજ નવ ગુણ!!

એક જગ પ્રસિધ્ધ દાખલો **નામાંકિત યોધ્ધા નેપોલીઅન બોનાપાર્ટના** પોતાના દાખલા પરથી મળે છે. આપણને વિચારવાનું છે તે એજ છે કે એક સાધારણ સીપાહ ઉપરથી એક મહાન શેહનશાહની પદ્વિએ પ્હોંચેલો આ તવારિખ--પ્રસિધ્ધ મહાન પુરૂષ પોતાની અસલ ગરીબ સ્થિતિને ગબડાવી દઈ ઊંચી પદ્વિએ પ્હોંચ્યો તે કેવી રીતે હોવું જોઇએ? નેપોલીઅનના પોતાના શબ્દો તવારિખમાં નોંધાયલા છે કે તેણે જે કંઇ કીર્તિ મેળવી તેને માટે તે પોતાના શુરાતણપણાને નહિ, પોતાની તેજદાર તલવારને નહિં, પોતાના કર્તવ્ય કર્મને નહિ, પણ **માતા**--એક માયાળુ, કેળવાયલી મધુર માતાનાં ઊંચ પ્રકારના અંગત ગુણોને આભારી હતું. જે માતાના શિક્ષણથી આ નામીચો નર એક મહાન પૂરૂષની ઉપમાંએ પ્હોંચ્યો તે માતાએ શું નેપોલીઅન જેવા પનોતા પુત્રને ભાડુતી દૂધ પાયું હશે? વિચાર કરો. એ શું દેખાડે છે? દૂધની અસર કેવા ગેબી તલેસમ ધરાવે છે તે ઉપલા દાખલા ઉપરથી આપણને શિખવાનું છે.

આપણા મહાન **શાહેનશાહબાનું** વિકટોર્યા, શાહેનશાહબાનું અલેકઝાનડ્રા અને આપણા હાલના શાહેનશાહબાનું મેરીના દાખલાઓ લેવો. તેઓને નોકરો કે દોલતની કંઇ કમી નહિં હતી. તેઓની રોકાણો કંઇ ઓછી નહિં હતી; છતાં તેઓએ પોતાનાં બાળકોને પોતાનુંજ દૂધ પાઈ ઉછેરીને કાળજીથી, બરદાસ્તથી મોટાં કર્યાં ઉછેર્યાં. એથી બીજો શ્રેષ્ઠ ધડો કેવો જોઇએ?

મહાન **અલેક્ઝાનડર ધી ગ્રેટ** પોતે પણ પોતાની તમામ ફતેહનું યોગ્ય માન પોતાની માયાળુ માવતરને આપી ગયોછે.

ભાગ્યશાળી તે છોકરાંઓ હોય છે કે જેઓ માવતરનુંજ દૂધ પીવાને નસીબવાન નિવડે છે. એક શાંત સ્વભાવવાળી, ધીરજવાન, ઉમદા ખવાસ તેમજ ઉદાર દિલની માયાળુ માવતરનું દૂધ તેણીના છોકરાંઓને પણ તેવીજ ખાસિયત ખવાસવાળાં બનાવે છે. જો વાંચનાર મારી વાજબી મગરૂરી મને માફ કરે તો હું કહીશ કે આવી જાતનાં શ્રેષ્ઠ ગુણ ધરાવનાર એક માતાનું દૂધ મેં પીધેલું હોવાથી હું ખચિતજ ઘણી મગરૂર છું કે જે સહનશીળ માંતુશ્રીનાં મીઠાં દૂધે મને સબુરવાળી અને સહનશીળ બનાવી છે.

**સપટેમ્બર ૧૯૧૩.** **"પ્રભાત"**

---

**બાઈ ભીખાઇજી. લી. પાલમકોટ. તરફનો એક ખુલાસો.**

"**કયસરે હિંન્દ**" ના અધિપતિ જોગ :—

આપનાં પ્રખ્યાત "કયસરે હિન્દ" મારફતે એક ખુલાસો, ચોક્કસ કારણો અને સંજોગોને લીધે, કરવાની મને જરૂર અને ફરજ પડી છે, તે તમારાં પત્ર મારફતે જાહેર કરવાની મને તક આપશો તો આભારી થઈશજી. કેટલાક માસ થયાં એક એવી ખોટી અફવા ફેલાયલી મારે કાને આવી છે કે "પ્રભાત" નામનાં ચોપાનિયામાં મારો હાથ અને ભાગ છે. આ વાત તમામ ગલત છે, અને તે ફેલાવવામાં મને ઘણીજ કઢંગી સ્થિતિમાં મુકવાની નેમ શિવાય તેમાં બીજું કશું નથી. "પ્રભાત" ચોપાનિયા સાથે મને કોઈ પણ જાતનો સંબંધ નથી, અને તેમાં મારો હાથ, ભાગ, કે લાભ પ્રથમથીજ નથી.

જેમ ઘણાંક વર્તમાનપત્રો અને ચોપાનિયાંઓમાં આજે હું વીસ વર્ષો થયાં શોખથી સાહિત્ય સેવા બજાવું છું, તેમ આ ચોપાનિયાં માટે પણ મને જ્યારે પુરસુદ મળે છે, ત્યારે કાંઈક લખાણ કરૂં છું. લેખક-વર્ગ અને વાંચક-વર્ગની જાણ માટે, મને તેમજ બીજાઓને ગેરઈનસાફ નહિ થાય તે માટે આ ખુલાસો કરવાની મને દિલગીરી ભરી ફરજ પડી છેજી.

**ખંબાલા હિલ, ૨૫-૧૨-૧૩.** **લી. ભીખાઈજી. લી. પાલમકોટ.**

*** અમોએ મેળવેલી ખબર મુજબ "પ્રભાતે" સાથે બાઈ ભીખાઇજી પાલમકોટને, લખાણોની મદદ કરવા સિવાય કશું લાગતું વળગતું નથી. એ બાઇ 'પ્રભાત'ને સાહિત્યની સેવા બજાવવા માટેજ કાંઇ અને કાંઈ રીતે આશ્રા આપતાં રહ્યાં છે, જે તેમની બિન હાંસલે મદદ કરવાની ભલી ખાસિયતને આભારી છે.

૨૮-૧૨-૧૯૧૩. અધિપતિ, ક. હિ.

## આજ-કાલ પારસીઓમાં પંથરાતો એક ઉડતો રોગ.

### એક બદી—એક એબ—

( લખનારઃ—મિસ. ભીખાઈજી. લી. પાલમકોટ. )

**[મિસ ભીખાઈજી પાલમકોટનો આ વિષય જો કે લગાર સખ્ત છે, છતાં આજના બેતાલ પારસી સંસારને તદ્દન બંધ-બેસ્તો છે. પારસી સૂધારો આપણને કઈ હદ તરફ દોરવી જાય છે તેનું આ જાણવા જોગ ચિત્ર છે. અધિપતિ.]**

આજ-કાલ કેળવાયલા અને શ્રીમંત વર્ગમાં-ઘણે મોટે ભાગે વચલા વર્ગમાં-એક જાતનો રોગ ઉભરી નીકળ્યો છે અને તે ઉડતા રોગથી બીજાં કેટલાંક નિર્દોષ અને નિરોગી આસામીઓ પણ પીડાતાં નજરે પડે છે. છતે પૈસે, છતાં સુખે, છતિ શાંતિએ તેઓ તે બુરા રોગના ભોગ થઇ પડે છે અને જાણી જોઈને પોતાના જીવ પર એક જાતની આપદા અને બલા હોરી લે છે.

અગાઉ જ્યારે અભણ વર્ગમાં એ ઉડતો રોગ ઉભરી નિક-ળતો ત્યારે ડહાપણ ડોહવવામાં આવતું હતું કે "કેળવાયલાં નહીં, અંગ્રેજી શીખેલાં નહીં, પરવારતાંઓ, પાતલેથી ખાટલે ને ખાટલેથી પાતલે બેસે ને વખત નહી જાય તે શું કરે ? એવૃંજ

કરે ?" પણ આજે ? હમણાં તો ગૂજરાતી-ઈંગ્રેજી શિખેલાં, મ્યુઝિક, ગાયન, ડ્રૉઈંગ, પેન્ટીંગ, ભરતકામ, ગુંથણકામ જાણનારાં, ઈંગ્રેજી ને ફ્રેંચમાં પરાંપરાં વાત કરનારાંઓ, જીમખાનામાં રમનારાંઓ, ને ગવર્નમેન્ટ હાઊસમાં ફરનારાઓ, યુનિવર્સિટીની ડીગ્રી ધરાવનારાંઓ ને પૈસાવાળાંઓ, પોતાને કેળવાયલાં કેહવડાવનારાંઓ (પૂરૂષો તેમજ સ્ત્રીઓ) એક જાતના ઝેરી જીવલેન દર્દથી મુગાં પીડાય છે અને પોતાની સુખી જીંદગીને અને શાંત જીવને અદેખાઈનાં આવેશમાં આવીને નકામા સંતાપમાં સંકોચી નાંખે છે.

આ દર્દની ઉત્પત્તિનું મુળ દુશ્મનાઈ છે અને તેનાં મજબૂત થડમાંથી અદેખાઈના ડાળ પાંખડાં જેમ ગમે તેમ ફૂટીને ફેલાય છે; અને તે દર્દનો ફેલાવો ઘણા બોહળા વિસ્તારમાં વધ્યોજ જાય છે. અટકાવના ઉપાય-ઈલાજો દર્દીઓના હાથમાં છે ને એ હઠીલાં દર્દને દફે કરનારા કોઈ કોઈ હુશિયાર ડોકટરો મળે તેમ છે; પણ દેખતું આંધળાઓને દેખાતું નથી; તેથીજ તેઓ તે દર્દના ચાલુ રોગથી તવાયલાં, પીડાયલાં, સોહરાયલાં-સુકાયલાં, બેહરાં સુનાં, મગજનાં રોગીષ્ઠ ફરતાં ફરે છે. તેવાં દર્દીઓનાં સમાગમમાં જયારે બીજાંઓ આવે છે, ત્યારે તેઓનાં શરીરમાં પણ તે ઝેરી રોગનાં જંતુઓનો પ્રવેશ થાય છે. ઘણી વેળા અજાણ્યાંઓ અને નિર્દોષો આ બુરા રોગનાં ધામમાં બેફામ બની જાય છે; પણ શુધ્ધીમાં આવતાંજ ઝટ તે દર્દી છાવણીમાંથી છટકી ને સટકી જાય છે.

વાંચનારની ધીરજ હવે હું ધારૂં છું કે ખુટી ગઈ છે ને સવાલ કરે છે કે આ ઝેરી ઉડતો બુરો રોગ શું છે ? સાંભળો ! કંઈજ નહિં; પણ બે આસ.મીઓ (પછી બંન્ને પૂરૂષો હોય, કે બંન્ને સ્ત્રીઓ હોય, યા એક પૂરૂષ ને એક સ્ત્રી હોય) ને સારૂં હોય, તેમાંથી એકના કાનમાં ઝેર રેડીને તેઓને જૂદાં પાડવાનું કાવતરૂં છે !

કોમમાં આ રોગ, બલકે બદી, વધુ પ્રમાણમા આગળ વધે છે અને તે એક એબ છે !

હમણા હમણા આપણે જોઈએ છિયે કે ઘરમાં, કુટુંબમાં, સગપણમાં, દોસ્તીમાં, કે સોસાયટીમાં જો બે આસામીઓને સારૂં હોય, તો તેથી ખુશ થવાને બદલે, તેઓને કોઈબી તદબીર, કાવતરાં કે ચોકઠાં ગોઠવીને જુદાં પાડવા ફરેબબાજો ધરતી પર ઘરફરી મારે છે; અને જયાં સૂધી તેઓ પોતાની નીચ નેમમાં ફાવતાં નથી, ત્યાં સૂધી વેર વાળવા જપીને બેસતાં નથી. પોતાના પ્રપંચમાં પાર પાડવા તેઓ બીજાં નબળાં મનના અને એકતરફી સાંભળનારા બેવકુફના બાદશાહોને સામેલ કરે છે. તેઓની અદેખાઈ-દુશ્મનાઈ એટલી બધી હદ ઓળંગી જાય છે કે દુશ્મનના ઘર-બારનો, ધંધા-રોજગારનો, આબરૂ-ઈઝતનો, પૈસા-ટકાનો નાશ કરીને જડ-મુળથી ઉખેડી નાખવા ધરતી અને આસમાન એક કરે છે ! ત્યારેજ તેઓ ખુશ થઈને મનમાં મલકાઇને બોલે છે કે "દુન્યા જીતી !"

કૈંક વેળા મા-બાપ સાથની અંતસનું વેર નિર્દોષ બચ્ચાંઓ પર લઈ તેઓને હેરાન કરવા, સતાવવા અને જીંદગી સૂધી દુઃખી કરવા કાજે એક હજાર ને એક કાવતરાં કરતાં તેઓ નથી બિહતાં કે નથી દોજખનો ખ્યાલ કરતાં ! આમ નિદય રીતે બેને જુદાં પાડયાં પછી પણ તેઓ પોતાની ફરેબબાજીમાં વધૂ આગળ ફાવવા ફાંફાં મારે છે. જે આસામીને અળગ કરવાની નેમ હોય છે, તેનાં દુશ્મનો કોણ કોણ છે, તેની શોધમાં ફરવા નિકળે છે, કે જેઓ બેશક પેલાં ફરેબીઓને મદદ કરવા ઘણા આતૂર રહે છે. પેલાં દુશ્મનો તરફની જુઠી-સાચી વિગતો એકઠી કરે છે અને તે હથિયાર વડે જો જરૂર પડે તો ઇનસાફની અદાલતમાં પણ બાથોબાથ લડે છે, જોડી કાઢેલી જુઠી વાતો, ખોટી સહિ કીધેલાં કાગળ-પત્રો, અને જુઠાં આસામીઓની શાક્ષી વડે પોતાનો મુદ્દો મજબૂત કરી પોતાને સાધુ સાબેત કરે છે ! વળી કોઈ વેળા જેઓ સાથે દુશ્મનાઇ થાય, તેઓના દુશ્મનો સાથે મળી જવા

એવી તો ધાંધલ-ધરપચ ને દોડ-ધામ થાય છે કે તન-મન-ધનનાં ભોગે પણ જો કરવું પડે તો ચૂકે નહિ એવા પણ બનાવો બનતા આપણે જોઈયે છિએ, કે એવી નીચ ખાસિયતનાં ખવીસો પોતાનાં દુશ્મનો પર વેર લેવા, તેઓનાં (દુશ્મનના) મિત્રોને પોતાનાં દોસ્તો બનાવીને પછી તે દોસ્તોના કાનમાં ઝેર રેડવા, તેઓનું મગજ ફેરવવા જાત-જાતનાં ભોગ આપવા તૈયાર થઇ નીચાં પડવા લજવાતાં નથી ! ત્યારેજ તે બદમાશો કેવા નિચ ખમિર, ખાસિયત અને ખવાસ ધરાવે છે તે આપોઆપ પોતેજ ઉંઘાડાં પડવાથી જણાઈ જાય છે.

આપણે દૂન્યામાં બનતા રોજના બનાવો નજરે જોઈએ છિયે અને વાંચીએ છિયે કે જેઓએ બીજાં નિર્દોષોનુ બુરૂં કયું છે, તેઓના હાલ-અવતાર છેલ્લે કેવા અવત્યાં મારતા થયા છે, જેઓએ આફતમાં આવી પડેલાંઓનાં ઘર-બારો તારાજ કરવામાં મુખ્ય આગેવાની ભર્યો ભાગ લીધો છે, તેઓનાં પોતાનાં ઘરબારો કેટલા ટુંક અરસામાં મોતના ફટકા સહિત ઉંચકાઇ, ઉપડાઈ, પુંકાઈ ને ફના થયાં છે ! જેઓએ ખાલી જૂઠા વહેમને શરણ થઈ બીજાં નિર્દોષોને સતાવી હેરાન કર્યાં છે, તેઓ પર સામટા એક પછી એક કેવા મોતનાં મારા પડયા છે. જાણે ખુદ કુદરતજ તેઓ પર રૂઠી હોય તેવા ગજબ પડયા છે. અને તેમાં ખુદાની લાકડીનો અવાજ નથીજ! જેઓએ બીજાં નિરાધારોનાં હક લુત્યા છે, તેઓનાં પોતાનાં હક કુદરતી કેવા લુટાઈ ગયા છે; જેઓએ કમનસીબોને ઘેરની બાહેર મુકયાં છે, તેઓ પોતે કેવાં રઝળતાં—રખડતાં, ઘરબાર વગરના થઈ ગયાં છે; જેઓએ બાઈ-બાવરીઓ ને વિધવાઓના પૈસા પચાવી પાડયા છે, તેઓએ દિવાળાં કાઢીને બાપદાદાના નામને કેવી એબ લગાડી છે; જેઓએ બે સાચ્ચાં સ્નેહીઓને જુદાં પાડવા તરકટી તોહમતો ઉભાં કીધાં છે, તેઓ તે દાદગારનાં ગુસ્સા હેઠળ જીવીને કેવાં છૂપાં દર્દોથી મુગાં રિબાય છે; કુકર્મી કોરગાઓ, જેઓએ પોતાનું પૂરાણું વેર લેવા, નિર્દોષ કુટુંબોના સંપનો નાશ કરી તે-ઓને વિખુટાં પાડવામાં ભાગ લીધો છે, તેઓ ગમે તેવા મુચ્છ

પર તાવ દેઈ લોકોને સૂખી દેખાડવાની જીવતોડ કોશેશ કરતા હોય, તોપણ તેઓ પોતાનાં ઘરસંસારના સુખમાં કેવા કંગાળ અને સળડતી અવસ્થામાં અવત્યાં મારતા ને બાતેનમાં પોતાના પાપી અંતઃકરણમાં કેવા દુઃખી, ઉંઘ અને ભૂખ વગરનાં હોય છે!

આહા! એવા એવા તો આપણી નજર સામે રોજના બનતા તરેહ-પ્રકારના દાખલાઓ મોજુદ છે; છતાં, પારસીઓ, જરથોસ્તીઓ થઈ, જરથોસ્તી ધર્મનાં ફરમાનો રોજનાં ભણી, સમજી, પાળીને આવા નિચ કૂકર્મો અને કાવતરાં કર્યા જાય, તેની અસર આસપાસ ફેલાવે, કોઈનું સારૂં જોઈ શકે નહિ, કોઈને નીચે ગબડાવી જમીનદોસ્ત કરવા તૈયાર થાય ને કોમમાં એક બદિ-એક એબ-ઉત્પન્ન કરે એ કેવું અફસોસકારક, નુકશાનકારક અને ગુનાહભરેલું છે?

જરથોસ્તી છતાં, ધર્મની નેમ અને ફરમાન, મનશ્ની, ગવશ્ની કુનશ્ની પર ઢાંકણું! વહુમન (ભલું મન) રાખવાને બદલે પાપી પ્રપંચોથી મગજ ભરપૂર! બેહસ્તમાં જવાનો સીધ્ધો માર્ગ શોધવાને બદલે સેતાનના સાથીઓ થવા તૈયાર!

પણ જો તેઓ પોતે કલ્પિ શકે કે આ સઘળી ઘરફરી, તરફડયાં, ફાંફાં ને વળખાં, વેર, કિનો-કપટ, અંટસ અને દુશ્મનાઈનું છેવટ ભવિષ્યમાં કેવું ભયંકાર આવશે, તો તેઓ કમકમિને કુકર્મોથી પાછળ હઠે!

જેઓએ એવાં ક્રૂર કર્પિણ કર્મો કીધાં છે, તેઓનો તો બન્ને જેહાનમાં ૮૪ ફેરા ફર્યા પછી પણ છૂટક થવો મુશ્કેલ છે.

આવા જીવતા-જાગતા, દિલમાં દહેશ્ત ઉત્પન્ન કરે તેવા દાખલાઓ દુન્યામાં આપણને ડગલે ને પગલે દેખાય છે. અને આવા દાખલાઓથી દુન્યામાં ચોંકી-ચેતીને ચાલવા માટે સારાં માણસોને ઠીક શિખવાનું મળે છે; કારણ સારી મગજ શકિતના માણસો સારૂં કે નરસુ ઝટ પારખી શકે છે; સદ્ગુણી અને દૂર્ગુણી વચ્ચેનો ફરક ખુલ્લે જોઇ શકે છે, ઉંચ અને નિચ વચ્ચેની પરિક્ષા કરી શકે છે.

આવા ડરામણા દાખલાઓથી બીજાંઓ બિહુને ચાલે, તેઓ ભવિષ્યની જીંદગીનો અને આત્માને ઉંચે દરજ્જે પહોંચાડવાનો ખ્યાલ કરે અને આ દુન્યાની ટૂંકી જીંદગીમાં ભલાં કાર્યો કરવાનોજ ખ્યાલ ફકત મગજમાં રાખીને ફરે, બીજાઓનું બુરૂં કરવા અને બુરૂં ઈચ્છવાથી પરહેજ રહે અને બીજાંઓનું સુખ-સંપ જોઇને અદેખાઇની ભઠ્ઠીમાં ભસ્મ થવાને બદલે પોતાનાં મનની શાંતી જાળવી ખુશ રહે તો તેથી તેઓને પોતાને અને બીજાં નિર્દોષોને પણ ઘણી રહાત મળે.

હું ઈચ્છું છું કે આ પૂર જોશમાં ફેલાયલી બદી, બલકે એબથી બીજાં સદ્ગુણી અને ઊંચ મન શકિતનાં નિર્દોષ સ્ત્રી-પૂરૂષો બારસો કોષ દૂર અને નિરાળા રહે! એવી બંદગી આ બેસતે સાલ કરૂં છું તે આમીન થાએ ! આમીન !

સપટેમ્બર ૧૯૧૪. "ગુલશાન."

## રાજ—તાજ તરફ વફાદારી.

(લખનાર-મીસ. ભીખાઇજી. લી. પાલમકોટ.)

રાજ-તાજ તરફ વફાદારી દેખાડવાનાં ઊંચા લક્ષણો સ્ત્રી-પૂરૂષમાં ખિલવવાની આજના વખતમાં કેટલી વિશેષ અગત્યતા છે તે અત્રે જણાવવાની જરૂર નથી. આ શ્રેષ્ટ લક્ષણનું શિક્ષણ બચપણથી ઘરમાં મળવું જોઇએ. રાજ-તાજ તરફ વફાદારી દેખાડવા પહેલાં છોકરાંઓને પ્રથમ ઘરથી એવી કેળવણી મળવી જોઇએ કે તેઓ પહેલ્લે મા-બાપ તરફની વફાદારીથી વેગળાં જાય નહિં; પછી ભલેને તેઓ ઉમરમાં હોય.

મા-બાપનેજ વળગી રહેવાની,

અને તાબેદારી કરવાની ટેવ બચપણથીજ ખુદ મા-બાપે છોકરાં-ઓનાં મગજમાં હેત પ્રિતથી મુકી હોય, તો તેમનાં મગજ પર પડેલો બચપણનો છાપ કદી પણ ભૂલાતો નથી. તાબેદારી સાથે વફાદારીને નિકટ સંબંધ હોય છે. હું કંઈ એમ નથી કહેતી કે

તાબેદારી એટલે "આંધળી ગુલામગીરી;" પણ જો છોકરાંઓનાં મગજ પર બચપણથીજ એવું ઠસાવ્યું હોય કે મા-બાપની તાબેદારી કરવી એ આ અવનીમાં તેઓની ખાસ અને ખુશ ફરજ છે, તો પછી મા-બાપ તરફ વફાદારી દેખાડવાને એક ખાસ ફરજ સમજવી.

"ઉંમરમાં આવેલાં" નાં ખોટાં ઓઠાં હેઠળ જે પારસી છોકરાઓ અને છોકરીઓ પર-ધમમાં વટલી જાય છે, અને

**પર-જાત સાથે પરણી જાય છે,**

તેનું મૂખ્ય કારણ તેઓને ખુદ મા-બાપ તરફથીજ મળેલી ખામી-ભરી કેળવણીનું હોય છે. તાબેદારી અને વફાદારીનાં શિક્ષણો સખ્ખાઈથી અમલમાં મેલવાની બેદરકારી અને ગેરહાજરીનું આવું ખેદકારક પરિણામ પારસી કોમમાં આપણને ભારે અફસોસ સાથે જોવું પડે છે. પારસીઓમાં "સ્પાર્ટન માતા"ઓ ઘણી થોડી છે.

જેઓ મા-બાપ તરફ વ્હાલ કે વફાદારી બતાવતાં નથી, તેઓ પરણ્યા પછી ધણી કે ધણીઆણી તરફ પણ વફાદાર રહેતાં નથી. એવા દુષ્ટ દાખલા દુન્યામાં દરરોજ આપણી નજરે પડે છે; અને તેથી કુટુંબોમાં કહેર વરસે છે, અને નિર્દોષ આસામીઓ તેઓનાં ભોગ થઈ પડી સંકટમાં આવી પડે છે. જો મા-બાપ તરફ, યા ધણી કે ધણીઆણી તરફ વફાદારી નહિ હોય, તો રાજ-તાજ તરફ તો વફાદારીના વાખા સમજવા.

પારસીઓમાં એવાં કેટલાંક કુટુંબો છે, કે જેઓએ પોતાનાં છોકરાંઓનાં નામ ઉકમાઈથી અંગ્રેજો અને મડમોનાં રાખ્યાં છે. તેજ અંગ્રેજી નામો ધરાવનાગઓ, લડાઈ આગમજ બ્રિટિશ રાજની વિરૂદ્ધ બખાળવા શરમાયાં નથી; અને આજે લડાઇના હિંગામમાં ચોક્કસ કાયદાઓથી ધરાઈ-પકડાઇ જવાની ફકત ધાસ્તીનેજ લીધે તેઓનાં મોહડાં બંધ થઇ ગયાં છે. રાજ-તાજ તરફ બેવફાઈ બતાવવાની આવી શરમભરેલી હિલચાલ અને તકરારને જો ઘરનાં થડ તરફથીજ ટેકો હોય, તો ડાળ-પાંખડાંઓ, કમઅકલીપણે ખોટી દિશાએ ડોળે, તો તેમાં ખરાં તકસીરવાર

મા-બાપ છે. એક છોકરી માટે મૂખ્ય કરીને માતાનો લાગવગ અને માતાની સોબત વધૂ સારી અસર કરે છે. અને એક સાચો સાથી અને દોસ્ત, એક શ્રેષ્ટ સલાહકાર અને રાહબર ભોમ્યો જો મેળવી આપવો હોય, તો તે માતા છે. મુખ્ય કરીને પારસી કોમમાં આ જમાનામાં "સ્પાર્ટન માતા"ઓની ઘણીજ જરૂર છે.

કમભાગ્યે કેટલાંક અક્કલહિણુ મા-બાપોનેજ શિક્ષકોના ઊંચા દરજ્જા માટે ઊંચો મત હોય નહિ, અને શિક્ષકોને પગારદાર નોકરોની પંકિતએ મૂકી, તેઓ તરફ બેદરકારી દેખાડે, તો પછી તેઓના છોકરાંઓ પણ તેવુંજ શિક્ષણ લઇ મા-બાપ તરફ બેદરકારી દેખાડી તેઓને ગણકારે નહિ, યા તાબેદારી નહિ કરે ને મા-બાપ તરફ વફાદારીથી નહિ વર્તે, તો પછી પરણ્યા પછી વફાદારી કયાંથી દેખાડે? જેઓ મા-બાપ કે શિક્ષકની તાબેદારી નથી કરી શકયાં, તેઓએ ખાવિંદ તરફ તાબેદારી કે વફાદારી નથી દેખાડી, એવા ઘણા દાખલાઓ સાબેત થયા છે, તો રાજ-તાજ તરફ તો કયાંથી દેખાડે?

આપણા નામદાર હાકેમ લૉર્ડ વિલીંગડનના કિમતી વિચારો હમણાંજ મારા વાંચવામાં આવ્યા છે, જે તે નામદારે શેઠ કરસનદાસ સ્કુલ ખુલ્લી મુકતી વખતે જાહેરમાં દર્શાવ્યા હતાઃ—

"I think I am right in saying that the teachers' profession is not held as high in the public estimation as it ought to be, and I sincerely hope there is going to be a radical change in this respect, for I feel there is hardly a nobler profession or a task more arduous than that of bringing-up young people".

કેવા કિમતી ઉપલા શબ્દો છે! કેટલાંક પારસી મા-બાપો જેઓ ભેજાંમાં રાઈ રાખીને શિક્ષકોને ગણકારતાં નથી, અને પોતાનીજ સુફયાની અકકલ પ્રમાણે ચાલે છે, તેઓએ ઉપલા

શબ્દો ગોખી રાખવા જોઇએ છે. જ્યાં મા-બાપ કે શિક્ષક તરફ તાબેદારી કે વફાદારી નહિં, તો પછી રાજ-તાજ તરફ પણ બેવફાઇ બતાવે તો તેમાં અજબ થવા જેવું શું છે? આ-જાતની ખાંમી કંઇ પારસી કોમમાંજછે એવું કંઈ નથી. દરેક કોમમાં થોડે કે ઘણે ભાગે આવો મામલો છે, પણ તેમાં હવે સૂધારો કરવાનો સમય આવી પહોંચ્યો છે. જેમ ઘરમાં બેવફાઈ બતાવ્યાથી આખાં કુટુંબનો નાશ થાય છે, અને એકની બેવફાઈથી આખાં કુટુંબ પર કહેર વરસે છે, અને તેમાં ઘણાં નિર્દોષ આદમીઓને વચમાં સંકટો સેહવવાં પડે છે; તેમ રાજ-તાજ તરફ બેવફાઈ બતાવ્યાથી પણ નાશ થાય છે.

જ્યાં સૂધી નિશાળોમાં બ્રિટિશ રાજ તરફ વફાદારી દેખાડવા માટે ચોકકસ સંભાળથી લખાયલાં નીતિથી ભરપૂર પુસ્તકો, જાતી-ભોગનાં શ્રેષ્ટ દાખલાઓ ચિત્ર સાથે દાખલ કરવામાં નહિં આવે, ત્યાં સૂધી પ્રજાના મન પર વફાદારીનો છાપ પડશે નહિં. હું એમ નથી કહેતી કે પ્રજા બેવફા છે. ઘણો મોટો ભાગ વફાદારી એક યા બીજી રીતે દેખાડવા ચૂકયો નથી; તોપણ કેટલીક દિશાએ પ્રજાના મનને ચોકકસ ઠેકાણાઓથી ડામાડોળ કરવામાં આવે છે-અને તે પણ હાલની લડાઈ જેવા એક મૂશ્કેલ વખતમાં સૂભાગ્યે આપણો મુંબઈ ઇલાકો એ બદ્દાથી નિરાળો છે; તો પણ બીજા ઇલાકાઓમાં લોકોનાં મનને શંકાશીલ કરવા જે અઘટિત પ્રયત્ન થાય છે, તેને જોરાવર હાથે દાબી દેવાની વિશેષ જરૂર છે. અને તેથીજ હવે એવો પ્રસંગ નજીક આવ્યો છે, કે દરેક નિશાળમાં, દરેક કૉલેજમાં, પ્રત્યેક શિક્ષકે આપણા બ્રિટિશ રાજ-તાજ તરફ સાચી અને ખરાં દિલની વફાદારી દેખાડવા વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની જરૂર છે. તે વિષે ખાસ કલાકો રોકી ભાષણો આપી તેઓને સમજાવવું જોઇએ, કે આપણે કેવાં સુખી, સંતોષી, આબાદ અને નિર્ભયપણે ઈનસાફી રાજયના આશરા હેઠળ રહિયે છિયે, કે જેવી શાંતિ બીજાં રાજ્યોનાં અમલ હેઠળ મેળવવી બહુ મુશ્કેલ છે.

બીજી બાજુએ આપણે રાજ તરફ ઉશ્કેરણીથી બળવા બખેડા ઉભા થતા જોઇએ છીયે; તેનું મુખ્ય પહેલું કારણ ઘરની મા-બાપની ખામીભરી અને બેદરકાર કેળવણીનું પરિણામ છે; અને બીજું પરિણામ નિશાળો અને કૉલેજોમાં બ્રિટિશ રાજ-તાજ તરફ વફાદાર રહેવાના અતિ અગત્યનાં શિક્ષણો અને ભાષણો, તેમજ તેવી નીતિથી ભરપૂર ચોપડીઓની ગેરહાજરીનું છે નિશાળો અને કૉલેજોમાં નિબંધ લખાવી અને તે માટે ઇનામો આપીને વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવું જોઇએ, કે જેથી જૂદાં જૂદાં ભેજાંમાંથી કેવા કેવા વિચારો બાહેર પડે છે, તે જોવા-જાણવાનું બની આવે, તેમજ તેઓની મન-શકિત અને સમજ-શકિત સૂધારવાને તથા શિષ્યોમાં સદ્‌ગુણ ખિલવવાને શિક્ષકોને તક મળે. આવી રીતે મા-બાપ સાથે શિક્ષકો પણ રાજ-તાજ તરફ વફાદારી દેખાડવાની પોતાની ખરી ફરજનો શ્રેષ્ટ ફાળો જાતી દાખલાથી આપી શકે.

આવી એક યોજના પાર પાડવા માટે વિદ્વાનોએ સાથે મળીને ચઢ-ઉતરના ક્રમનાં એવાં પુસ્તકો રચવાં જોઇએ, કે જેમાં બ્રિટિશ રાજ તરફ જેઓએ જાન-ફેશાની દેખાડી જાતી ભોગ આપ્યા હોય તેઓની જીંદગીના ટૂંક હેવાલો, તેમનાં ચિત્રો સાથે આપીને દરેક ઇલાકાની નિશાળો અને કૉલેજોમાં શિખવવાની ફરજ પાડવી જોઇએ.

કેટલીક બાજુએ જે કવખતની ઉશ્કેરણી "હક" ને માટે થાય છે, તેમાં કેટલાંકો જાણે સરકારની મુશ્કેલીના સમયનો લાભ લેવા માંગતા હોય તેમ લાગે છે. સૂલેહ-શાંત્તિનો પ્રસાર કરવાને બદલે, આપ-વડાઇ લેવા માટે ન છાજતી બીજી લડાઈ તેઓ ઉભી કરે છે, અને "હક"નાં ઓઠાં હેઠળ એક જાતનું રમખાણ ઉભું કરે છે. જેઓ માંહોમાંહે માન-મરતબા અને દરજ્જા માટે મારામારી પર આવી જાય; "તું કોણ ? ને હું કોણ?" ની ન છાજતી હોજા-તોજીમાં વર્ષો સૂધી અટવાયા કરે, જેઓ પૈસાને મોટો પરમેશ્વર સમજે, પરમાર્થનાં ઓઠાં હેઠળ સ્વાર્થની સોડ સાંધે, અને ઇનસાન્યતનાં દુઃખ નિવારણ કરવાનો ઝુંડો

ફડકાવવાની કોશેષ કરે, જ્યારે તેઓનાં મોંહડાની સામે નેકી અને ભલાઇ કરવાની અને સ્વભોગ આપવાની અમુલ્ય તકો પડેલી હોય છે, તેઓ દેશનું શું કલ્યાણ કરી શકશે? સ્વભોગ આપવાના શ્રેષ્ટ ગુણને ખિલવવાને બદલે સામો તેને દાબી દેછે; જે એકજ બાબત (સ્વભોગ) ખૂદ તેઓનીજ તકરારને તોડે છે. જેઓમાં સ્વભોગ આપવાની હિમ્મત નથી, તેઓને "હક" માગવાનો શું હક છે? પરદેશમાં પરકોમનાં દુઃખ નિવારણ કરવાનો જેઓ ઝુંડો ઉઠાવે છે, તેઓએ પોતાનાજ દેશમાં પોતાના જાતભાઈનાં દુઃખમાં હમશરીક થઇ, તેઓનાં દુઃખનું તારણ કરવા માટે જેહમત ઉઠાવવી જોઈએ, કે જેથી સાડાત્રણ દહાડાની દુનિઆમાં નેકી અને ભલાઇનો પમરાટ પાંથરી જાય; કારણ આ નેહુસ્ત લડાઇથી ઈનસાન્યતપર જે કંગાલ્યત અને સંકટ આવી પડયાં છે, તેનું નિવારણ કરવા અને રાજ-તાજને તનથી મનથી, કે ધનથી મદદ કરવા માટે દરેક આદમીની જીંદગી ટૂંકી છે, એમ કહિશું તો સહુરાગાત નહિં કહેવાશે. જેઓ રાજ-તાજને આવા વખતમાં મદદ કરવાને બદલે સરકારની મુશ્કેલીમાં વધારો કરી, પરદેશનું કલ્યાણ કરવાનાં બડાઈખોરાં બાંકાં ફુંકી વડાઈથી વધાવી લેવાની ધારણા રાખે, તો પછી દેશની સલામતી સાચવવા અને શાંત્તિ ફેલાવવા માટે સરકારને મજબૂત હાથે કામ લેવું પડે તો તેમાં આપણે અજબ થઇશું નહિ, પણ તેથીબી વધુ ફાયદો કયારે થાય, કે જયારે દરેક મા-બાપ અને દરેક શિક્ષક, નિશાળોમાં, તેમજ કૉલેજોમાં, અને ખાનગી શિક્ષણ આપતા શિક્ષકો, પોતાના ચેલાઓનાં મગજમાં મજબૂતીથી ઠસાવે, કે બ્રિટિશ રાજ-તાજ તરફ વફાદાર રહેવામાં આપણીજ સલામતી અને શાંત્તિ સચવાયલી છે, ત્યારેજ જે રાજ્યમાં આપણે આટલાં બધાં સુખથી, કેળવણીના પ્રતાપે આટલા છૂટાપણાથી નિર્ભયપણે રહી, રાસ્ત ઈનસાફની હમેશાં આતુરતા રાખ્યે છિયે, તે રાજ્ય તરફ વફાદારી દેખાડવાને ફરજના કરજથી બંધાયલાં છિયે, એમ તેઓ સમજી શકે.

સપટેમ્બર ૧૯૧૬. "ગુલશાન."

# વાર્તા-વાંચક-વર્ગ.

## ( લખનાર-મિસ. ભીખાઇજી. લી. પાલમકોટ. )

---

આજની ઘણી પારસી છોકરીઓને વાર્તાઓ વાંચવાનો શોખ હોય છે, અને તે શોખ એટલી બધી હદે વધી ગયો છે કે ફકત વાર્તા વાંચનારો એક ચોકકસ વર્ગ ઉભો થયો છે. આ વર્ગને માત્ર વાર્તાના પુસ્તકો, તેમજ વર્તમાનપત્રો અને ચોપાનિયાંઓમાં આવતી ચાલુ વાર્તાઓ વાંચવાનું એક જાતનું ચેટક લાગ્યું છે.

વર્તમાન-પત્રો અને ચોપાનિયાંઓમાં આવતાં બોધદાયક તેમજ નીતિના અગણીત પાઠો, ચાલુ જમાનામાં થતા વિદ્યા-હુન્નરના સૂધારા-વધારાનાં લખાણો, દુન્યામાં બનતા રોજના ચાલુ બનાવો અને તાજા સમાચાર વાંચવા-જાણવાને બદલે, ખરી બનેલી યા કલ્પિત કાહાણી-કથા વાંચવાની આજની ઘણી ઉધરતી છોકરીઓને એટલી બધી તલપ થાય છે, કે તેઓ પોતાના અભ્યાસમાં પણ ખલલ કરીને વાર્તાઓ વાંચે છે.

આ વર્ગમાંથી કેટલાકો સારો સાર ખેંચવાને બદલે કમઅકલીપણાંને લીધે કાળી બાજુ ગ્રહણ કરવા ઘડીમાં તૈયાર થાય છે; અને વાર્તાનાં વળાંઓમાં વિંટલાયલા વિધવિધ વિષયોને વશ થઇને, "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" બતાવવા બીહતાં નથી. તેથી જે ખરાબી થાય છે, તે કવચિતજ જાહેરમાં આવે છે; કે જે ઇનસાફની અદાલતમાં ચાલતા બે-પાંચ મુકદમાઓથી સિદ્ધ થાય છે. પણ સેંકડો બનાવો ખાનગી ઘરોમાં બને છે, કે જેમાં તેઓ મોટે ભાગે વાર્તાઓ વાંચનારાંઓના કૂકર્મિ કાર્યોનાં ભોગ થઈ પડે છે.

જેઓનાં ભેજાં અંગ્રેજી બીજીથી ચોથી ચોપડીનો અભ્યાસ કરવા ઉપર ચાલતાં નથી, તેઓનાં ભેજાં કહાણી-કથાની વાર્તાઓ વાંચ્યા પછી, પ્રપંચી કાવાદાવા કરવા, કાવત્રાં કરવા, ચોકઠાં ગોઠવવા, સ્વાર્થિ નેમ પાર પાડવા, બીજાંઓને છેતરવા, ઠગાઈ

રમીને બીજાંઓનું બુરૂં ઈચ્છી નાશ કરવા, સુખી સંસારને તારાજ કરવા, નિર્દોષોને સતાવવા અને નિંદા કરવા, પોતાનાં ખભાં ઉપરનો ગુનાહનો બોજો બીજાંઓનાં ખભાં ઉપર ઓળવી દેવા, અને પોતાની નીચ નેમ પાર ઉતારવા નિખાલસ મનનાં ભલાં બાનુઓને વિના કારણે વગોવી બીજાંઓની નજરમાં હલકાં ચિતારવા, ચાલે છે, એજ આપણી અચરતી છો વાર્તા-વાંચનારીઓ, પણ વિદ્યા-હુન્નરથી અભણ ઓરતો, આ બધું કરે છે; અને તેઓ, પોતાના પંજામાં પુરૂષોને પકડવાની પૂરતી હિમ્મત નહિ હોવાથી નિર્દોષ, ભલી અને રાંક સ્ત્રીઓને, કાળી કવચ માફક વળગે છે.

જેઓનાં ભેજાં વિદ્યા-હુન્નરમાં ચાલાક હોય છે, તેઓ તો ઉપલી બદીથી તમામે તમામ નિરાળાં હોય છે; કારણ સારી બાબતોમાં મન ચાલુ રોકાયલું રહેવાને લીધે, દુર્ગુણ ગ્રહણ કરવાનો, યા કૂકર્મિ કાર્યો કરવા માટે વિચાર કરવાનો તેઓને આવકાશ મળતો નથી, અને જો નવરાસ મળે, તોપણ દુર્જનોથી દૂર વસવાને લીધે, "પાટિયાં ગોઠવવા" અને "ચોકઠાં બેસાડવા"માં તેઓ ઠોઠ હોય છે. તેઓની હુશિયારી અને ચપળતા બીજીજ બાજુ હોય છે, અને તે સારે માર્ગે દેખાય છે.

વાર્તાઓ વાંચવાના એક જાતના આવા હલકા શોખને લીધે, વર્તમાન-પત્રવાળાઓ અને ચોપાનિયાવાળાંઓ ગરજાવુ હોવાથી, પોતાનાં વર્તમાનપત્રો અને ચોપાનિયાંઓ નિભાવી રાખવાની નેમથી, લોકોના ઉતરતા શોખને તૃપ્ત કરવા ઘણા તત્પર રહે છે; કારણ વાર્તા-વાંચક-વર્ગના શોખને જો તેઓ નહિં પંપાળે, તો ઘણા ગ્રાહકો બંધ થાય, અને તેથી ગુજરાનનાં સાંધનો ખૂટી જવા સાથે સઘળી દળદેસરી પાણીમાં જાય !

પંદર-વીસ વર્ષોની વાત પર જે સંભાળથી વાર્તાઓ લખાતી હતી, કે જેથી તે નહાનાં કે નાદાનોના હાથમાં વિશ્વાસથી મૂકી શકાતી, તે સંભાળ અને કાળજી ઉપર આજે કેટલાંક વર્ષો થયાં વાર્તા-લખનારાંઓએ પાણી ફેરવ્યું છે. હવે ગ્રંથકારો અને

તરજુમા કરનારાંઓ કે વાર્તા-લખનારાંઓ, અને વળી છાપનારાંઓ, જેમ પોતાનાં ભેજાંમાં આવેછે, તેમ છડેચોક છાપી મારે છે, અને વિચાર નથી રાખતાં કે તેથો નાદાન મગજો ઉપર કેવી અને શું અસર થશે. ઘણાં સારાં અને સુખી ઘરોમાં જે નાશ અને ખરાબી થઈ છે અને થાય છે તે વાર્તાઓ વાંચીને "પાહુવરડાં" બનેલાં બૈરાંઓથી થઇ છે, અને હજી પણ થાય છે; કે જેઓ વાર્તાઓ વાંચવા આગમજ ઘણાં નેક, ભલાં અને નિર્દોષ હતાં.

આજનાં મા-બાપો અને વાલીઓ પોતાની દિકરીઓ કેવી વાર્તાઓ વાંચે છે, તેની વિશેષ કાળજી રાખતાં નથી. પંદર અને સત્તર વર્ષની છોકરીઓએ જે નહિં જાણવું જોઇએ, જે નહિં વાંચવું જોઇએ ને જે નહિં શિખવું જોઈએ, તે તેઓ જાણે છે, વાંચે છે અને શિખે છે!! કે જે ઉમરે એક છોકરી તમામ નિર્દોષ રહેવી અને હોવી જોઇએ. પાકટ ઉમરનાં ડાહ્યાં અને ઊંચી સમજ શકિત ધરાવનારાંઓ, જયારે વાર્તા વાંચે છે, ત્યારે તેઓ તેમાંથી સારો સાર ઉપજાવી, ખરૂં ખોટું પારખી 'અંતે ધર્મો જય" નો બોધ લેછે; પણ ઉધરતો વર્ગ, કાહાંણી-કથા વાંચીને તે પ્રમાણે ચાલવા જતાં, કમ અકલીપણાંને લીધે, જો કંઇ તાગડો રચવા જાય છે, તો હુશિયારી ઉંધે રસ્તે ઉતરી પડેલી હોવાથી સામી ફજેતીમાં આવી પડે છે. અહિં જે મુખ્ય દેખરેખ અને તકેદારી રાખવાની છે, તે મા-બાપો અને વાલીઓને માથે છે; કારણ સઘળીજ છોકરીઓની વિચાર-શકિત અને સમજ-શકિત સ.રી હોતી નથી.

વિદ્યા-હુન્નરના આ જમાનામાં મા-બાપો કે વાલીઓએ છોકરીઓને ફકત કાહાંણી-કથાની વાર્તાઓ વાંચવા દેવા કરતાં, સંભાળથી લખાયલાં સારાં પૂસ્તકો, વિદ્યાભ્યાસને લગતા ગ્રંથો, વીદ્વાનો અને શાસ્ત્રીઓની જીંદગીના હેવાલો, નીતિબોધક લખાણો, વર્તમાનપત્રોમાં આવતા દેશ-પ્રદેશના બનાવોનાં, હેવાલો, અને તાજા સમાચારથી તેઓને માહિતગાર રાખવાં જોઇએ, કે જેથી

તેઓનાં મગજ ઉપર તંદરોસ્ત અસર રહે. ધર્મને લગતાં પુસ્તકો અને ખદાઈ રાહ પર ચલાવનારાં લખાણો વાંચાવવાની ચોતરફથી ભલામણ થવી જોઈએ. વળી શહેરમાં બનતા ચાલુ બનાવો, તેમજ રાજદ્વારી બાબતોથી તેઓને વાકેફ કરવાં જોઈએ, કે જેથી તેઓ જયારે બીજાંઓનાં સમાગમમાં આવતાં તાજા બનાવો ઉપર છૂટથી વાદવિવાદ કરી શકે, અને રાજ-તાજ તરફની ફરજ અને વફાદારી દર્શાવી શકે.

ફકત વાર્તાઓજ વાંચવામાં લીન થયલી એક ઉધરતી છોકરી, કે એકાદ અભણ ઓરતને જોઈશું તો વાતચિત્ત દરમ્યાન તેણી આફ્રિકાનાં જંગલમાંથી આવી હોય તેવી બેખબરી અને બેવકુફ દેખાશે; પોતાના શહેરમાં કે દેશ-પરદેશમાં કે રાજયમાં બનતા ઘણા અગત્યના બનાવોથી તમામે તમામ બિન-માહિતગાર અને જંગલી જણાશે.

આવી છોકરીઓ અને સ્ત્રિઓને વાર્તાઓ વાંચવાનો વખત મળે છે, પણ તાજા સમાચાર વાંચવાનો વખત નથી મળતો એજ આપણને અચરત કરે છે! જયારે બીજાંઓ સાથે મળીને વાદવિવાદ ચલાવે છે, ત્યારે તેઓ બેફામ બેસી રહે છે. વાર્તા-વાંચક-વર્ગની હાલના જમાનામાં આ દશા છે, અને તે દશા હવે બદલાવી જોઈએ. વખત હવે એવો આવે છે, અને આવશે કે તવંગર કે ગરીબ સર્વેને વિદ્યા-હુન્નર અને કેળવણીની વિશેષ જરૂર પડશે સઘળાંઓને રગડાઈને સહુવારથી રાત્રી સૂધી મહેનત કરવી પડશે; અને ખુણાઓમાં ભરાઇને કે સોફા ઉપર બેસીને કાહાણી-કથા વાંચવા અને આરામથી ફરવાને છેલ્લી સલામ કરવી પડશે. રાજ-તાજ તરફ વફાદારી દેખાડવા માટે કેળવણી અને વિદ્યા-હુન્નરના બળથી મન-શકિત અને ચપળતાનો રૂડો ઉપયોગ કરવો પડશે. જેઓ તેમ કરશે તેઓની જીત છે. બીજાંઓની દૂર્દશા છે!

૧૯૧૬. "ગુલશન."

# સાહિત્ય પરિષદ્‌ની ઉમદા નેમ શું હોવી જોઇએ?

( લખનારઃ–મિસ. ભીખાઇજી. લી. પાલમકોટ. )

---

સાહિત્ય પરિષદ્! અહા કેવું ભપકાદાર નામ! પણ કાર્ય?

પરિષદ્‌માં એકકા એવા નિપુણ અને વિદ્વાન ગૃહસ્થોની સામેલગીરી છે કે મારા જેવી એક નબળી કલમના દર્શાવેલા વિચારો પર કોણ લક્ષ આપવાનું છે? તોપણ મારા મનમાં લાંબા વખતથી ઢોળાયા કરતા કેટલાક વિચારો પરિષદ્‌ના લાભાર્થે દર્શાવવાની નમ્રતાપૂર્વક રજા માગું છું.

સાહિત્ય પરિષદે કેટલા સાહિત્ય સાગર ડોહળ્યા? જો પરિષદ્ પોતે લોકપ્રિય થવા ઇચ્છે તો તેના ઉમદા નામ પ્રમાણે તેના કાર્યો પણ ઘણાં ઉમદા, બીનસ્વાર્થી, પરોપકારી અને પરહિત ધરાવનારાં હોવાં જોઈએ.

વર્ષે બે વર્ષે સભાઓ ભરી, ભાષણો કર્યાં અને પછી આખું વર્ષ કુંભકરણની ઊંઘમાં પડયાથી ઉત્તમ ને આ માયાળુ મંડળ કાંઈ જગજાહેર થવાનું નથી; પ્રારંભમાં પરિષદ્‌નાં બારણાં પ્રજા સામે બંધ નહિ જોઇએ.

પરિષદ્‌ની શાખા પ્રત્યેક શહેરમાં ખોલવી જોઈએ; ત્યાં કમીટીઓ અને સબ–કમીટીઓ નેમાવી જોઈએ; ત્યાં પખવાડિક અને માસિક મીટીંગો મેળવી સાહિત્ય સંબંધી જાહેર બાબતો પર તકરાર અને વાદવિવાદ થવાની ગોઠવણ થવી જોઈએ. બાનુ-લેખકોની સામેલગીરી સાથે સભાસદોને તેઓના કાર્યમાં ઉત્તેજન આપવાની નેમથી ખાસ ઓદ્ધા અને ખેતાબો બક્ષવા જોઇએ. પરિષદ્‌ના 'પેટ્રનો' એવા જોઇએ કે જેઓ કળથી, બળથી અને જરથી ચાલુ આખું વર્ષ મહેનત કરવા તત્પર હોય.

કેટલાક લેખકો ગરીબાઇને લીધે તેમજ યોગ્ય ઉત્તેજનની ગેરહાજરીમાં અંધકારમાં આથડિયાં મારે છે. તેઓને હાથ પકડી અજવાળાંમાં આણવાથી પરિષદ્‌ની પ્રતિષ્ઠામાં વધારો થાય.

કચરા-નવલકથાઓ, મહલાજા-મર્યાદાની હદ કૂદાવી ગયલાં, ખાના-ખરાબીની ખાહીમાં ખેંચી જનારાં, અંકુશ વગરનાં લખાણો; તેમજ નાટકના તખ્તા પર થતા હલકા હાવ-ભાવ અને પાત્રોના મોહડામાં આપેલા અપશબ્દો, કે જે નાદાન, યુવાન અને વૃદ્ધ સજજનોની નીતિ-રીતિપર ખરાબ અસર કરનારાં હોય તે હિમ્મતથી ઉઘાડાં પાડવાં જોઈએ. વાર્તાની બાબતમાં પ્રજાના એક ભાગનાં ઉતરી પડેલા શોખને પાછો ચઢતી પંક્તિપર મૂકવાને સાહિત્ય પરિષદે પ્રયત્ન કરવાની વિષેશ અગત્યતા છે.

વર્તમાન-પત્રો અને ચોપાનિયાંઓની વાંધાભરી રૂઢીને વખોડી કાઢી પૈસાના લોભ માટે હલકી નીતિ-ભ્રષ્ટ જાહેરખબરોની ઝાટકણી કાઢવી અવશ્ય છે.

સારાં લેખકો અને લેખોને ઉત્તેજન આપી સાહિત્ય પરિષદે પોતાની પ્રશંસા (Hall Mark of Approval) નો છાપ જાહેરમાં મારી, પ્રેમનાં પીંજનોથી ભરપૂર પુસ્તકોને રદ કરી, આત્મિક જ્ઞાન, નીતિવર્ધક વિવેચનો અને ફિલસુફીથી ભરેલાં લખાણો અને પુસ્તકોનો પ્રસાર બહોળા પ્રમાણમાં કરવો ઘટે છે.

પુસ્તકોના પરીક્ષકો નિપુણ અને નિષ્પક્ષપાત ચુંટી કાઢવાની સંભાળ સાથે સાવચેતી રાખવી ઘણી જરૂરની છે.

પુસ્તકોને નામદાર સરકાર ઈનાગ અને લાઈબ્રેરી માટે ઉત્તેજન અર્થે કાંય નહિ ખરિદે તે માટે આવાં એક વગવાળાં મંડળે નમનતાઈપૂર્વક અરજ કરી, સરકારી બુક-કમીટીમાં પરિષદ્‌નાં એક પ્રતિનિધિને મોકલી પ્રયાસ કરવા હિમ્મત હારવી નહિં જોઈએ.

સાહિત્ય સંબંધી ભાષણો કરવા વિદ્વાનોને દેશોદેશ અને શહરેશહેર મોકલવા જોઇએ, અને તેમનાં ભાષણો ચોપાનિયાના આકારમાં છપાવી છૂટથી મફ્તે વર્તમાનપત્રો અને બીજાં ચોપાનિયાંઓ મારફ્ત પ્રસાર કરવા જોઇએ.

પારસી, હિંદુ અને મોહુમેદન સંસારી વાર્તાઓ, તે તે કોમના વિદ્વાન લેખકો પાસે લખાવવી; અને તેમાં તેઓએ પોત-પોતાની કોમનાં નેકી અને નીતિનાં નૌતમ નમુનાઓ અને દૃષ્ટાંતો દર્શાવી, તેની સાથે સાથેજ સંસારમાં સડો લગાડનારાં કોહેલાં કુકમીઓનાં સડેલાં ભેજાંમાંથી ઉત્પન્ન થતાં કાવત્રાઓ, કાળાં કતકુંકો અને પ્રપંચી ચોકઠાંઓને તેઓનાં નજીસ જુઠાં સાથે ઉઘાડા પાડી, સગાં-સ્નેહીઓને તેઓ કેવાં પીડાકારી અને નીમકહરામ નિવડી ખેજાલત લગાડે છે, તે ખરવસ્તરોના પણ દાખલાઓ દેખાડવા જોઈએ કે જેથી સારૂં કે નરસું શું ગ્રહણ કરવું તે વાંચક-વર્ગ ઝટ સમજી શકે.

નિશાળોના શિક્ષકોના કંગાળ પગારમાં વધારો કરાવી તેમની મહેનતનો બોજો ઓછો કરાવવાથી પરિષદ્ એક પૂણ્યવંતું કાર્ય કરી શકશે.

નિશાળોમાં બાપડી બાળાઓનાં ભેજાં પર ભાર પડે, કુમળી વયની કન્યાઓ કમ્મરમાંથી વાંકી વળી કવખતે કરમાઈ જાય, તેવા નિરૂપયોગી શિક્ષણોની જેહમત, જે તેમના ભવિષ્યના સંસારમાં નિરર્થક અને નિરૂપયોગી સાબેત થાય, તેવી કેળવણીને કચડી નાંખવાને પરિષદે હવે ઉતાવળાં પગલાં ભરવાં જોઇએ.

યુનિવર્સિટી, કૉલેજો અને નિશાળો તરફથી ઈનામના રેસાલાઓ લખાવી, છપાવી છૂટથી વહેંચવા જોઈએ ને તે માટે ફંડમાંથી સોના-રૂપાના ચાંદ, ઈનામો, સ્કોલરશિપ, ફેલોશિપ વિગેરે સ્થાપવી જોઈએ.

સાહિત્ય પરિષદ્ એક પ્રતિનિધિ યૂનિવર્સીટીમાં મોકલવા પ્રયત્ન કરે તો ગરીબડાં ગૂજરાતી સાહિત્યને ખિલવવાનાં બોહોળાં સાધનોની જોગવાઈ કરી શકાય.

સાહિત્ય પરિષદ્‌ની વાર્ષિક સભા વેળા પારસી લેખક મંડળને આમંત્રણ કરવાને કેમ આનાકાની કરવી જોઇએ ?

સાહિત્ય પરિષદ્‌ની પોતાની તરફથી એક વર્તમાન પત્ર કે ચોપાનિયું નિકળવું જોઈએ અને તેમાં પ્રવીણ લેખકોને લેખ લખવા આમંત્રણ કરવું.

ગૃહસ્થ તેમજ બાનુ-લેખકોના ભેગા મેળાવડા વર્ષમાં એક બે વખત કરવા કે જેથી અરસપરસ એકમેકના વિચારો જાણવાથી પણ સાહિત્યની ખિલવણી થઈ શકે.

તન-મનની ખિલવણી સાથે અંતઃકરણની ખિલવણીની અવશ્ય અગત્યતા પરિષદ્દે પુસ્તકો પ્રગટ કરી પિછાનવી કે જેથી ઉજ્જડ વેરાન, ખાલી, ખોટાં, જુઠ્ઠાં, ઢોંગી, ડાઘેલ, પાપી અને ફેરવાઇ ગયેલાં અંતઃકરણો, જે ખોટે રસ્તે અને આડે માર્ગે દોરવાઈ ગયાં હોય, તેઓનો રાહબર ભોમ્યો થઈ ખરે રસ્તે સાહિત્યની અને સચ્ચાઈની રોશનીથી દોરવી લાવી શકાય.

હવે પરિષદ્‌ના પ્રવીણો પૂછશે કે ઉપલું દર્શાવેલું સર્વે સારૂં છે, પણ તે માટે નાણાંની જોગવાઈ કયાં છે?

બેશક આ તો નિર્વિવાદ છે. ગૂજરાત અને કઠિયાવાડમાં એકેક એવા વીરલાઓ અને ધનાઢય મહાન પુરૂષો છે કે તેઓ જો ઇચ્છે તો ગુર્જર સાહિત્યના લાભાર્થે અને માતૃ ભાષાની ખિલવણી કાજે એક તડાકે એકેએક સુજ્ઞ ગૃહસ્થ લાખોની રકમ દેશ-સેવા અને સાહિત્ય-સેવા કાજે કાઢી આપી પોતાનાં નામો અને કીર્ત્તિ અમર રાખી શકે.

સાહિત્ય પરિષદ્‌નાં શ્રેષ્ઠ સાહસ કાર્યમાં તો બેશક પૈસાથીજ પ્રત્યેક પગલું ભરી શકાય; તો શ્રીમન્તો અને શ્રોતા જનોની સૌથી પહેલી ફરજ પરિષદ્‌ને પ્રથમ પૈસાથી પગભર કરવાની છે. નાણાં વગર આવી ઉપયોગી અને ઉમદા નેમવાળું મંડળ શું કરી દેખાડે?

વ્યાજબી ગરૂરી સાથે ગરીબડી ગૂજરાતીને ગબડી પડતી અટકાવવાને આ એક તક અને સાંધન સદ્‌ગૃહસ્થો સનમુખ પાર-

દર્શક છે. જેઓ જોઇ નહિ શકે તેઓને દુર્બીનથી દેખાડવાની સાહિત્ય પરિષદ્‌ની પવિત્ર ફરજ છે.

લાંબાં લાંબાં ભાષણો વર્ષમાં એક વેળા કરો અને સાંભળો તેના કરતાં કાંઇ સંગીન કરી દેખાડો.

પૈસાની થેલીનાં મોંહડાં ઉંઘાડવા સાથે તમારાં દયાળુ અંતઃકરણો ઉઘાડો; ને પછી જુઓ કે જે મંડળ વર્ષમાં એક વાર કાર્ય બજાવે છે, તે કરતાં દશ ગણું વધારે ઉપયોગી કરી દેખાડવાને સામથ્યવાન છે કે નહિ ?

સાહિત્ય પરિષદ્‌ની ઉમદા નેમ પરમકૃપાળુ પરમેશ્વર પાર પાડે અને વિશ્વેશ્વરમાં વિશ્વાસ મૂકી શ્રીમન્તો તેને નાણાની મદદ કરી સદા જીવતું જાગતું અને જગપ્રસિદ્ધ રાખે એ મારી પ્રાર્થના સર્વેશ્વર સાંભળે ! તથાસ્તુ !

૧૯૧૬. "ગુલશન."

---

## ઘરનું સુખ.

(લખનાર-મિસ. ભીખાઇજી. લી. પાલમકોટ.)

---

ઘરનું સુખ ! આહા ! આ બે બોલમાં બેહસ્તનો ખ્યાલ સમાઇ જાય છે, પણ તે કોણની સૃજતમાં છે ? સઘળાંની નહિ. ઘણાં-ઘણાંજ થોડાં ભાગ્યશાળી નર-નારીઓની. ઘરનું સુખ મેળવવા ફિલસુફોએ ફાંફાં માર્યાં અને વિદ્વાનોએ વળખાં માર્યાં, પણ વ્યર્થ ! કેટલાંકો આપણને સમજાવે છે કે સુખી થવું અને સુખી રેહવું એ સઘળું ઇનસાનના હાથમાંજ છે. એક આદમી ઘરનું સુખ અને શાંતિ મેળવવા હદ બાહેર કોશેષ કરવા છતાં, અદેખાઇના અવતારો વેરભાવથી તેને સતાવવાજ માંડે તો જાણવું કે તેની સૃજતમાં ઘરનું સુખ કે શાંતી નથી !

આ જંજાલી જગતમાં સેંકડે કેટલાં આસામીઓ આપણને ઘરનાં સુખથી સુખી મળશે ? ઘણાંજ થોડાં. જે ખરો ભાગ્યશાળી નર હશે, તેજ ઘરનાં સુખથી સુખી અને સંતોષી હશે; જે ખરી ભાગ્યવાન સ્ત્રી હશે તે પોતાનાં ઘરથી અને આસપાસનાંઓથી સુખી હશે.

ઘરનાં સુખનો મોટો આધાર કોણ પર હોય છે? સ્ત્રીઓ પર. અને ઘરનું સુખ મેળવવા માટે લોકોનો મોટો ભાગ શું કહે છે? **સ્ત્રીઓને કેળવો!** સાચ્ચે સાચ્ચું. તમામ ખરૂં. બોલે બોલ વ્યાજબી અને રાસ્ત વ દરૂસ્ત! પણ આપણે આ જમાનામાં શું જોઇએ અને અનુભવ્યે છિયે? કેળવણી આપવી અને સ્ત્રી કેળવવી એ પ્રજા કેળવ્યા બરાબર છે. દરેક કોમમાં થોડો કે ઘણો કેળવણીનો પ્રસાર થવા માંડયો છે. પારસીઓમાં તો બધા ભાયડાઓ અને બાયડાંઓ કેળવણી લઈને પરવારી ગયાં છે!! ગૂજરાતી ચોથી ચોપડી અને ઇંગ્રેજી પાંચ-છ ચોપડી ભણેલાંઓબી પોતાને માટે સમજે છે કે "કેળવાયલાં." યુનિવર્સીટીના ગ્રાડયુએટોબી મનથી મલકાય છે કે અમે "ભણેલા." હવે બાપડા હિંદુઓ ને મુસલમાનોજ પારસીઓ જેવા વિદ્વાન અને ફિલસુફ ગણાતા નથી!

આજે બધાંજ બાંગ મારે છે કે કેળવણી આપો, કેળવો, ઈંગ્રેજી શિખવો, ફ્રેંચ શિખવો, જાત જાતની કસરત કરાવો, તન ખીલવો, મન ખીલવો. બસ, બેડો પાર! એથી વધુ આગળ ડગલું કે પગલું શા માટે ભરવું જોઇએ? એમાં બધું સુખ સમાઈ જશે, એવી કેટલાંકોની ગણત્રી છે. અભણને કેળવશો, જંગલીઓને સુધારશો તો તમે જગત જીત્યાં એ આજના ફિલસુફોની ફિલસુફી છે!

ઘર! કે જે એક શિતળ શાંતિનું સ્થળ ગણાય; ઘર! કે જ્યાં આખા દહાડાની જીંદગી ગુજારવાની દુન્યાઈ લડત પછી સાંજને છેડે શાંતિ અને સુલેહ-સંપનું મંદીર ગણાવું જોઇએ; જ્યાં દિવસની થાક પછી રાત્રિની રાહત મળવી જોઇએ; જ્યાં

નાસિપાસી અને નિરાંસાથી ઝુમાઈ જતા જીવડાઓ માટે હેત-પ્રિતના હાથ પીઠ પર ફેરવવાની વિશેષ અગત્યતા અને કાળજી હોવી જોઈએ, ત્યાં-ત્યાં-આજે આપણે શું નિહાળ્યે છિયે? માટીડાઓ ઘરથી દૂર નાહસવા માંગે છે! આખા દિવસની જંજાળ-ભરેલી જેહેમત પછીથી કેટલાક ભાયડાઓને ઘર જતાં જીવ પર આવે છે! કાંય? જ્યાં જીવ ખુશ થતો હોય; જ્યાં સુખ-વાસી શાંતિ અને આરામ મળતો હોય, જ્યાં આખા દિવસની થાક અને હેજગારી ઉતરી જતી હોય; જયાં દીલસોજી લાગણી અને પવિત્ર પ્રેમ પમરતો હોય, ત્યાં તો દરેક જણ, પછી પૂરૂષ કહો કે સ્ત્રી કહો, ચાલીને નહી પણ દોડીને જાય! નહિં કે? પણ-પણ આજે આપણે શું જોઈયે છિયે? પૂરૂષો અને સ્ત્રીઓ ઘરનાં સુખથી કમનસીબ, રડતાં, હાય-અફસોસ કરતાં, ખરાં સુખની શોધમાં નિસાસો નાખતાં, અને જેમ ડૂબતું માણસ ફીણને વળગે તેમ ઘરનાં સુખ માટે વ્યર્થ તરફડયાં મારતાં—અને તેમાંબી ઘણે મોટે ભાગે પૈસાવાળાંઓ, કેળવાયલાંઓ, સુધરેલાંઓ, શ્રીમંતો અને ગરીબો! અસલી જમાનામાં જયારે કેળવણી નહિ હતી, જયારે જીંદગી જોગવવાની જરૂરિયાતો ઘણી સાદી અને થોડી હતી, ત્યારે ઘરનું સુખ શ્રેષ્ટ ટોચે પ્હોંચેલું હતું. ઘરના માટીડાની ઘણી આતૂરતાથી, ડોકયાં તાણી તાણીને રાહ જોવામાં આવતી અને તે બાપડો પણ તેવીજ ઈંતેજારીથી જેમ બને તેમ જલદી ઘેર જવાની દોડધામ કરતો! આજના માટીડાનાં ઘર તરફનાં પગલાં ઘણાં ધીમાં અને સુસ્ત જણાંશે. આવા સુધરેલા જમાનામાં જન પૂરૂષની આવી અફસોસકારક અને અસંતોષિ સ્થિતિનું મળ શોધી કાઢવા કેટલા ફિલસુફોએ, કેટલા વિદ્વાનોએ અને કોમના કેટલા રાહબર ભોમ્યાઓ, આગેવાનો અને અગ્રેસરોએ કાળજી અને કોશેષ કરી છે?

ઘાંટા પાડી, ગડબડ કરી, લેખો લખી તન અને મન ખિલવવા ઉથલપાથલ કરી, પણ

**અંતઃકરણ કેળવવા**

કોણે નિશાળો ઉંઘાડી? કયા ઉસ્તાદે અંતઃકરણ ખીલવવા શિક્ષણો

આપ્યાં? આ સુધરેલા જમાનામાં તન-મનની કેળવણી આપીને કેટલાં અંતઃકરણો કેળવ્યાં અને ખિલવ્યા અને અસલી અભણ જમાનામાં કેળવણી વગર કેટલાં અંતઃકરણો ખિલેલાં હતાં તેનો હિસાબ કરો, સરખામણી કરો, તોલ કરો ને પછી જુઓ કે કયો જમાનો સુખી અને ચઢતો? આગળો કે હાલનો? હું હિમ્મતથી કહું છું કે ઘણાઓ કહેશે કે આગળો જમાનો! એ શું દેખાડે છે? એજ કે તન-મન ખીલ્યાં ખીલવ્યાં, કેળવ્યાં. પણ અંતઃકરણ? અંતઃકરણમાં તો અંધારૂંજ! કેળવણી કેળવણી શું કરો છો? અંતઃકરણને કેળવો અને ખીલવો! એક લાગણીવાળા દિલસોજ દયાળુ અંતઃકરણ આગળ સો ભાષા, હુન્નર અને દોલતનો ડુંગર રદબાતલ અને ધૂળ સમાન છે. અંતઃકરણ જો કેળવાયલું નહિ હોય તો આસપાસ સર્વે સ્થળે શિહા અંધકાર! અંતઃકરણ જો સુન મારી ગયું હોય તો દિલોજાન દોસ્ત તરફની દિલસોજી પણ ડટાઈ જાય! અંતઃકરણ જો ઠંડુગાર થઈ ગયું હોય તો સગાં-સ્નેહી સામે બરફનો મોટો પહાડ ઉભો થાય કે જેને ભલાઈનાં કિરણો પીગલાવવા અશકત હોય છે! સ્વભોગ આપનારા આત્માઓ પણ પોલાદી અંતઃકરણને પીગલાવી શકયાં નથી.

હવે અંતઃકરણની ખીલવણી અને કેળવણીની વિશેષ અગત્યતા કોણને હોય છે? પુરૂષને કે સ્ત્રીને? બન્નેને, પણ મુખ્ય કરીને સ્ત્રીને વિષેશ જરૂરી છે; કારણ ઘરની રાણી તેણી છે ને ઘરનું સુખ તેણીથી છે. વળી તેણી પ્રજા પેદા કરે છે. જો સ્રીનાં અંતઃકરણમાંજ અંધારૂં તો પેહલ્લે ઘરમાં, પછી શહેરમાં અને છેલ્લે દુન્યામાં!

ત્યારે આજના વિદ્વાનો અને ફિલસુફો સામે જે ખરેખરૂં પુણ્યવાન કાર્ય તેઓનાં ડાચાં સામે પડેલું છે તે અંતઃકરણ ખીલવવાનું છે. ડટાઈ ગયલાં અંતઃકરણોને ખોદી કાઢવાનું; ઠંડાં થઈ ગયલાં અંતઃકરણોને ગરમી આપી સજીવન કરવાનું; જખમી જીગરોને દિલસોજીના મલમથી રૂઝ લાવવાનું, ખોટે રસ્તે દોરવાઈ ગયલાં, બદલાઈ ગયલાં અને ભેલાં પડેલાં અંતઃકરણોને

તેઓના ખરા માર્ગપર દોરવી લાવવાનું ધાર્મિક કાર્ય આજે કેટલા દસ્તુર–દાવરો, ધમના ઉપાધ્યાઓ, કુટુંબ-કબીલાનું વડપણ ધરાવનારા, કેટલા વડીલો અને દોસ્તીનો હક ધરાવનારા કેટલા વફાદાર દોસ્તો બજાવે છે તે બતાવશોજી ?

સ્ત્રી તો ઘરમાં "રાણી," "વજીર," "પ્રધાન" વિગેરે અનુપમ એલકાબ ધરાવનારી છે. ઘરનાં રાજયની લગામ તો તેણીનાજ હાથમાં હોય છે. કયાં તાણી ધરવી અને કયાં ઢીલી મૂકવી તે તેણી પોતાનાંજ અંતઃકરણના અવાજને શરણ થઈને કરે છે. તેણી અને ફકત તેણીનાંજ અંતઃકરણ પર પતિનાં, દીકરા-દીકરીનાં, સગાં-વ્હાલાંનાં અને આશરે-આધારે પડેલાંઓનાં સુખનો આધાર રહે છે. તો પછી તેણીનાં અંતઃકરણને કેળવવા અને ખીલવવાની કાળજી પ્રથમ તેણીની માતાની, અને શિક્ષકોની; અને સુંદર સાહિત્યથી, તેમજ સારા અને નરસા દાખલાઓથી થવી જોઇએ. સદાચરણી સ્ત્રીઓ અને તેમનાં સુકૃત્યો માટે દુન્યાનાં લોકો કેવાં વખાણ ગાય છે, અને દુરાચરણી દુષ્ટ પાપિણીઓ માટે લોકો કેવું બુરૂં અને બદ બોલે છે એ બે વચ્ચેનો ફરક તેઓને જીવતા દાખલાઓથીજ દેખાડવો જોઇએ, કે જેથી શું ગ્રહણ કરવું તે તેઓ સમજી શકે. આવી રીતે તેઓનાં અંતઃકરણ ખીલવવાં જોઇએ. આજે કેટલી માતાઓ આવી અંતઃકરણની ખીલવણી કે કેળવણી પોતાની દિકરીઓને આપે છે ?

ખીલેલાં અને કેળવાયલાં અંતઃકરણની સાધ્વી અને પતિવ્રતા સ્ત્રીઓ સાસરિયાંમાં પુષ્પ સમાન પમરે છે; ત્યારે સુન મારી ગયલાં પોલાદી અંતઃકરણની જુવતી પતીનાં ઘરને જંજાળનું જાલું બનાવે છે. અંતઃકરણ વગરની આવી એક ઓરત ઘરમાં એકનેજ નહિ; પણ સાત-સત્તરને દુઃખી બનાવે છે; પોતાના હાથમાં આવેલી સત્તાનો જુલમાતથી ઉપયોગ કરે છે; પોતાને આશરે-આધારે પડેલાંઓને ધાક-તાપ અને ત્રાસથી પગ તળે કચડેલાં અને તે બાપડાં નિરાધારોને દબાયલાંજ રાખે છે; આસપાસનાઓના વિચાર, અવાજ કે સુખ-શાંતિ તરફ તેણીનું

પથ્થરનું હૈયુ પીગળતું નથી; અને એ સઘળું તમે જોશો તો એક ઓરત પોતાના હાથમાં જયારે સઘળી સત્તા આવેલી જોય છે, ત્યારેજ કરી દેખાડે છે. તેનું મૂળ કારણ જો જોશો તો અંતઃકરણની ખીલવણી અને કેળવણીના વાખા; કે જે ખીલવવાની ફરજ સૌથી પેહલ્લી તેણીની માતાની હતી. બેશક પોતાનાં મહીરાંમાં એવી સત્તા એક સ્ત્રી ચલાવતી નથી; કારણ ત્યાં તેણીનું કાંઇ ચલણ ચાલતું નથી, ત્યાં તેણી મા-બાપને આધારે પડેલી હોય છે; પણ સાસરિયામાં પગ મૂકતાંજ ઘરનાં રાજયમાં ધીમે ધીમે બખેડો જગાડવા બાહેર પડશે, ધણીનાં સગાંઓને દૂર કરવા ચોકઠાં ગોઠવી ફાંફાં મારશે, મહીરેનાંનો પગ-પેસારો કરવા, તેઓને આશરા-ઉતારા આપવા-અપાવવા વળખાં મારી તેમાં ફત્તેહ મળશે, ત્યારેજ જંપીને બેસશે, પતિને પૈસે પોતાનાં સગાં-વ્હાલાંઓની પરોણાગત કરવામાં મજાહ માનશે; ખાવિંદનું નિમક ખાઈ તેની પાછળ નિમકહરામી દેખાડવાં અને બેવફાઈ બતાવવા બીહશે નહી. એ સઘળાંનું મુળ શોધવા જઈશું તો આપણને માલમ પડશે કે એક માતાની ખરી કેળવણી અને અંતઃકરણની ખરી ખીલવણીની ગેરહાજરી. જો એક માતાના વીચારોજ ખુદાઈ ખ્યાલો અને દુન્યાઈ ડરથી દૂર તો તેણી પોતાની દિકરીનાં અંતઃકરણને તે કયાંથી ખીલવી શકે? જયાં થડ પાધરૂં નહિ, તેજ ઢીલું ઢચુપચુ, લુલું લંગડું, વાંકું—ટીકું, ભાગું-તૂટું ને ડામાડોળ તો પછી ડાળ-પાંખડાંઓ તરફથી કેવી ઉમેદ આશા રાખી શકાય? જેમ બાપ તેવા બેટા, તેમ મા તેવી દિકરી! જયાં જયાં થડ મકકમ, મજબૂત, સ્થિર અને સીધું હોય છે; ત્યાં ત્યાં ડાળ-પાંખડા પણ તેવાંજ દેખાય છે. ડહાપણવાળી અને દુરઅંદેશ માતાઓ પોતાની દિકરીઓનાં અંતઃકરણ બચપણથી પોતાના જાતી દાખલાઓથી ખીલવતાં આવે છે કે જેથી તેઓ પોતાના પતિનાં ઘરમાં તેની હૈયાતી કે તેનાં મોત પછી પીડા સમાન થઈ પડી કુટુંબને એબ નહિ લગાડે ત્યારે એટલું તો સિદ્ધ થાય છે કે

**ઘરનું ખરૂં સુખ આપનાર સ્ત્રી છે.**

ત્યારે તેણીને ખરેખરી કેળવણી જો જોઇતી હોય તો અંતઃકરણને ખીલવવાની હોવી જોઇએ, પછી ભલે તેણી કોઈબી ભાષાથી અભણ હોય. અસલના જમાનાની સ્ત્રીઓ ગૂજરાતી, અંગ્રેજી, ફ્રેંચ, પરશીંયન ભાષા ક્યાં જાણતી હતી? તોપણ તેઓનાં અંતઃકરણ કેવાં ખીલેલાં, કેવાં દિલસોજ, કેવાં દયાળુ, કેવાં લાગણીથી ભરપૂર, પવિત્ર પ્રેમથી કેવાં ભરેલાં, પતિને પરમેશ્વર તરીકે પુજવા, તેની તાબેદારી કરવા, તેને માન આપવા અને વફાદાર રહેવા, તેનું નામ સદા કાયમ રાખવા કેવાં તત્પર! તેઓને પોતાની બોલાતી ભાષાનું પણ ભાગુ-તૂટું જ્ઞાન નહિ હતું, છતાં, ઘરમાં સર્વેને સુખી કરવા, તેઓને સંતોષ આપવા, તેઓને જોઈતી જારૂરિયાતની ચીજો મોટાં મનથી પુરી પાડવા અને સર્વેને સગવડથી રાખવા કેવાં આતૂર, કાળજીવાન, દુરઅંદેશ અને ડહાપણવાળાં! આજે આવી સ્થિતિ આપણે કેટલાં પારસી ઘરોમાં જોઇએ છિયે?

આજે તો બે ઘોડાની ગાડીએ ફરતો ને વાડી-બંગલે રેહતો, દોલતના ડુંગરમાં ગબડયાં ખાતો પણ ઘરનાં સુખ માટે માથે હાથ દઇને ફોકેફોક રડશે! કાંય? તો કેહજે "મારી બૈરીને અંતઃકરણ નથી! મને અને મારાં સગા-વ્હાલાંને દુઃખી દુઃખી કરે છે; કારણ કંઈ નથી, પણ ઓરત અદેખી છે!" આવી રીતે બળાપો કરતાં તમે કેટલા ભરથારોને જુવો છો ને તેઓની દયા ખાવો છો? છે તમારામાં હિમ્મત, એવી ઓરતોને બીજાંઓનાં દેખતાં ફજેત કરી, હડધુત કરી, તિરસ્કાર દેખાડી તેણીના બીજી બાજુ ખોટે રસ્તે દોરવાઇ ગયલાં અંતઃકરણને ઠેકાણે લાવવાની? નહિજ! તમે તેણીના ત્રાસ અને તરારા, ધડાકા અને ધુજારાથી બીહને પાછળ હઠશો અને છેવટે જાહેરમાં ફજેતો થવાની બીહકથી એક બોલ પણ બોલવાની હિમ્મત કરશો નહિ. તેથી શું થાય છે? લોકોના વિચાર તેણી જાણી શકતી નથી અને તેથી તેણી આગળ વધે છે. જો તેણી જાણે કે આવી વર્તણુકથી લોકો બુરૂં બોલે છે, તો ફરીથી તેમ કરતાં તેણી અટકે. પણ નહિ. એકને જોઈને બીજી કરે છે. પછી તે એક રીવાજ થઈ પડે છે.

દરેક જણુ પોતે ફજેત થવાની બીહકથી અખાડા કરે છે; કોઈ તેણીને શિખામણ દેવા કે સીધે રસ્તે દોરવવા હિમ્મત કરતાં નથી; કારણ તેઓ બીહે છે કે ઘરમાંથી આવજાવનો વેહવાર પણ અટકી પડશે. તેઓ વળી સમજે છે કે બધે એમજ છે ને દુન્યા એમજ ચાલે છે. તેથી આવા બનાવો ઘરડાં કે જુવાન, નહાનાં કે મોટાં, સુધરેલાં કે કેળવાયલાં સર્વેને એક સાધારણ બનાવ અને ચાલુ રીવાજ જેવો લાગે છે. એમ વર્ષો સૂધી ચાલ્યા કરે છે. અને હવે જયારે અતેરૂં થયું છે, જયારે અંતઃકરણ વગરની ઓરતોનો ડંકો વાગે છે, અને વરને પણ વશ થતી નથી, ત્યારે ભોળા ભલા ભાયડાઓ માથે હાથ દઈ, હાય અફસોસ કરી ફોક મુકે છે કે "ઘેરનું સુખ નથી, ઘેરમાં આપરૂં કંઈ ચાલતું નથી." પણ એ બેવકુફના બાદશાહોને પુછોની કે તમે મજબુત મનના મરદો, 'મોટાં ભેજાંવાલા' ગણાવો છો, ગુજરાનના સાધણો શોધી કાઢો છો, પૈસા પેદા કરી શકો છો, રાજપાતનો કારોબાર કરી શકો છો, જાહેરમાં હિમ્મત દેખાડો છો, પણ એક ઓરતને ઠેકાણે લાવતાં બીહો છો; સ્ત્રીનાં અંતઃકરણ ખીલવવામાં નિષ્ફળ નિવડો છો, તેનું શું કારણ? ઘરમાં એક સ્ત્રી આગળ લાચાર, ના-હિમ્મત અને હીચકારા બની હારી જાવો છો અને વળી બાંગ મારો છો કે 'ઐરાંની અક્કલ માથાબાનામાં!' ત્યારે એ તમારી અક્કલ શું દેખાડે છે? મરદોની નબળાઈ જો અંતઃકરણ વગરની ઓરતો તરફ તમે હિમ્મતથી ધિક્કાર અને તિરસ્કાર દેખાડો, તેઓની એવી ગેરવર્તણુક અને ગેરસલુકાઇ જાહેરમાં ઉઘાડી પાડો, તેણીનાં સગાં-સ્નેહી અને મિત્રોની હાજરીમાંજ ફજેત કરો, ને પછી જુઓ કે લાજ-શરમથી તેણી પોતાનાં અંતઃકરણને ખીલવે છે યા કેળવે છે કે નહીં. બીજી સ્ત્રીઓને તેણીનો દાખલો દેખાડો કે જેથી સારૂં શું ને નરસું શું તે પારખતાં શિખે. અંતઃ-કરણ કેળવવાની આ રીત છે, પછી તમે જુઓ કે સ્ત્રીઓ પોતેજ પોતાનાં અંતઃકરણને ખીલવી જાગૃત કરી તમારૂ ઘર સુખી બનાવે છે કે નહીં!

૧૯૧૮. "સાંજ વર્તમાન."

# સંગીતનાં શિક્ષણમાં ૪૨ વર્ષોનો મારો અનુભવ.

## ૧૮૯૦ થી ૧૯૩૨.

( લખનારઃ—મિસ. ભીખાઈજી. ડી. પાલમકોટ. )
[લાઇફ એકેડેમીક મેમ્બર ઑફ ત્રીનીટી કોલેજ ઑફ મ્યુઝીક, લંડન.]

—:૦:—

### કેટલાંક પારસીઓની મ્યુઝીકમાં મનોદશા.

મેહેરબાન વાંચક-વર્ગને અરજ કરૂં છું કે આ શબ્દ–કેટલાંક–ધ્યાનથી વાંચવો. સઘળાં પારસીઓ વિષે હુ નથી-લખતી; પણ એક શિક્ષક તરિકે ૪૨ વર્ષો સૂધીમાં કેટલાંક પારસીઓના ધખારા-અભખરાનો મને જે અનુભવ મળ્યો છે, તેજ લખું છું.

### એક ખુલાસો.

૧૯૩૧ માં મારી "ફૉર્ટી-ફાઇવ યર્સ ઇન મ્યુઝિક" નામની ચોપડી બાહેર પડી હતી, તેમાં ગફલતીથી સંગીતનાં શિક્ષણમાં સાડત્રીસ વર્ષો છપાઈ ગયાં છે; જ્યારે ખરી રીતે બેંતાલીસ વર્ષો શિક્ષણ આપવામાં પસાર થયાં છે. ઉપલી ચોપડી છપાયા પછી એક ખરી નોંધ હાથમાં આવી છે, અને તે જોતાં માલૂમ પડયું કે ૧૮૯૦ થી મેં શિખવવાનું શંરૂ કર્યું હતું; અને પહેલ્લાં બે શિષ્યો મીસ મીઠીબાઇ. અ. ચીનાઇ, જેવણ હઇયાત છે; અને મરહુમ મીસીસ દીનબાઈ. પે. ભંડારા હતાં.

૧૮૯૦ માં હું ઘણુંજ, ઘણુંજ થોડું મ્યુઝિક જાણતી હતી, પણ પ્રથમથીજ કોઇને પણ શિખવવાની મારાંમાં હોંશ, ઉલટ, ઉમંગ અને કળા હતી, અને આજે ૬૬ વર્ષની ઉમરે પણ તેજ શોખ, ઉત્સાહ અને ઉમંગ શિખવવા માટે ચાલુ છે.

કેટલાંક પારસીનાં બૈરાંઓએ અને માટીડાઓએ સ્વદેશીની બાંગ મારી પરદેશી ચીજોને "બોયકોટ" કરવા જાહેર સભાઓમાં ભાષણો કીધાં, દેશનો પઈસો દેશમાં રાખવા, ને દેશનાં લોકોને ટેકો અને ઉત્તેજન આપવા શિખામણો દીધી; દરેક ધંધામાં (મ્યુઝિકનાં ધંધા શિવાય) કોમનો પઈસો કોમનાં લોકોનેજ ઉત્તેજન આપવામાં ખરચવા માટે વર્તમાન-પત્રોમાં છાપાછાપી ચાલી. આ બધું જાણી, વાંચી, સાંભળી મને તો ખચિતજ ઘણી રમુજ મળી! 'નહી બોલ્યાનાં નવ ગુણ', એ કહેવત ખરી છે. હવે પછી શું પરિણામ આવે છે, તે સાહેબ જાણે! મને એટલો સંતોષ છે કે હું મારા દેશમાં છું, મારી કોમમાં છું, ને મારા ઘરમાં છું. પશ્ચિમ તરફના હુન્નરથીજ હું સારી સ્થિતિમાં અને સ્વતંત્ર રહી મારી કોમમાંજ મેં એ વીદ્યાને ફેલાવી છે.

## સંગીતનું સંગીન જ્ઞાન કયાં છે?

આજ-કાલ મ્યુઝિક શિખવવાની અને શિખવાની બાબતમાં કેટલી બધી બડાઈ, વડાઈ ને ફોકટની ફીસીઆરી થાય છે! સંગીન જ્ઞાન મેળવનારાં કેટલાં થોડાં છે? આવો એક ખુદાઇ હુન્નર શિખવા, ને તેને જીંદગી સૂધી ચાલુ રાખનારાં પારસીઓમાં કેટલાં છે? થોડું જાણનારાં કેટલી પતરાજી કરે છે!

"Music is the only one of the arts that does not corrupt the mind."

સઘળા હુન્નરોમાં ફકત મ્યુઝિકજ એક એવો હુન્નર છે, કે જે મનને બિગાડતો નથી. જેઓ ખરા મ્યુઝીશ્યનો થઇ ગયા છે, તેઓએ પોતાની આખી જીંદગી આત્માનો વીકાસ કરવા કાઢી છે. જો પારસીની છોકરીઓ એવા દાખલા લે તો આજે અદરાઇ ને કાલે સંગીત ઉપર પાણી ફેરવે નહી! "જાણે પરણવાની "પાસપોર્ટ, મેળવતાં હોય, તેમ બધાં મ્યુઝીક શીખે છે!" શિખવા કરતાં ઈતરાટ ને ટચાકપણું ઘણું! બધા ખોટા ઢોંગ-સોંગ કે "અમોને તો મ્યુઝીક ઘણુંજ, ઘણુજ ગમે છે, ઘણોજ શોખ છે."

જો તેઓને મ્યુઝિકનો ખરેખરોજ શોખ હોય તો જીંદગી સૂધી તો રહ્યું; પણ પરણ્યા પછી થોડો વખતબી ચાલુ કાંય નહિં રાખી શકે ?

૪૨) વર્ષો થયાં માયો-માસીઓના તડાકા ને ધખારા જોતાં જોતાં ફીક આવી, કે જેઓમાં મ્યુઝિકની બારાખડીનાં વાંધા અને આલ-ઓલાદમાં મ્યુઝિકના વાખા !

આપણાં પારસીઓ ઈંગ્રેજોની નકલ પોષાકમાં અને માથાના વાળ કરવામાં કરે છે, તેના કરતાં તેઓનાં સારા ગુણ, ખવાસ અને સારી રીતભાતની નકલ કરે એવું હું ઇચ્છું છું. એક ઈંગ્રેજ મા-બાપ શિક્ષકો તરફ ઘણા માન અને વિશ્વાસથી જોશે, પોતાના બચ્ચાંઓને પણ તેવીજ શિખામણ આપશે; શિક્ષકોના કાર્ય-ક્રમ વચ્ચે આવશે નહિં, સઘળું શિખવવાનું શિક્ષકો ઉપર વિશ્વાસથી છોડશે; જ્યારે પારસીનાં કેટલાંક બૈરાંઓ જાણે પોતે કેવાં હુશિ-યાર હોય, તેમ જાત-જાતની તોફો દલીલ કરી પોતાનાજ ફાંટા પ્રમાણે શિક્ષકોને દોરવવાની શેખી કરશે, અને તે પણ કોઈ જાતની સમજ કે આવડત વગર અભ્યાસની વચ્ચે આવી સર-જોરી કરી શિક્ષકોને બેજાર કરવાની હિંમ્મત કરશે ! ! આવા કડવા અનુભવ ૪૨ વર્ષોમાં વારંવાર મને મળ્યા છે, ને બીજા શિક્ષકોને પણ મળ્યા છે !

## મા-બાપ ને છોકરાંઓના ધખારા

કે ફકત પરિક્ષાઓજ આપવી, ને બાર માસ તેટલુંજ શિખવું, જો કે હું પરિક્ષાની વિરૂધ્ધ નથી; બસેં કરતાં વધૂ મારાં શિષ્યોએ પરિક્ષા આપી છે, ને હજી આપે છે; તોપણ કેટલાંક મા-બાપ અને છોકરાંઓને એવોજ ખ્યાલ હોય છે કે પરિક્ષાઓ એક પછી એક, છ મહીને, અને વર્ષે આપે તોજ તેઓનાં છોકરાંઓ અને તેઓ લોકોની નજરમાં હુશિયાર ગણાય ! આસપાસનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કર્યા વગરની આવી પરિક્ષાઓ આખરે ફાયદો કરતાં નુકસાન ઘણું કરે છે. આવી રીતે વર્ષો સૂધી એક

પછી એક પરીક્ષા આપ્યા પછી છેવટે તેઓ એક "પીસ" કે એક "સ્ટડી" પોતાની મેળે સમજીને કરી શકતાં નથી. સામાન્ય જ્ઞાન મેળવવાની આળસાઈ, બેદરકારીથી આયંદે વખત અને પૈસો બરબાદ! એ સઘળું વર્ષો પછીજ મા-બાપની આંખે સ્પષ્ટ દેખાય છે! The short cut to knowledge does not exist" એ જો પારસી મા-બાપો સમજે તો કદી પાતાના પરસેવાનો પૈસો બરબાદ કરે નહીં. આવું અફસોસકારક પરિણામ આવવાનું મુખ્ય કારણ બારિકીથી આપણે શોધી કાઢીશું તો માલૂમ પડશે કે શિક્ષકોને રોકયા પછી, તેનાં કાર્ય-ક્રમ અને તેની શિખવવાની રૂઢીની વચ્ચે આવ્યાથી મા-બાપ, શિષ્યો અને શિક્ષકો ત્રણને નુકસાન થાય છે! તેથી પણ વધૂ ગેરફાયદો શિખનારાંને થાય છે. મા-બાપની ખોટાં છીટાં-બાહના શોધી વારંવાર શિક્ષકો બદલવાની બેવકુફાઈને લીધે તે થાય છે! છોકરાંઓ અભ્યાસમાં આગળ વધતાંજ નથી; દરેક શિક્ષક પોતાનીજ રૂઢી પ્રમાણે પ્રથમથીજ પાછું શુરૂ કરાવે છે, અને છેલ્લે છોકરાંઓ જ્યાંનાં ત્યાંજ! બાપડા બાપનાં પરસેવાનો પઇસો પાણીમાં! એ બાબતમાં મુખ્ય અન્યાય મેં પારસી માતાઓનો જોયો છે. કેળવણીમાં કરકસર અતિ હાનીકારક છે. તેઓ ભપકાદાર પોષાકો, કે હીરા-મોતીની જણસો ખરિદતી વેળા, તેમજ તબિયતના ચાલુ ઓઢાં હેઠળ હવા ખાવા કે મજાહ કરવા જતી વખતે કરકસરનો ખ્યાલ વટીક કરતાં નથી! તેઓ ખ્યાલ નથી કરતાં કે એક શિક્ષક પોતાની આખી જીંદગી (બલકે જુવાનીનાં સઉથી સરસ અને કિંમતી વર્ષો) લોકનાં છોકરાંઓ પાછળ ઘસી-પીસી નાંખી, મોજ-મજાહ ને એશ-આરામને છેલ્લી સલામ જુવાન જીંદગીથી ઘડપણ સૂધી કરે છે! આ મારો અંગત અને કડવો અનુભવ છે!

## એક બીજું ધતીંગ!

"ડાન્સ" મ્યુઝીકનું! અને તેબી વળી હાલનું "ડાન્સ" મ્યુઝીક! જાણે બધું 'ફૅશન' પ્રમાણે કરે, તેમ એબી કરવુંજ

જોઇએ ! પછી તે વગાડવાની લાયકાત, શકિત કે જ્ઞાન હોય યા નહિં હોય; તોપણ પારસીઓને તો વગર વિચારે ને વગર સમજે સારૂં હોય કે નરસું, તોપણ "ડાન્સ" મ્યુઝિક જોઇએ ! "કલાસીકલ ડાન્સ" મ્યુઝિક માંગે, તો સમજ્યાં, પણ જ્યાં મ્યુઝિકની A. B. C.નાજ વાખા હોય તો પછી આપણે તેઓ માટે શું બોલ્યે ને શું ધાર્યે ? તેવાંઓ માટે આપણે મનમાંજ અફસોસ કરીને બેસ્યે ! તેથીજ ઘણે મોટે ભાગે પારસીઓમાં "કલાસીકલ મ્યુઝિક"નો શોખ ઉત્પન્ન થતો અટકી ગયો છે. ધીમે ધીમે "ડાન્સ" મ્યુઝિક ઉપરથી તેઓનો "તેસ્ટ" "ડાન્સ" કરવાનો થાય છે, ને થયો છે, એ આપણી પારસી કોમને અનુસરતું છેજ નહીં ! એ "ડાન્સ"થી પારસીઓમાં કેટલાં બધાં અદરાયલાં જોડાં તૂટી ગયાં છે ! કેટલાં બધાં પરણેલાં ધણી-ધણીયાણી છૂટાં પડયાં છે ! કેટલાં બેંહકેલાં વાજાંઓ વીફરી ગયાં છે! આપણા પારસીઓની રહેણી-કરણી અને આચાર-વિચારથી ઉલટો આ "ડાન્સ" છે. કેટલાંકો તકરાર કરે છે કે નીર્દોષ બચ્ચાંઓ "ડાન્સ" કરે તેમાં શું ખોટું છે? ખરૂં, પણ આજના અવિચારી જમાનામાં જો એક છોકરી કે છોકરાને બચપણથીજ "ડાન્સ"ની મોહિની લાગી તો શું મોટપણે તે જવાની છે? તે વેળા તે, કે તેણી તમારૂં માનશે, સાંભળશે અને સમજશે, તેની શું ખાતરી છે ? ભવીષ્યમાં તેઓના સુખનું વહાણ ખરાબે નહિં અથડશે તેની શું જામીનગીરી છે ? ધણી "ડાન્સ"માંથી ઘેર આવી ધણીયાણી સાથે મરાશે કે "તું પેલા સાથે નાચી"; તેમજ ધણીયાણી પેલા ધણી સાથે પીખાશે કે "પેલી ઓરત સાથે તું નાચ્યો". પારસી જેવી કોમમાં આવું નાચવાનું ધતીંગ શા માટે દાખલ કરવું જોઇએ ? કેટલાંકો કહે છે કે "એ સારી કસરત છે." નાચવા શિવાય દુનયામાં શું બીજી કસરત નથી? એક આદમી બે-ત્રણ કલાક ચાલુ મ્યુઝિક વગાડે તો હું કહું છું, મારા અનુભવ ઉપરથી, કે એનાં જેવી બીજી કસરત છેજ નહીં, કારણ આપણી ઈંદ્રીયો એકી વખતે કામ કરે છે; જેમ કે પીઆનો વગાડતી વખતે આંખ, કાન, ભેજું, હાથ, પગ,

જીભ બધું વપરાય છે, મ્યુઝિક જેવી કોઇ કસરત નથી, જે બાબત ઘણાંઓ સમજતાં નથી; તેમજ "ડાન્સ" કરીને (નાચીને) પોતાને અને બીજાંઓને ખરાબીની ખાહીમાં ખેંચી જાય છે, એટલુંજ નહિં, પણ બીજાઓનાં સુખી સંસારનું સત્યાનાશ વાળી નાંખે છે. કસરતનાં ઓઠાં હેઠળ આપણી કોમમાં બચ્ચાંઓમાં પણ એ નાચવાનું ચેટક દાખલ કરવું નહિં જોઇએ, કે જેથી નીર્દોષ બચ્ચાંઓને મોટપણમાં એ લખ લાગુ નહીં પડે! પારસીઓએ આ નાચવાનાં પાખંડને સખ્ત હાથે દાબી દેવામાંજ શોભા છે! એ બાબતમાં યુરોપીયનોની નકલ કરવામા પારસીઓને કંઇ લાભ કે ફાયદો નથી, ને એ નાચવાનું આપણી કોમને છાજતું પણ નથી. યુરોપીયનોમાં તો એ રીત-રિવાજ વર્ષોથી ચાલુ છે: તે રીત-રિવાજની પારસીઓએ શા માટે નકલ કરવી જોઇએ? યુરોપીયનોનાં બીજા સારા ગુણ, ખવાસ, અને વિદ્યા, હુન્નરની નકલ કરો, તેમાં લાભ છે. જે બાબત, પછી તે કોઇબી કોમની હોય, પણ તે પારસી કોમને રૂચતી નહિં હોય તો એક વખત શુરૂ કીધેલી પણ પડતી મૂકવી જોઇએ. એકમેકને વળગીને નાચતી વખતે બંન્નેનાં જોસ્સા ઉસ્કેરાયલા રહે છે, ને તેમાંથી પરિણામ ઘણી વેળા પસ્તાવામાં આવે છે। પણ જો મ્યુઝિક જેવી કસરત કરે, તેમાં મન રોકેલું રાખે તો બીજા કઢંગા વિચારો મગજમાંથી દૂરના દૂર રહે! મ્યુઝિક શું છે? ગમનો મલમ છે. દુઃખની દવા છે. સંતાપ સબુરીથી સહન કરવા માટે ગરમ સેક છે. જખમી જીગરનો ઘા રૂઝ લાવનારો મલમ-પતો છે. કજીયાના કાલબુતને નાબુદ કરી જંજાળના જાળાંને જકડી-કચડી નાખનાર કિમિયું છે. ગાત્ર મ્યુઝિકજ મુસીબત મટાડી શકે છે. પારસીઓમાં ઘેલાપણું ને આપઘાત વધતા જાય છે, જો તેઓ આ ખુદાઇ હુન્નર અને અને ખુદાઇ જ્ઞાનમાં મશગુલ રહે, તો મન-મગજની ઘણી સરસ ખિલવણી થાય, જીવ આનંદમાં રહે, અને ઘડપણ આવે તોપણ, યુવાન દેખાય. ગરીબ પારસીઓમાં ઘણી વખતે એવી ઘણી હુશિયાર છોકરીઓ હોય છે કે જો તેઓને આ ખુદાઇ હુન્નરનુ પુખ્ત જ્ઞાન આપ્યું હોય, અને તેઓ પણ ધીરજ રાખી ખંતથી

આ હુન્નરનો અભ્યાસ કરે તો ભવીષ્યમાં તેઓ એક 'ગ્રેડયુએટ' કરતાં પણ વધૂ આવક મેળવી આબરૂ-ઈજતે સ્વતંત્ર રહી પોતાનું સ્વમાન સાચવી ઘણી આસાનીથી ગુજરાન કરી શકે, તેમજ સારી સ્થિતિમા રહી શકે, એવો એ નામીચો હુન્નર અને ઉમદા ધંધો છે. આ મારા પોતાના અનુભવ ઉપરથી લખું છું. ગરીબો ગરીબજ કાંય રેહવાં જોઇએ? કાંય નહિં તેઓની સ્થિતિ સુધારી શકાય? બ્હેન રતનબાઈ. ફ. પાવરી, આ પુણ્ય તમે હાંસલ કરો! આ બેસ્તે સાલ ખુદા પારસીઓને સારી બુધ્ધી બક્ષે! આમીન!

૪-૯-૧૯૩૨ "કયસરે હિંદ."

---

## પારસીઓમાં સોસાયટીનાં કાયદા જેવું કંઇ છે કે?

*:o:*

### તે કાયદાઓ સોસાયટીમાં, મંડળીઓમાં, જીમખાનાઓમાં કે કલબોમાં અમલમાં મુકાય છે કે?

---

(લખનાર-મિસ. ભીખાઇજી. લી. પાલમકોટ.)

(દોહરો.)

"સ્વારથિયો સંસાર છે, મતલબિયા સહુ મિત્ર;
પાળો પ્રીતે શ્વાન પણ, ચુકે કેમ ચરિત્ર".

(દિલજાન.)

આપણામાં બે ચાર દાયકા થયા ગલી ગલીએ કલબો, મોહલ્લે મોહલ્લે મંડળીઓ, અને મંડળો તેમજ એસોસીએશનો, અને જગે જગ જીમખાનાંઓ સ્થાપવામાં આવ્યાં છે. એ સઘળાંની જો ગણત્રી કર્યે તો ત્રણથી ચાર ડજનનો સરવાળો આવે! એ ખાતાંઓ કેટલાંક આબાદ સ્થિતિમાં તો કેટલાંક ઉંઘાતાં, રિબતી હાલતમાં ચાલે છે. આજે મારે જે બોલવું છે, તે તેના

સૂકાનીઓ કારભાર અને કાયદા કેવા ચલાવે છે, અને ડોળ કેવું દેખાડે છે, તે વિષે છે.

બેશક કાયદાઓ તો ઇંગ્રેજોની નકલ કરીને ઘણી ચોકસાઈથી, બારિકીથી ઘડી કાઢેલા હોય છે; પણ તે બરાબર અમલમાં તેના કારોબારીઓ મૂકે છે કે? તેવીજ રીતે પારસીઓ પણ વર્તે તો આજે ઘણાં મંડળો-મંડળીઓ વિગેરે જે સુસ્ત સ્થિતિમાં છે, તેમાં ઘણું જોર-જોમ-જોસ આવે.

પારસી ભાઇઓ ઘણી વેળા નજીવી બાબતમાં ધાંધલ-ધરપચ કરે છે; પણ હમેશાં ગંભીર અને નાજુક બાબતમાંજ આંખમાં શરમ રાખી આંખ—વીચામનાં કરે છે! જો પ્રથમથીજ મજબૂત હાથે પેલા સફાઇદાર છાપેલા કાયદાઓ વફાદારીથી અમલમાં મૂકે તો, ઘણાં ખાતાંઓ પગભર થઈ ઊંચી ટોંચે પ્હોંચે. ફકત સોસાયટીઓજ નહિં; પણ પાયદસ્ત-ઉઠમણાંની ગભીર મિજલસો, અને લગ્ન-નવજોતની ખુશ-ખુશાલ મિજલસોનો મોભો ઘણો વધે.

આપણી કહેવાતી સંસાર-સુધારાની સોસાયટીઓમાં જે ધોતા-ધાતા આસામીઓ ફરે છે; અને નિર્દોષ નાજનીનો સાથે છુટથી ભેળાય છે; તેવાં કાળાં મોંઢાઓ, સાધુના સાલ્લામાં સંતાયલા સેતાનો, બેહલી ભગતો, કાવત્રાંબાજ કોરગાઓ કેટલા છે, તેઓને ચુંટી કાઢી સોસાયટીમાંથી હડધુત કરીને હાંકી કાઢવાની કે ગુપચુપ તેઓને રાજીનામું અપાવવાની, યા બરતરફ કરવાની કઈ સોસાયટીના સૂકાની ઓએ હિમ્મત કરી છે? બીજાઓને ધડો બેસાડવા અને તેઓ ચોકી-ચેતીને ચાલે એવી સારી ચાલ-ચલણના ગ્રહસ્થો બનાવવા આપણી સોસાયટીઓએ શું પગલાં ભર્યાં છે?

વર્ષ પચાસ પર જો એકુ પુરૂષને વેપાર ધંધામાં ખોટ આવવાથી દીવાળું કાઢવાની ફરજ પડતી તો તે બાપડો લગ્ન-નવજોતની મિજલસ કે પાયદસ્ત-ઉઠમણાંની પવિત્ર ક્રિયામાં પણ સામેલ થવા લજવાતો, અને ઘરમાં ભરાઈ રહેતો, જો કોઇ આસામીની આબરૂને ડાઘ લાગતો તો તે રંડાયલી બૈરી માફક રાત્રે ફરવા-

હરવા જતો. જો કોઇનો કેસ કોર્ટે ચઢતો તો તે કોઈબી મિજલસમાં હાજર નહિં થતો અને લોકોથી મોહડું છૂપાવતો! આજે તે લાજ-શરમ બધી હવામાં ઉડી ગઈ!

આજે તો આપણી બાનુઓ અને ગ્રહસ્થો ભેગી સોસાયટી-ઓમાં પ્રપંચી મંચીઓ બાપ લાખ ચાલીસના દિકરાઓ માફક મરોડદાર ગરદન રાખી, છાતો કાઢી, હાથમાં લાકડી ધુમાવતા અને બાનુઓને બાડે ડોળે ભોપતા ઘુસી જાય છે; તેઓનાં કાળાં કર્તુકો અને પાપી પ્રપંચોથી અજાણી અને નિર્દોષ નારીઓ નિર્મળ અંતઃકરણથી તેઓ સાથે જાહેરમાં હસી હસીને મેળાપ કરે છે, વાતચીત કરે છે, ફરે છે, અને રમત રમે છે!

પારકે પઇસે વેપાર-ધંધા કરી બાઈ-બાવરીઓને પતાવી-સતાવી, ઠગી-છેતરી તેમજ દિલોજાન દોસ્તો સાથે દગો રમી દગલબાજીથી હજારો રૂપીઆ ઓકાવીને પછી તેઓનાં નાણાંનો દાળ-વાટલો કરીને દીવાળું પુકનારા ફાંકડા ફરદુનજીઓ કેવી ડોક ઊંચી રાખીને સોસાયટીઓમાં પુંફાં કરતા ફરે છે, ને ફિલસુફોનાં જેવું ડોળ દેખાડે છે!

નજીસ રમુજથી અને સડેલાં ભેજાંની મેલી અખતર ફિલસુફીથી, અને વારસામાં મળેલા ચક્રમપણાંનાં ચિન્હોથી બેવકુફ બઈરાંઓનો કેટલાકો કેવો જીવ બેહલાવે છે! લોકોના ઘર તારાજ કરનારા એવા નનામા નવલશા હીરજીઓને પાંખડું પકડીને મિજલસમાંથી કે આબરૂદાર ઘરોમાંથી હડધુત કરીને હાંકી કાઢવાની છે તમારી સોસાયટીઓના સુકાનીઓમાં હિમ્મત?

નાવારેસ અને નિરાધાર ધનવાનોના ત્રસ્ટીઓ થઇને તેઓનાં નાણાં હજમ કરી જનારા હોમલા હાઉઓ કેવા હાવભાવથી સોસાય-ટીઓ અને મંડળીઓમાં હળીમળી જઈ હસવાના ભાવટા પાડેછે! છે કોઈની હિકમત કે બાહદુરી તેઓને ફેંટ પકડીને પૂછવાની?

નિર્દોષ નારીઓને પુસલાવી-ફસાવીને પછી મંડળીઓમાં

ભરાતા-ભટકતા બેણદામના બદમાસોને કોણે અને કઈ મંડળીના સભાસદે ફજેત કર્યા છે?

નિર્દોષ નારીઓ અને કુંવારી કન્યાઓનો ભવ-ભવિષ્ય ઉધા વાળનારા, અને તેઓનાં સદાનાં સુખનું સત્યાનાશ વાળનારા સાધુજીઓ, સંસાર-મંડળમાં ચેંગા-પેંગા થઇને, ફરેસ્તાઈ ખસલતનું ડોળ દેખાડી, પાછળથી પઈસા અને સ્વાર્થ વાસ્તે કેવી પીઠ ફેરવે છે, તેઓને ગલચીમાંથી પકડીને ગુનાહનો એકરાર કરાવવા કઇ સોસાયટી નો કયો વીરલો બાનુઓ તરફથી સપેહસાલાર થઈ નિકળે છે, તે બતાવશો?

હકદારોનો હક લુંટી લેનારા ચાનજીભાઇ ચાંઉ માસ્તરોને કઇ મંડળીએ ફફડાવીને ફજેત કરીને હાંકી કાઢયા છે?

પોતાની માય-બેન, અને દિકરીઓ જેવી સ્ત્રીઓ, અને નિર્દોષ નારીઓની નિંદા અને નાહેકની ખોટી નાલેસી કરનારા કમબખ્ત બદમાસોને બોચીમાંથી પકડીને ધુળમાં રગડોળવા મંડળીઓના કયા સભાસદો-એખુદ મંડળીઓમાંજ તેઓને નિંદા કરતાં કાનેકાન સાંભળીને-શુંરવીરપણું દેખાડયું છે?

સુખી કુટુંબ-કબીલામાં કંકાસનો કીડો પેવસ કરી આખા કુટુંબને કોતરી ખાનારા કજીયાના કાલબુતોના પગ કઇ મંડળીએ કાપી નાંખ્યા છે?

પઈસાવાળાંઓના છુપાં પાપ ઉંઘાડાં પડવા છતાં, લાગવગ અને જરનાં જોરે, ખુસામતનાં ખોર્યાંઓ ખાસડાં ઉંચકીને ખાંધયાઓ થવા કેવા તઇયાર થાય છે, અને મંડળીઓ અને મિજલસોમાં તેઓ કેવો આગેવાન દરજ્જો ધરાવે છે! તેઓનાં ભોપાલાં ઉંઘાડા પાડવાની તમારી કેઇ એસોસીએશન અને જીમખાનામાં હિમ્મત છે?

આબરૂ-ઇજત અને હુન્નર-કેળવણીવાળા પ્રમાણીક ગ્રહસ્થો કરતાં, પઈસાવાળાને મંડળીને લાયક વધુ ગણવામાં આવે છે;

કારણ તેઓનાં ગજવાં સોસાયટીના ભારી ખરચોને પુગી વળવા કાજે ભરેલાં હોય છે; પછી તેઓ આબરૂ-ઇજ્જતે કે નીતિ-રીતિએ ગમે તેવા હલકાં હોય તો શું થયું ? ગાડી-ઘોડા ને મોટર કારવાળા, ને વાડી-બંગલાવાળા તેમજ "શાહુ વેપારીઓ," એટલે તેઓ મંડળીઓ, એસોસીએશનો, જીમખાનાંઓ અને ખુશી તેમજ ગમીની મિજલસોમાં બાનુઓ સાથે ભેળાવાને લાયકના! કારણ, તેઓ પાસે પઇસા એટલે તેઓની "ડીગનીટી" (!) ને છાજતું માન મળવુંજ જોઇએ, અને પઇસાથી તેઓનાં બધાં પાપ ધંકાવાંજ જોઇએ! આએ તમારો સોસાયટીઓના કાયદાઓ !!

હકદાર પતિવ્રતા પારસણ પરણેતર છતાં પરકોમની સ્ત્રી અને જુદદીન છોકરાં-બચ્ચાંવાળા પારસીઓને પણ આપણે જાહેરમાં માન-પાન મળતું જોઇયે છિયે! ખાનગી કે જાહેર મિજલસ મેળાવડાઓમાં અને કુટુંબી ખાણાંઓ પર ગેરજના ગધેરાઓ તેવા બેહોરમત પારસીઓને બબે હાથે સલામ કરતા નજરે પડે છે! તેઓ તરફ લગ્નની કે નવજોતની મિજલસમાં કોણ તિરસ્કાર દેખાડે છે ?

જુદદીન ઓરતોનાં છોકરાંઓને નફ્ત નાકે જરથોસ્તી ધર્મમાં દાખલ કરવામાં આવે છે! પછી તેવાં છોકરાંઓને "હકદાર" ગણવામાં આવે છે! અને તેઓ છુટથી નિશાળોમાં સર્વે સાથે ભેળાય છે. નિશાળોના સુકાનીઓ મગરૂરી લે છે કે "અમે ઘણી બારિક તપાસ કરીને પછીજ છોકરાંઓને દાખલ કર્યે છિયે!" આ તેઓની ચોકસાઇનું પરિણામ! નિશાળ છોડયા પછી તેઓ છુટથી સોસાયટીઓમાં ભેળાય છે! આએ તમારી સોસાયટીઓ અને નીતિ-રીતિના અને "ડીગનીટી"ના કાયદા-કાનુનો!

સોસાયટીના એવા રદબાતલ કાંકરાઓને પ્રથમ ચુંટી-ફેકી દેવાના પરાક્રમ કઇ મંડળીના કયા સભાસદે કરી દેખાડયાં છે?

એવા બદમાસો કેવા છાતો કાઢીને નિર્ભયપણે, ફજેત કે હડધુત થવાની જરા પણ ધાસ્તી વગર મંડળોમાં ફરે છે, અને

બાનુઓ સાથે મલકાઇ મલકાઈને હસી બોલીને, વાંકા-ટીકા તુરિયું થઇને, ઉંધા-ચતા વળીને વાતો કરીને પોતાના પાપી જીવને થોડો વખત બેહલાવે છે!!

આએ તમારી સોસાયટીની રીતભાત અને કાયદાઓ કે? મંડળો અને મંડળીઓ, કલબો અને જીમખાનાંઓ, સોસાયટીઓ અને એસોસીએશનો ઉભા કરતી વખતે સુકાનીઓ ઘાંટો પાડીને બાંગ મારે છે કે "અમે બારીક જુસ્તેજો કરીને પછીજ અમારી મંડળીઓમાં સભાસદો ચુંટી કાઢીએછ."

કઈ સોસાયટીઓ હિમ્મતથી કહેશે કે તેઓનાં ખાતાંમાં ઉપર વર્ણવેલા વર્ગના આસામીઓ પૂર છુટથી અંદર ઘુસી ગયા નથી? કઈ સોસાયટીની હિમ્મત છે તેઓને લાત મારીને બાહેર કાઢવાની? એસોસીએશનનોના સુકાનીઓના ભેજાંમાં ભરાયલી "ડીગનીટી"ની રાઈ હવે કયાં રહી? આવાં આસામીઓથી તેઓની મંડળીનો અને તેઓનો દરજ્જો કેટલો જળવાય છે, તેનો જવાબ તેઓ આપશે?

શિખેલા-ભણેલા, ઇલ્મ-હુન્નરવાળા, આબરૂ-ઈજતવાળાઓને મંડળીને લાયકના ગણવામા નથી આવતા; કારણ તેઓ ઘણાં શ્રીમંત નથી; ત્યારે આવા કોરગાઓ, અને ઉંધા-ચતા વાળનારા ખટપટનાં ખોરિયાંઓ મંડળીઓમાં ભરાઈને ઉભાઇ જાય છે. આવો મામલો જોઇને આબરૂ-ઈજતવાળાઓ મંડળીઓથી અળગ રહી દૂરના દૂર નાહસે અને એકાંત એકલા ફરે તો તેમાં અજબ થવાનું શું હોય?

બધાંમાં તમે અંગ્રેજોની નકલ કરો છો તો સોસાયટીના બાબમાં કાંય નહિ? પ્રારંભમાંજ જો મજબૂત હાથે કામ લીધું હોત, એકુ કલબે કે એકુ સોસાયટીએ તરખાટ મચાવી કાંઈ નવું-જુનું હિમ્મતથી કરી દેખાડી બે-ચાર બદમાસોને જાહેર છાપામાં ઉંઘાડા પાડયા હોત, તેઓને કલબો અને મંડળીઓમાંથી કાઢી મુકયા હોત, તો પા સદીમાં જે બહુરૂપી બાહુઓએ

સોસાયટીઓમાં અને ખાનગી કુટુંબોમાં ખુહારીભરી ખાનાખરાબી, અને સંતાપજનક સત્યાનાશી વાળી કૈકોને દુ:ખી અને સદાના ગમખાર બનાવ્યાં છે, તે સંકટમાંથી તે બાપડાં નિર્દોષોનો બચાવ થયો હોત! કૈંકો તેઓના જુલમી, નાતરસી અને નિર્દય કપટના ભોગ થતાં બચી ગયાં હોત!

સુધારો! સુધારો! તમારી કહેવાતી સોસાયટીઓના કાયદાઓ સુધારો અને તેને સખ્તાઈથી અમલમાં મૂકો, કોરગાઓને કાઢી મુકો, બદમાસોને ઉઘાડા પાડો, પ્રપંચી પાપીઓને પ્હોંચાડી દેવો, અને જેમ ઇંગ્રેજો કરે છે તેમ મજબૂતાઇથી સામે થાવો! આજનો નહિં તો આવતો જમાનો બી તમોને દુઆ દેશે! સુધારો! હજી કાંઇ મોડું થયું નથી! જરા જાતી હિમ્મતની ખુટ છે! બીજું કાંઈ નથી.

૩-૯-૧૯૩૩. "કયસરે હિન્દ."



# મારી તરફથી પગ્રત થયલાં પુસ્તકો માટે
# તેમજ
# જૂદે જૂદે પ્રસંગે મેં પોતે કરેલાં
# લખાણો માટે
# ગૂજરાતી છાપાનો મત.

---

[ ☞ આ પુસ્તકના આગળ છપાયલા અંગ્રેજી વિભાગમાં સફે ૬માં મઉથી તા૦ ૧૨મી નવેમબર ૧૯૧૪ ને રોજે, સરદાર દસ્તૂર નોશિરવાન દસ્તૂર કયકોબાદ તરફથી મળેલાં એક પત્રમાં જે પુસ્તક માટે એસારો કરેલો છે, તે મારી પ્રગત કરેલી **"અજલનો ફરસ્તો"** ની ચોપડી માટે સમજવું- **બી. લી.પાલમકોટ.** ]

## આજની પારસી છોકરી તથા છોકરાઓએ પસાર કીધેલી નામીચી પરીક્ષા.

---

"......જે વારે કાંઇ પારસી સંગીન અને નકર કામની નોંધ લેવાની અમને ફરજ થઈ પડે છે, ત્યારે તે ફરજ અદા કરતાં અમને બેહદ ખુશાલી પેદા થાય છે. લંડનની ત્રીનીટી કાલેજની મ્યુઝિકની ઠીયરી એટલે ગાયનના શાસ્ત્ર તથા વીદ્યાના બીજરૂપ નિયમોના અભ્યાસની બીકત પરીક્ષા ઈંગ્રેજો ભેગાં આપણાં દેશી બાનુઓ 'ઑનસ" સાથે પસાર કરવા પાંમે, ત્યારે તે કોમનાં લોકનાં દીલ હરખાયા વગર રહેજ નહી. આજ-કાલ આપણી દેશી હરીફાઈ અને રસાકસી ઘણીક બાબદમા દેશીઓ વચેજ થાય છે. પણ જ્યારે ઈંગ્રેજો સાથે તે હરીફાઇ ચોકસ અભ્યાસમાં થાય છે, અને તેમાં ઉંચાં માન

સાથે દેશીઓ છેક ઉપર આવે છે ત્યારે આપણ આપણી મન શકતી ખીલવવાને શકતીવાન છીએ એવું અભીમાન ધરાવાને શીખયે છીએ ........લે-ચલાઉ કેળવણી લેનાર અને ઉંચ કેળવણી લેનારાં તથા શીખવનાર વચે આસમાન જમીનનો ફેર રહે છે. તો એ વાજીંત્રોની બાબદમાં જેઓ ખરા "કલાસીકલ" બાંધણીના સંગીતના રાગ વગાડે છે, તો આમ લોકને પસંદ પડતા થતા નથી. પણ જોશમાં રચેલાં ઉસકેરણીવાળાં રાગથી આમ લોક વધુ રાજી થઇ જાય છે. જે વારે ઊંચી કેળવણીવાળાઓ "કલાસીકલ" રાગની ઉંપર એકદમ મોહી પડે છે. ઉંચ રાગો વગાડવા તથા ગાવા શીખવાનો અભ્યાસ ખરેખર અતી બીકત છે. તે અભ્યાસમાં પુરવીનતા મેળવી ત્રીનીટી કાલેજની પરીક્ષા પસાર કરવાની આગેવાનીમાં પારસી બાનુઓ નાની સખ્યામાં બાહેર પડે છે, ત્યારે આપણ કુદરતી રીતે તેઓની મન શકિતનાં વખાણ કરીએ છએ. ત્રીનીટી કાલેજની પરીક્ષાના પત્રો લંડનથી આવ્યાં હતાં, અને પરીક્ષા આપનાર બાનુઓ કમીટીની સાંમે જઈ બેસી તે પત્રોનાં લેખીત જવાબ આપી આવ્યાં તેની તપાસ લંડનમાં થવા પછી નીચલાં પારસી બાનુઓ બીજાં કેટલાંક ઉંચ કીસમનાં ઇંગ્રેજ બાનુઓ ભેગાં પસાર થવા પામયાં છે...... સીનીયર ડીવીઝનમાં મીસ શીરીન. મેહતા તથા બાઇ ભીખીઈજી. ધીમજી. પાલમકોટ "ઓનર્સ" સાથે પસાર થવાને ભાગ્યશાળી થયાં છે. આ સરવે ચંચલ બાનુઓને અમો ખુશી સાથે મુબારકબાદી આપીએ છીએ. એવી રીતના ઉમદા અભીયાસનાં માન અકરામોથી તેઓએ પોતાની તેમજ કોમની આબરૂમાં ઉમેરો કીધો છે. તેઓએ ઉંચ કેળવણી લીધી છે તેની મુખ્ય નીશાન એ છે કે તેઓ ખરાં અભ્યાસી હોવાને લીધે ખાલી બડાઇખોર ન થતાં નમરતાથી વધુ ઉંચ લોક સાથેની સરખામણીમાં પોતાનાં કમ જ્ઞાન વીશે ખરો ખ્યાલ બાંધેલો લાગે છે એવું તેમની જાહેર વરતણુક ઉપરથી માલમ પડે છે.........."

૪થી ફેબરવારી ૧૯૦૩. "અખબારે સોદાગર."

## પારસી બાનુઓથી ચાલતાં માસીકો.

"પશ્ચિમ હિંદુસ્તાનનાં કેટલાંક શહેરોમાં ગૂજરાતી ભાષામાં પ્રગટ થતાં માસીક ચોપાન્યાંઓના કાંઈ ટોટા નથી, પણ તેમાંનો મોટો ભાગ કેવી ઉંઘતી ઝુકતી હાલતમાં રીબે છે તે સરવે કોઈને રોશન છે. એ સઘળાં રીબતાં માસીકોમાં પ્રગટ થતાં લખાણો જ્યારે આપણે તપાસીએ છઇએ, ત્યારે તેમાં આવતા વિષયો ઉપર નજર નાખતાં આપણને અફસોસ છુટે છે કે ગૂજરાતી વાંચક-વર્ગમાંથી થોડોક ભાગ પણ કેમ એવાં હાલ-હવાલ ચોપાન્યાંઓને ટેકો આપતો હશે. એવાં ચોપાન્યાઓ તરફથી જ્યારે પારસી બાનુઓનાં અધિપતીપણા હેઠળ ચાલતાં બે પ્રખ્યાત માસીકો તરફ આપણી નજર ફરે છે, ત્યારે આપણા દીલમાં હર્ષ અને સંતોશની લાગણી પ્રદીપત થયા વીના રહેતી નથી. લોકપ્રીય "માસીક મજાહ" ના સફાઓનો સઉથી સુંદર સણગાર પ્રખ્યાત પારસી બાનુ-લેખક બાઈ ભીખાઇજી. લી. પાલમકોટની કાબેલ કલમને કાંઇક વરસો થયાં આભારી છે, એમ પહેલા વર્ગનાં ગૂજરાતી લખાણો વાંચનારી આલમ સારી પેઠે જાણે છે. આ બાનુ-કલમકશે આજ સુધીમાં ગૂજરાતી સાહિત્યમાં પોતાનાં દલદાર નીતીબોધક, રસીલાં, ઝમકદાર લખાણોવાલાં કીંમતી પુસ્તકોથી બહુજ આવકારદાયક વધારો કરી સાબેત કરી આપ્યું છે કે જડબાં ભાંજી નાંખે એવા અઘરા શબ્દો નહી વાપડવા છતાં પહેલાં પ્રકારની ગૂજરાતી ભાષામાં વિધવિધ પ્રકારના વિષયો બહુજ છટાદાર પ્રકારે લખાઇ શકાય છે."

**૮મી ડીસેમ્બર ૧૯૦૩.** **"અખબારે સોદાગર."**

—:o:—

### માસિક મજાહ.

"માસિક મજાહ" નામનું ગૂજરાતી વાંચનારી આલમમાં લોકપ્રીય થઈ પડેલું માસિક ચોપાન્યું પંદર વરસની ભરતીમાં દાખલ થઈ ચૂકયું છે. આ માસિકે પોતાની આખી જીંદગી દરમીયાન

ચહડતીનાં ચકકરપર ચહડવાનુ ચાલુજ રાખ્યું છે અને દર સાલ તેનાં ઘરાકો માટે કાંઈ ને કાંઇ પણ લાભકારક સૂધારા-વધારાઓ તેમાં થતાજ આવ્યા છે. એના માલેક મી. સોરાબ પાલમકોટ આવતા એપ્રીલ મહીનામાં યૂરોપ તેમજ અમેરિકાને પ્રવાસે જતા હોવાથી એ માસિકનો કારોબાર તે મહીનાથી મીસ. ભીખાઇજી. પાલમકોટ જેવાં કેળવાયલાં બાનુને હાથજ રહેશે.

મીસ. ભીખાઈજી પાલમકોટની કાબેલ કસાયલી કલમની ઝમક અને છટાથી અમારાં વાંચનારાઓ પૂરતા જાણીતા હોવાથી એ બાઈનાં લખાણોની મોજ માટે કાંઈ ખાસ વખાણ કરવાની જરૂર રહેતી નથી. જે નિબંધ યા વારતા એવણ હાથ ધરે છે, તેને એવા ઉત્તમ પ્રકારનો તેવણ ઈનસાફ આપે છે કે તે ફરી ને ફરી વાંચવા ગમે છે. ફિલસૂફી ભરેલા વિષયો પર એ બાઈની ખાસ વલાણ હોવાથો તેવાં લખાણોમાં એવણની કલમ ભારે જોશ-ઝમક સાથ દીપી નીકળે છે......"

૨૧મી જાનેવારી ૧૯૦૪. "અખબારે સોદાગર."

---

## માસિક મજાહ.

"માસિક મજાહ" ના ચાલુ માસ સપ્ટેમ્બરના અંકની નોંધ લેવાની જરૂર એટલા માટે છે, કે તે તમામ બાનુઓને હાથે લખાયલો છે. "માસિક મજાહ" ના અધિપતિ મી. સોહરાબ પાલમકોટ હાલમાં યૂરોપ અને અમેરિકા તરફ છ માસિક મજાહ ઉરાડે છે, ત્યારે તેમનાં માસિકની લગામ તેમનાં બહેન અને જાણીતાં પારસી બાનુ-લેખક મિસ ભિખાઈજી. લી. પાલમકોટને હાથ આવી છે અને ટુંક મુદ્દતમાં તેઓએ તેને નિયમિત પ્રેગટ થતું કીધું છે, એટલુંજ નહિ, પણ લખાણુની ગંભીરતા વધારી છે, એવો અમારો અદના વિચાર છે, જે માટે મી. સોહરાબ મુંબઈ આવી રખેને તેમની એકાદ "ચેલેંજ" અમારાં પોચાં ભેજાં ઉપર લગાવી કાઢે તેની અમને ધાસ્તી નથી. મી. સોહરાબ અને મિસ ભીખાઈજી. પાલમકોટ તરફથી લખાયલી સુંદર બેતબાજી

આપણે વારંવાર વાંચતા હતા, તો આ અંકમાં પ્રગટ થયલી તેમનાં માતાજીની જુની બેતબાજીઓ પરથી તેનો ભરમ ફૂટયો છે કે એ તો ઓધ્ધે ઉતરેલી વાત છે! આ અંકમાં પોતાની આસપાસ મિસ પાલમકોટે બાનુ-લેખકોનો જે મોટો ટોળો એકઠો કીધો છે, તે દેખાડે છે, કે હવે પારસી બાનુ-લખનારીઓ કેટલી બધી થઈ છે. "ગૃહસ્થો"ને આ વેળા એક માસની રજા આપી તો આપી, પણ મિસ પાલમકોટને ખબર છે કે એ નવરા પડેલા સાહેબો "ઓર"નું કાંઈ "દોર" કરતા હશે? માટે તેમને ઝુસડીમાં તુરત પાછા લેવા, નહિ તો હાથથી જશે."

**સપ્ટેમ્બર ૧૯૦૫.** **"જ્ઞાન-વર્ધક."**

---

**"માસિક મજાહ"નો બાનુઓને હાથે લખાયલો અંક.**

"માસિક મજાહ"નો ડીસેમબર મહીનાનો અંક બહાર પડી ચુકયો છે. પટેટીનો આ ચોપાનયાંનો અંક જેમ બાનુઓની કલમથી લખાઈ બહાર પડયો હતો, તેમ આ માસનો અંક પણ બાનુઓને હાથે લખાયલો છે. બધી મલીને ૧૩ બાનુઓના લખાણો પ્રગટ થયાં છે, જેમાં મરહુમ બાઇ આવાંબાઈ. લી. પાલમકોટના લગભગ ત્રીશ વરસની વાત ઉપર લખાયલાં લખાણોનો "માબાપ અને તેઓનાં બચ્ચાં" ને લગતો વીશય ઘણો ધ્યાન ખેંચનારો છે. બીજા લખનારાંઓમાં મીસીસ પુતલીબાઇ જેહાંગીર કે. ન. કાબરાજી, મીસીસ જ. મે. કોઠાવાળા, મીસીસ મહેરબાનુ ફીરોઝ-શાહ એડનવાલા, મીસ જરબાનુ દા એ. તારાપોરવાળા, મીસ કુ. જે. મોદી, મીસ એસ. જે. મોદી, મીસીસ આલીબાઈ. ન. પટેલ, મીસ મેરી ડી. મેરવાનજી, મીસ ભીખાઇજી બ. પટેલ, મીસ પીરોજા બરજોરજી પટેલ, મીસ શીરીન બાપુજી દાદીશેઠ વીગેરેના નામો જોવામાં આવે છે. આપણા ભવીષ્યના શેહન-શાહબાનું નામદાર પ્રીનસેસ ઓફ વેલ્સને હીંદી અબલાઓ તરફનો આવકાર દેવા માટે ટાઉન હૉલમાં જે દરબાર ભરવામાં આવી હતી, અને તે દરબારનો જે અહેવાલ મીસ ભીખાઇજી.

લી. પાલમકોતે મહેરબાનીની રાહે અમારાં પત્રમાં લખયો હતો, અને જે અહેવાલ વાંચક-વર્ગને બહુ પસંદ પડયો હતો, તે આ અંકમાં ઉતારી લેવામાં આવયો છે. મી. સોરાબ લી. પાલમકોત યુરોપના પ્રવાસે ગયલા હતા, તેટલાં તેવણના બહેન બાઇ ભીખાઇજીએ "માસિક" નું તંત્રીપણું બહુ બાહોશીથી ચલાવ્યુ. છે."

૧લી ડીસેમ્બર ૧૯૦૫. "અખબારે સોદાગર"

---

## "માસિક મજાહે" પુરાં કીધેલાં ૧૬ વરસ.

"જાનેવારી માસનો "માસીક" નો અંક તેમાં જાણીતાં લખનારાઓએ કીધેલાં લખાણો માટે ખાસ ધ્યાન ખેંચે છે. મી. પાલમકોતે પોતાની મુસાફરીનો થોડોક અહેવાલ આપયો છે, જ્યારે તેવણના બહેન મીસ. ભીખાઇજી. લી. પાલમકોતની ઠરેલ અને પાકત કલમથી લખાયલી "થેલમાં" નામની વારતા શરૂ થઈ છે. આ વારતા જાણીતી ઇંગ્રેજ લેખક મીસ મારી કોરેલીએ લખી છે. અમોએ તે અસલ ઇગ્રેજીમાં વાંચી છે, અને કોરેલીની સઘળી નવલકથામાં અમો તેને શ્રેષ્ટ ગણીએ છીએ. એવી એક નવલકથાને તાણીતોડીને પારસી સંસારને નહીં લાગુ પાડતાં તેના અસલ રૂપમાંજ રજુ કરવામાં બાઇ ભીખાઇજીએ ડહાપણ વાપરયું છે."

૨૪મી જાનેવારી ૧૯૦૬. "અખબારે સોદાગર."

---

## મીસ ભીખાઇજી. પાલમકોટનાં લખાણો.

---

## તેવણને એક પારસી બાનુની અરજ.

"અખબારે સોદાગર" ના અધિપતિ જોગ.

સાહેબ,

"તમારૂં પપેતીનું "અખબાર" હમોએ ઘણીજ હોંશથી વાંચ્યું છે. ખાસ કરીને બાનું લખનારાઓનાં લખાણો મને ઘણાંજ

પસંદ પડયાં છે અને હું આશા રાખુંછું કે એવાં લખાણો વારંવાર તમો આપતા રહેશો. એ લખાણો મેં ચીપીચીપીને વાંચ્યાં છે અને અમારાં કુટુંબના સઘળાંઓએ એકે અવાજે મત આપ્યું છે કે "અખબારે" તો ખરેખર દિવસોના દિવસો સુધી વાંચવાં માગચે તેટલો ખોરાક આપ્યો છે. આ તકે હું તમારાં જાણીતાં લખનારાં બાઈ ભીખાઈજી. લી. પાલમકોટને એક અરજ કરવા માંગુ છું. હું બાનુ-લખનારાઓનાં લખાણો આજ વરસો થયાં વાંચતી આવી છું અને આપણી પારસી કોમમાં ઘણાં સરસ બાનુ-લખનારાંઓ છે, પણ મેં આશરે વીસ વરસની વાત ઉપર અત્રેના "ટાઈમ્સ ઓફ ઈન્ડીયા"માં બાઈ ભીખાઈજીનાં લખાણ માટે જે અભીપ્રાય વાંચયો હતો તે હજી મારાં મનમાંથી ભુલાઇ ગયો નથી. કયું પુસ્તક તે મને ચોકસ યાદ નથી, પણ મને એટલું યાદ છે કે બાઇ ભીખાઇજીએ લખેલાં એક પુસ્તકનો "રીવયુ" લેતાં "ટાઇમ્સે" લખયું હતું કે પારસીઓમાં બાઈ ભીખાઇજી જેવાં પહેલી પંકતીનાં લખનાર કોઈજ નથી. જો કે તે અરસામાં બીજાં ઘણાં ચુનંદાં બાનુ-લખનારાંઓ બહાર પડયાં છે, તોપણ બાઇ ભીખાઈજીના જેવીજ પંકતીનાં બીજાં કોઇ બાનુ-લખનાર બહાર આવયાં નથી. હું એમ લખીને કોઇનેબી ગેરઇનસાફ કરવા માંગતી નથી; કારણ કે બાઈ ભીખાઈજી શીવાય બીજાં ઘણાંએક પારસી બાનુ-કલમકસોની હું પોતે એક અદના વખાણનાર છું, પણ બાઇ ભીખાઈજીની લેખક તરીકેની જોડી હું તો હાલમાં આપણી કોમમાં જોતી નથી. બાઈ ભીખાઈજીએ "ટાઇમ્સ" ના ઉપલા અભીપ્રાય પછી પોતાનાં લખાણમાં જબરદસ્ત સુધારો કીધો છે, અને એવણનાં લખાણો વાંચવા એ એક મોટામાં મોટી મોજ થઇ પડી છે. એવણને મારી એટલીજ અરજ છે કે એવણ પોતાનાં 'ઓરીજનલ' લખાણોનો લાભ વધુ અને વધુ અમારાં જેવાં શોખીન વાચનારાંઓને આપતાં રહે."

લી० દુવાગીર,

તા० ૧૭-૯-૧૯૦૬. કુંવર.

**૧૯મી સેપ્ટેમ્બર ૧૯૦૬.** **"અખબારે સોદાગર."**

## અજલનો ફરેસ્તો' યાને અનંતકાળની સ્થિતિ.

( રચનારઃ-મીસ. ભીખાઇજી. લી. પાલમકોટ. )

"ગુજરાતી સાહિત્ય મંડળમાં મીસ. ભીખાઈજી. પાલમકોટનું નામ વીદવતાભર્યા લેખો લખવા માટે પુરતું જાણીતું છે. મીસ પાલમકોટ આજે મુંબઈમાં જુજ પારસી બાનુ-લખનારાંઓમાં એક છે અને ગુજરાતી સાહિત્ય-સાગરમાં તેમનો અભ્યાસ જેમ ઉંડો તેમ અનુભવ ઘણો જાણવાજોગ છે. એ પોતાના અનુભવનાં પરીણામમાં તેઓએ તેમના મરહુમ ભાઈ મી૦ સોહરાબ પાલમકોટનાં "માસિક મજાહ"માં આજની દુન્યાની ખોટી માયા-મોહબત અને મીઠયા મોજ-શોખનાં તકલીદીપણાં બાબે હારબંધ નીબંધો ઘણા કાબેલ્યતથી લખવા શરૂ કર્યા હતા. એ નીબંધો તે વેળા ઘણી હોંસ અને ઉલટથી વંચાયા હતા, અને આજે લગભગ ૧૫ વરસની મુદત બાદ તે કીમતી સંગ્રહ એક પુસ્તકના આકારમા મીસ પાલમકોટે બહાર પાડયો છે, અને તે ઘણોજ વાસ્તવીક રીતે પોતાનાં મરહુમ ભાઇ સોહરાબની યાદને અર્પણ કર્યો છે.

વાર્તાના શોખીનો આજે આપણા વચે ઘણા વધી ગયા છે, પણ તેવી વાર્તાઓ વાંચવા સાથે નસીહતરૂપી અને બોધદાયક લખાણો પણ ચીત દઈ વાંચવા જોઈએ. વાર્તાઓનેજ એકલાં વાંચણનાં સાધન તરીકે ગણનારાંઓ બાજે વખત બીજાં બેસુલ અને ખરેખરાં કીંમતી લખાણોથી બેનસીબ રહે છે, અને તેવાં સારાં અને પુષ્ટીકારક વાંચનની ગેરહાજરીમાં તેઓનાં આચાર-વીચારો જેવા જોઇએ તેવા ઉમદા અને ઉદાર બનતા નથી. એટલા થકીજ માણસનું મન ઘણું કરીને જડવાદી ચીજો પર વધારે દોડે છે અને તે મીનોઈ ચીજોની દરકાર કરતું નથી. હાલની મીસ પાલમકોટની ચોપડીમાં રજુ કરવામાં આવેલા વીષયો મીનોઇ જ્ઞાન આપનારા છે અને તે મીનોઈ જ્ઞાનની રૂહેજ એક માણુસ આ જડવાદી દુનયાર પરનો પોતાનો ફેરો સફલ કરવાને શકિતવાંન

થાય છે. 'અજલનો ફરેસ્તો' એ પુસ્તક ખરેખર નીતિબોધક અને ઉંચા પ્રકારનાં વિચારો ઉત્પન કરનારૂં છે અને તેવું એક પુસ્તક વાંચવાની ભલામણ કર્યે છીએ. તેટલા માટે સાહિત્યના સાગરમાં સફર કરનારા અને નવા નવા વિચારો જાણવાની હોંસ ધરાવનારા સઘળાઓને આ પુસ્તકની એક નકલ પોતા પાસે રાખવાની અમે મજબુત સીફારસ કર્યે છીએ અને ગૂજરાતી સાહિત્યમાં આવાં એક કીંમતી પુસ્તકનો ઉમેરો કરવા માટે અમો બાહોશ અને કાબેલ મીસ પાલકોટને ધન્યવાદ આપ્યે છીએ.

૬ઠ્ઠી મે ૧૯૧૦. "સાંજ વર્તમાન."

---

"અજલનો ફરેસ્તો."

(લખનાર:-મિસ ભીખાઇજી. લી. પાલમકોટ.)

"આપણા પારસી મીસીસ હેનરી વુડની કલમને નવલકથા ઉપરથી ફિલસૂફી ઉપર ઉતરી પડતાં જોઇને અમોને ખરેજ બહુ આનંદ થયો છે. 'અજલનો ફરેસ્તો' નામનું ૨૬૨ પાનાનું દલદાર પુસ્તક બાહેર પાડવા માટે અમો તેના બાનુ-લેખક મીસ ભીખાઇજી. લીમજી. પાલમકોટને મુબારકબાદી આપ્યે છીએ. જેઓએ એ પ્રસિધ્ધ બાનું-લેખકના નવલકથા ગ્રંથો વાચ્યા હશે તેઓને એઓની ઝમકદાર અને અસરકારક કલમનો ખ્યાલ આપવાની જરૂર રહેશે નહીં. ગુજરાતી સાહિત્ય મીસ પાલમકોટના ગ્રંથોથી તવંગર બન્યું છે, અને 'અજલનો ફરેસ્તો' અથવા 'અનંતકાળની સ્થિતિ' તેમાં વપરાયલી ભાષાની ગંભીરતા તથા ફિલસૂફીભર્યા વિષયની બરકતથી ગુર્જર સાહિત્યનું ખસૂસ કરીને એક કીમ્મતી ગોહર થઈ પડવું જોઇએ.

જો કે આ ગ્રંથમાં કેટલાક બીકટ સંસક્રીટ શબ્દો વપરાયલા જણાય છે, તોપણ જે બીકટ વિષય ઉપર આ સુંદર ગ્રથમાં મનન કરવામાં આવ્યું છે તે વિષયની મહત્વતા ખાતર એવા બીકટ શબ્દ અવશ્યના થઇ પડે છે. દરેક પ્રકરણ ઘણી કાબેલ્યત અને

સંભાળથી લખાયલુ જણાય છે. તેમાં "જીંદગી અને હમેશગી વચ્ચેનો સંબંધ" તથા "આત્માને ઊંચે દરજ્જે પોંહચાડવાની જરૂર" વાળાં પ્રકરણ અમને વીષેશ ગમી આવ્યાં છે.

સુંદર છપાઈ અને ખેંચાણકારક બાંધણી તરફ જોતાં એ પુસ્તકની રૂ. રાા ની કિમ્મત ઝાઝી ગણાય નહીં."

**મે ૧૯૧૦, પુસ્તક ૧લું, અંક ૫મો. "ગુલશને ઇલ્મ"**

---

## " અજલનો ફરેસ્તો. "

### ( રચનારઃ–મિસ ભીખાઇજી. લી. પાલમકોટ. )

"ઉત્તમ પ્રકારની ઈંગ્રેજી નવલકથાનાં ભાષાંતર કરનાર દાખલ પ્રખ્યાત થયલાં મિસ ભીખાઈજી. લી. પાલમકોટને ઉપલાં નામનું મોટું દલદાર પુસ્તક લખનાર દાખલ બાહેર પડેલાં જોઇને અમને બહુ સંતોષ પેદા થાય છે. એમનાં તરજુમો કરેલાં "નિર્દય નણંદ", "ઇનસાફની આરસી" "સહનશીળ સુંદરી," અને "વિષારી વનિતા" જેવાં પુસ્તકો ચોતરફથી વખણાયલા છે. અને એ રીતે વાર્તાઓમાં લક્ષ લગાડી ઇંગ્રજી અને યુરોપીઅન રાહ-રસમોનું ગૂજરાતી વાંચક-વર્ગને જ્ઞાન કરાવી આપનાર દુભાષિયાનું સ્તુતિપાત્ર કામ અછી રીતે બજાવીને મિસ ભીખાઇજીએ હવે ઉત્તમ નીતિના ગંભિર પાઠો વાંચનારનાં મનમાં ઠસાવી દુઃખ વેળા કેવી કિસમનો દિલાસો લેવો જોઇએ તેનું મથાળે આપેલાં નામવાળાં પુસ્તકથી આપણને જ્ઞાન કરાવ્યું છે. એક સ્ત્રી, અને તે પણ પારસી સ્ત્રી, આવા કઠિન વિષયો ઉપર કલમ ચલાવવાની હામ ભિડે, એજ પ્રથમ તો અમને આશ્ચર્ય પમાડે છે. વળી આ બાઈ, જેઓ મર્હુમ સોહરાબ પાલમકોટનાં વડાં બહેન થાય છે, અને જેમણે પોતાના વાહલા ભાઈ જોડે ૧૬ વર્ષ સુધી તેનાં પ્રખ્યાત માસિકમાં મુખ્ય મદદગાર હાથ આપીને "માસિક મજાહ"ના સફાઓને શોભાવ્યા છે, તેમણે આ પુસ્તક માંહેલા વિષયો એજ માસિકમાં ૧૮૯૫ થી ૧૮૯૮ સુધી ચાલુ રાખીને પુરા કર્યા હતા; અને તેજ

સંગીન, ગંભિર, નીતિબોધક, સ્તુતિપાત્ર વિષયોનો ભેગો સંગ્રેહ આ પુસ્તક મારફતે પોતાના ભાઈની છમસી ટાંકણે બાહેર પાડી તે સદગુણી ભાઈ તરફની પોતાની બહેન તરીકેની વધુ વાહલી ફર્જ બજાવી છે.

અમો મિસ ભીખાઈજીને ઘણાં વર્ષોથી પિછાનિયે છિયે, અને અમારાં ઓળખાણની બીજી સર્વ પારસી લેખક-બાઇઓમાં એમની સાહિત્ય સેવા સૌથી વધારે જોઈએ છિએ. પણ એટલાંજ એમનાં વખાણ અમારે કરવાના નથી. મિસ ભીખાઇજીની નવલકથાઓ અથ અને બોધથી ભરપૂર છે, એમના આચાર-વિચાર ઉંચા અને ઉમદા છે, તેમ એમની લેખન પધ્દતિ પણ ઉંચ પ્રકારની છે. એમનાં પુસ્તકો પેલી કેહવાતી "પારસી ગુજરાતી"મા લખાયલાં નથી–વળી તે પેલી ગર્વિષ્ટ "હિંદુ ગુજરાતી"માં પણ લખાયલાં નથી. પણ ખરેખરી શુદ્ધ અને સલીસ ગુજરાતી, કે જે વાંચવાની હિદું સાક્ષરો પણ ના પાડે નહિ, તેવી ભાષામાં એઓ લખે છે. પ્રકરણ ને પૃકરણ કે ગ્રહને બદલે ગૃહ જેવી તરત સુધરી શકે એવી ગફલતીથી રહી ગયલી જોડણીની ભૂલ સિવાય એમના ઉપલા પુસ્તકમાં અમો વિશેષ ખામી કશી જોઈ શકતા નથી. પોતાના આ ગ્રંથને એઓ "દુઃખમાં દિલાસો થઈ પડે" એવું ગણે છે, અને જ્યારે અકેકું પ્રકરણ પકડીને વાંચનાર આગળ વધે છે, ત્યારે બેશક તેને એમજ લાગે છે કે પુરસદનો વખત ગુજારવા માટેની કલ્પિત જુઠી કાહણીઓથી મળતા તકલીદી લાભ કરતાં આ ગ્રંથથી હજાર દરજ્જે ઉત્તમ લાભો મળે છે. એઓ કેહ છે તે ખરૂંજ છે કે આજ-કાલ નવલકથા તરફ વાંચનાર વધારે લલચાય છે, "પણ તે કિરતારની અગણિત બક્ષેસો તરફ લક્ષ દોડાવવા, ખુદાઈ જ્ઞાન સંપાદન કરવા, સંકટ સમયે તે મહા-જ્ઞાની મીનોતુમ પર આધાર અને વિશ્વાસ રાખવા અને અસહ્ય આફત વેળા રાહત અને દિલાસો મળે એવાં પુસ્તકો વાંચવાની ઘણાં થોડાંઓ કાળજી અને દરકાર રાખેછે." પણ ખરેખર જેઓને અનેક સબબો અને સંજોગોને લીધે દુઃખમાં આવી પડી દિલાસાની આર્જુમાં હોય તેમને માટે મિસ ભીખાઈજીનું આ

પુસ્તક એમનાજ સાચા શબ્દોમાં બોલિયે તો "દુઃખમાં દિલાસા સમાન અને ગમમાં રામબાણ મલમ મિસાલ થઈ પડશે."

આ ગ્રંથને ૨૯ પ્રકરણોમાં વેહેંચેલો છે, જેમાંનું પહેલુ "અચાનક મોત" થી શુરૂ થાય છે, એતલે ઉંચી સ્થિતિએ પોંહોંચવાનો માગ કલપ્યો છે, પરમેશ્વરને પવિત્ર પ્યાર ગણ્યો છે, અનંતકાળની સ્થિતિ અનંત છે, આત્મા અમર છે, ભવિષ્યની જિંદગી છે, કરણીનાં ફળ ચાખવાંનાં હોય છે, નેકીની અંતે જીત છે, જિંદગી અને હમેશગી વચ્ચે સંબંધ છે, અને છેલ્લે આત્માને ઉંચે દરજ્જે પોંહોંચાડવાની જરૂર છેઃ—એ અને એવાજ બીજા સંખ્યાબંધ વિષયો ઉપર આ પ્રખ્યાત પારસી લખનારીએ પોતાની સરળ કલમ ચલાવીને એક ખરેખરી લેખક-બાઇ તરીકેની પોતાની પ્રતિષ્ઠા મુકરર કીધી છે, કે જેવી પદવી થોડીજ પારસી બાનુઓ અત્યાર સુધીમાં મેળવવા પામી હશે. એક અદના લેખક તરીકે અમો એમને ધન્યવાદ આપિયે છીયે, અને એમના કીમતી ગ્રંથની કદર પિછાનવા અમારા વાંચનારાઓને વિનયપૂર્વક આગ્રહ કરિયે છિયે."

૧૨-૬-૧૯૧૦. "રાસ્ત ગોફતાર."

---

## અજલનો ફરેસ્તો અથવા અનંતકાળની સ્થિતિ.

"મીસ ભીખાઈજી પાલમકોટે માસીક મજાહમાં સને ૧૮૯૫ થી ૧૮૯૮ સુધી કટકે કટકે ચાલુ રાખીને પુરાં કરેલાં લખાણોનો નસીહતકારક અને વાંચવાલાયક સંગ્રહ આ પુસ્તકના આકારમાં હાલ પ્રગટ કરયો છે. મીસ પાલમકોટ વાજબી રીતે ફર્યાદ કરે છે કે આજકાલ ગુજરાતી વાંચનારી આલમનો શોખ વાર્ત્તાના પુસ્તકો વાંચવા પર વધુ ઢળેલો છે, પણ તે કીરતારની અગણીત બક્ષેશો તરફ લક્ષ દોડાવવા, ખુદાઇ જ્ઞાન સંપાદન કરવા, સંકટ સમયે તે કીરતાર પર આધાર અને વીશ્વાસ રાખવા અને આફત વેળાએ રાહત અને દીલાસો મળે એવાં પુસ્તકો વાંચવાની

ઘણા થોડાઓ કાળજી અને દરકાર રાખે છે. તેવાં ટાહેલાં કરતાં આવું વાચન વાંચવાનો શોખ ઉધરતી પારસી આલમમાં ખીલવવાની મોટી અગત છે, આ પુસ્તકમાં કેટલાક વિચારો કર્ત્તાએ Meditations of Death and Eternity નામના ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી લીધા છે, પણ તે ઉપરાંત તેવણે પોતાની તરફથી એ બાબદને પોતાની રસીલી કલમથી અગત્યનો ઇનસાફ આપ્યો છે, કે જે વાંચ્યા પછી દીલ ઉપર ગંભીર અસર થવા પામે છે. 'કરણી તેવી પાર ઉતરણી' નો જગ પ્રસીધ કાનુન માણસની જીંદગીના વેહવારમાં કેટલો ખરો પડે છે. તેનો ખ્યાલ ૨૨માં અને ૨૭માં પ્રકરણો પુરા પાડે છે. "અજલનો ફરેસ્તો"નુ આ દળદાર પુસ્તક ગુજરાતી સાહિત્યમાં આવકાર-દાયક ઉમેરો કરનારૂં લેખાશે અને સાહિત્યની શોખીન વાંચક આલમની પીછાનને પાત્ર બનશે એમ હમો માન્યે છીયે."

૧૯-૭-૧૯૧૦. "ધી પારસી"

---

## "અજલનો ફરેસ્તો."

વાર્તાઓ અને બીજા અનેક વિષયો લખી વાંચનારી આલમને જાણીતાં થયલાં બાઈ ભીખાઈજી. લીમજીભાઈ. પાલમકોટને હાથે લખાયલું પુસ્તક "અજલનો ફરેસ્તો" અમે ખુશી સાથે સ્વીકાર્યે છિયે. વાર્તાનાં ચાલુ ટાહેલાં વાંચી કંટાલેલી વાંચનારી આલમને આ જાતનાં લખાણુની બહુ જરૂર છે એમ અમે આગલ કહ્યું છે, અને આ ખુશી થવાની વાત છે કે બ્હેન ભીખાઇજીનું આ બોધકારક પુસ્તક એ જરૂર પૂરી પાડે છે, બાઇ ભીખાઈજીનું આ ઉપયોગી પુસ્તક ખુલ્લું પ્રકટ કરે છે કે સ્ત્રી-કેલવણી કેટલી હદ સૂધી ફાયદાકારક નિવડી છે. મોત જેવી મહુત્વની બાબત પર કોમલ વર્ગમાંની એક બ્હેન પોતાની બાહોશી આવાં વિદ્વતાભરેલાં પુસ્તકને આકારે બતાવે એ જેટલું આ બ્હેનને શોભા આપનારૂં તેટલું વાચક-વર્ગને મગરૂર કરનારૂં છે. બાઈ ભીખાઈજી કહે છે કે

આ પુસ્તકમાં કેટલાક વિચારો "Meditations on Death and Eternity" નામનાં પુસ્તક પરથી તેમણે લીધા છે, જ્યારે બાકીનું સઘલું લખાણ તેમના "નાકેશ" વિચાર મુજબ લખાયું છે, પોતાના "નાકેશ" વિચાર આ પ્રમાણે બહાર પાડવાની એ બ્હેનની હિંમત વખાણવાજોગ છે, કારણ કે તેમના બોલોમાં બોલિયે તો "........આજ-કાલ ગુજરાતી વાંચનારી આલમનો શોખ વાર્તાઓ (novels) નાં પુસ્તકો વાચવા પર વધુ ઢલેલો છે; પણ તે કિરતારની અગણીતે બક્ષેસો તરફ લક્ષ દોડાવવા, ખુદાઈ જ્ઞાન સંપાદન કરવા, સંકટ સમયે તે મહા-જ્ઞાની મીનોતુમ પર આધાર અને વિશ્વાસ રાખવા અને અસહ્ય આફત વેળા રાહત અને દીલાસો મળે એવાં પુસ્તકો વાંચવાની ઘણાં થોડાંઓ કાળજી અને દરકાર રાખે છે."

લેખકની આ ફર્યાદમાં કંઈ વજુદ છે. દરેક લખનારો આજે એક પ્રખ્યાત લેખકમાં ખપે છે, અને તેથીજ હાલની વાર્તા લખનારાઓ સામે જે ટીકા થાય છે તેમાં સચ્ચાઈ જણાય છે. એક અમેરિકન લખનાર મી૦ એડવિન વ્હિપલના શબ્દોમાં એક લખનાર યા વાર્તા કહેનારો નીચે મુજબ હોવો જોઇયે:—

"The real novelist should be a poet, philosopher and man of the world fused into one."

એટલેકે, "એક લેખકમાં કવિ, ફીલસૂફ અને દુનિયાના અનુભવી મનુષ્યના ગુણો સમાયલા હોવા જોઈયે." આવા લખનારા કેટલા છે તે વિચારવાનું વાંચનારની મુનસફી ઉપર અમે છોડીશું.

ચોપડીની બાતેનમાં ઉતરતાં વાંચનારનું ધ્યાન તેનાં પ્હેલાં અને બીજાં પ્રકરણ પર દોડે છે. અચાનક મોત વિશેનું એ બ્હેનનું મત ઘણું ધ્યાન પુગાડવાજોગ છે. મોત માટે આપણે જે ધાસ્તી રાખિયે છિયે, તે કેટલી ખોટી છે, તે બીજું પ્રકરણ વાંચ્યાથી તુરત સમજાય છે. આ પ્રકરણમાંના વિચાર મહાન ઈંગ્રેજ ફીલસુફ બેકનના મોત પરના વિચારોની આપણને યાદ આપે છે.

વાંચનારને ત્યાર પછી ખાસ જ્ઞાન આપનારૂં પ્રકરણ ત્રીજું છે, જેમાં બાઈ ભીખાઈજીએ ઊંચ્ચ સ્થિતિએ પ્હોંચવાના માર્ગ તરિકે મોતનેજ ગણેલું છે. આ પ્રકરણમાં પણ તેમણે મોતની ખાલી બ્હીક અને જગન્નાથ શું છે તે સમજાવેલું છે. તેની પછીનાં ચોથાં પ્રકરણમાં પરમેશ્વર એ પવિત્ર પ્યાર છે, એમ આ બ્હેન બતાવે છે. ખુદા વિશેનો ખ્યાલ બાલકોને કેમ આપવો તે વિશે તેઓ લખે છે કે "મોટા ભણેલા પુરૂષોને જે ભાષામાં સમજાવવામાં આવે છે તે ભાષા બચ્ચાંઓ અને અજ્ઞાનોને નહિ સમજાવતાં સાદા પણ અસરકારક શબ્દોમાં તેમને બોધ આપવો જોઈયે." પાંચમાં પ્રકરણમાં કહેવામાં આવે છે કે "જો તમારાં વ્હાલાંઓ અને મિત્રો તમને તજી દે, તો આ દુનિયાઈ દેખાવના ચાલુ ફેરફારના નાટકરૂપી ભાગ તેઓને ભજી બતાવવા દેજો. આ ખાલી ઓલો તમારા આત્માને સ્વતંત્ર કરવામાં મજબૂતાઇ આપશે; તથા મિનોઇ, સચ્ચાઈ, પવિત્રાઇ, અશોઈ, નીતિ અને ઈશ્વર તરફ ખેંચાયલા રહેવાની તમારી આતુરતા વધુ અને વધુ વધારતો જશે. આ દુનિયામાં એક પણ મિત્ર વગર તમારી જિંદગી ખતમ કરવી પડે, તોપણ એટલું યાદ રાખજો કે તમારો એક છૂપો મિત્ર છે...તે હંમેશનો પિતા તમારો હંમેશનો દોસ્ત છે અને રહેશેજ."

એક ધીરજવાન ઇનસાનને એ કરતાં વધુ દિલાસો શો જોઈયે? આ પ્રકરણ સંભાલથી વાંચવાની અમો સલાહ આપિયે છિયે, કારણકે જે આપણે સાધારણ રીતે જાણિયે છિયે એમ ધારી છોડી દઇયે તે અત્રે ઘણી સારી રીતે સમજાવેલું છે.

બિમારીનું બિછાણું એ બાબત પરનું લખાણ ધરાવતું છઠ્ઠું પ્રકરણ મનન કરવાજોગ છે. બિમારી વેલા કયી રીતે વર્તવું તે આપણામાંના ઘણાં જણ જાણતાં નથી, પણ બાઇ ભીખાઈજીનાં લખાણથી તે બાબત પર આપણને ઠીક અજવાલું મળે છે. દુઃખી કલાકોમાં પણ આપણા પુરાતન, વિદ્વતાભર્યાં, તથા ઉમદા

ફીલસૂફીથી ભરપૂર, ખાલેસ ધર્મ તરફ આપણું યકીન ડામાડોલ નહિ રાખવાનો અને તે વખતે પણ તે મહા-જ્ઞાની, સર્વ-શકિતવાન, કૃપાલુ કિરતારની મરજીને શાંતિ અને સબૂરીથી તાબે થવાનો સબક ધ્યાન ખેંચ્યા વિના રહેતો નથી.

જેઓ સ્વચ્છ જીગરથી અંતરાત્મામાં સુખી હોય છે, તેઓ બીજાંનાં દુન્યવી સુખની કે બીજાંની ખુશાલીની અદેખાઈ કરતાં નથી. આપણું અંતઃકરણ સાફ રાખવા વિશે પ્રકરણ સાતમામાં આવતી સમજણ, તેજ પ્રમાણે પ્રકરણ આઠમામાં મળતાં "બ્રહ્માંડ કર્તાની અદ્‌ભૂત પિચ્છીના અસાધ્ય ચિત્રો" આપણું ચિત્ત બહુ ખેંચે છે. પ્રકરણ દશથી તેર સૂધી આપણને મોત માટે પૂરતો ધડો મળે છે, જે પછી કર્તા ચૌદમા પ્રકરણમાં "અનંતકાળની સ્થિતિ અનંત છે" કે નહિ, તે પર લંબાણથી બોલી આત્માની અમર્ગી પર જાય છે. આ બે પ્રકરણો મહાન લૉંગફેલોની વારંવાર લખાતી લીટીઓની યાદ આપે છે.

ખુશાલ મૃત્યુ માટેના એમના વિચારો ખરેજ મનહર છે, અને આ કઠણ વિષય આવી ઉમદા ભાષામાં સ્હેલ રીતે સમજ પડે તેવો બનાવવા ખરેજ બ્હેન ભીખાઈજીએ તારીફલાયક કોશેશ કીધી છે. આ ચોપડીની લંબાણ તપાસ લઈ શકાય તેવી આ બાબત બહોલી છે, પણ ચોકકસ ધ્યાન પુગાડવાજોગ પ્રકરણો પર થોડુંક બોલી બંધ કરવાની અમને ફર્જ પડે છે. લેખક સમજાવે છે તેમ એક માણસનું ખુશાલ મૃત્યુ ત્યારેજ કહેવાય કે જ્યારે તે મરતાં ખુશાલીથી ઉછલતાં જીગર સાથ તે મહા-જ્ઞાની, કૃપાલુ, સર્વ-શકિતવાન કિરતારની બંદગી કરે; "ઓ બહેસ્તના બાપ! મ્હારો આત્મા ત્હારા હાથમાં સોપું છું!" પ્રકરણ અઢારથી તે બાવીસ સૂધીમા પરમેશ્વર સાથના મેલાપના સંબંધમાં દર્શાવેલા વિચારો વાંચવાજોગ છે. તે પછીનાં બીજાં પ્રકરણમાં પુનરયોગની બાબત સમાયલી છે. આ બાબત પર એમણે ત્રણ લાંબાં પ્રકરણો પોતાની દલીલના ટેકામાં લખ્યાં છે. લખાણ કરવાની તેમની રસીલી રૂઢીથી તેમના વિચારો ફરીફરીથી વાંચતાં પણ કંટાલો

ઉપજતો નથી. છેલ્લાં ચાર પ્રકરણો ઘણાં ખેંચાણકારક છે, અને સામટી રીતે જોતાં આ પુસ્તક એક ધીરજવાન કલમનું ઉપયોગી પરિણામ જાહેર કરે છે.

આયંદે મોતમાંજ નફો છે. તે મિનોતુમનો મેલાપ કરવા ભવિષ્યની જિંદગીમાં જવા માટેનાં ઓહેલાં પગથ્યાં વિશે અને કરણીનાં ફલ બતાવી અનંતકાળની સ્થિતિની સમજણ "અજલનો ફરેસ્તો" સારી રીતે આપે છે.

બાઈ ભીખાઇજીનાં પુસ્તકનું નામ વિષયને છાજતું છે. એ વાંચવાની અમે અમારી બ્હેનીઓને વિશ્વાસ સાથ ભલામણ કરિયે છિયે. આ ચોપડી ઉપરથી આપણે એ શીખિયે છિયે કે, કવિ સ્કોટ કહી ગયો છે તેમ—

Come he slow, or come he fast,
It is but death that comes at last."

"મોડુ યા વ્હેલું આંવે છે મરણ,
સર્વ થાય છે છેવટે તેનેજ શરણ."

આ ફાની દુનિયામાં મોત કોઇને છોડતું નથી. કવિ દલપતરામ પણ કહી ગયો છે કે—

"આ તન રંગ પતંગ સરીખો—જાતાં વાર ન લાગેજી."

"After death, the deluge." તેજ પ્રમાણે સર્વ દુન્યવી મોજ-શોખ, પૈસા-ટકા, ઘર-બાર, વાડી-બંગલા, કુટુંબ-કબીલા, સગાં-વ્હાલાં, મિત્રો, એ સર્વ છોડી એક દિવસ તે પાક, દયાલુ, મહા-જ્ઞાની કિરતાર આગળ આ ફાની દૂનિયામાં જે પણ આપણે ભલાઇ યા બુરાઈ, નેકી યા બદી કીધી હોય, તે સર્વનો બારિક હિસાબ આપવા આપણને જવું છે, તો પછી જેમ "નરગેશ" કહે છે તેમ આપણે આપણો મુદ્રાલેખ ફકત આટલોજ રાખીશું, અને તે પ્રમાણે નિત્ય ચાલવાની કોશેશ કરીશું કે—

"મનશાની ગવશાની કુનશાની નેક
માં ગુજારવી જીંદગીની ઘડી દરેક."

ત્યારેજ મોતની ફિકર આપણા મગજમાંથી હુંમેશની જતી રહેશે, મોત પર જીત આપણે ખરી રીતે ત્યારેજ મેળવીશું, કે જ્યારે બ્હેન ભીખાઇજીના શબ્દોમાંજ બોલિયે તો, "ઓ બહેસ્તના બાપ! મ્હારો આત્મા ત્હારા હાથમાં સોપું છું." તેજ ખુશાલ મૃત્યુ છે કે જેમાં આપણે આ પ્રમાણે અનુભવીશું:—"ઈશ્વર અને રાસ્તીનો સરદાર જગદિશ્વર જીવે છે, અને હું પણ તેની સાથ જીવીશ. જે સ્હેજ કંઇ મ્હારી ફર્જ અદા કરી ઇનસાન તરફ ભલાઇ કરી છે, તેનો બંગ તે સાહેબ વાલી આપશેજ. જે દુ:ખીને આ દુનિયામાં મેં દિલાસા દીધા છે, તેના આભારપૂર્વક પડઘા બ્હેસ્તમાં સંભળાશે. બિનસ્વાર્થપણે અને સાદાઇથી જે ભલાં કામો મારેથી થયાં છે, તે જાણ્યાથી એક લાગણીવાલાં અંત:કરણની ખુશાલીઓ અને તેથી ટપકતાં આંસુઓનો પ્રકાશ અને તેનો ઓલો બ્હેસ્તમાં પણ પડશે. જાહેર અને ઉપયોગી ખાતાંઓ સાથ જોડાયલાં મ્હારાં નામની ઊંડી અને દિલસોઝ સ્તુતિ—જે તારીફ મેં આ જગતમાં શરમાલ સ્વભાવે શોધી હતી નહિં— તે મને સ્વર્ગમાં જણાશે, અને સંભળાશે. એજ મ્હારા મોતની ફતેહ છે. મને વિશ્વાસ છે કે ઘણાંઓ મને હેતથી યાદ કરશે! મ્હારી યાદદાસ્તથી કોઇ પણ મને શ્રાપ દેશે નહિ."

આવું મોત—આ "ખુશાલ મૃત્યુ" કોને ન ગમે?

સપટેમ્બર-અકટોબર ૧૯૧૦ "શ્રી બોધ"

---

## અજલનો ફરેશ્તો અથવા અનંતકાળની સ્થિતી.

( લખનાર:-મિસ. ભીખાઇજી. હી. પાલમકોટ. )

સાહિત્યનાં ક્ષેત્રમાં અત્યાર આગમજનો સારો પ્રયાસ કરી ચુકેલાં આ લેખક બાઇ તરફથી ઉપલાં નામનું એક વાંચવાલાયક પુસ્તક થોડુંક થયું બાહેર પડયું છે. આંજના વખતમાં ઉભાઇ જતાં નૉવૅલોનાં ચીથડાંઓ કરતાં આવી કિસમનાં મનને શાંતિ અને સંકટ વેળા સબુરી શિખવનારાં વાંચણોની આપણા વચે વધારે

ખુટ છે, અને તેવી વેળાએ બાઈ ભીખાઈજીએ બાહેર પાડેલું પુસ્તક અમને ઘણું આવકારદાયક માલમ પડે છે. આ પુસ્તક મધેનો ઘણોક ભાગ "Meditations on Death and Eternity" નામનાં ઇંગ્રેજી પુસ્તક ઉપરથી જોકે લેવામાં આવ્યો છે, તોપણ કર્ત્તાએ તેમાં પોતાની તરફના વિચારોનો પણ ઉમેરો કર્યો છે. અમો ખુશી છિએ કે ફકત નવલકથાનાંજ વાંચણ તરફ આજના લોકોના દોરવાયલા શોખને મીસ પાલમકોટ પોતે પણ પસંદ કરતાં નથી, અને તેથીજ આવાં એક પુસ્તકની રચના તરફ તેવણે લક્ષ દોડાવ્યું છે. તેવણ લખે છે તેમ "તે કિરતારની અગણિત બક્ષેશો તરફ લક્ષ દોડાવવાં, ખુદાઈ જ્ઞાન સંપાદન કરવા, સકટ સમયે તે મહા-જ્ઞાની મિનોતુમ પર આધાર અને વિશ્વાસ રાખવા અને અસહ્ય આફ્ત વેળા રાહત અને દિલાસો મળે એવાં પુસ્તકો વાંચવાની ઘણાં થોડાંઓ કાળજી અને દરકાર રાખે છે." એવી વેળાએ બાકી ઇનસાન માત્રની આ ફાની દુનિયા મધેની સાધારણ સૃજત વિષેના ફિલસુફી ભરેલા વિચારો સમાવનારૂં આવું એક વાંચવાલાયક પુસ્તક બાહેર પાડવા માટેની મીસ પાલમકોટની હિમ્મત શાબાશીને લાયકની છે. આ પુસ્તકનો વિષય ગુજરાતી વાંચકો માટે કાંઈ તદન નવોજ નથી. છેક ૧૮૯૫ નાં સાલમાં પોતાના મરહુમ ભાઈ મી. સોહરાબ પાલમકોટનાં "માસિક મજાહ" નામનાં મહાવરીમાં મીસ ભીખાઈજીએ પોતેજ તે શરૂ કર્યો હતો અને છેક ૧૮૯૮ સુધી તે તેમાં ચાલુ રહ્યો હતો. પોતાના આ લેખક ભાઈનાં અકાળ મરણથી એક દિલાસા રૂપે તેવણે હાલ આ પુસ્તક બાહેર પાડેલુ જણાય છે, અને તેમાં જેઓ ઉપર પોતાના સરખી કમનસીબ સૃજત આવી પોંહચી હોય તેવાંઓને પણ તેથી દિલાસો ઉપજે એવી નેમ તેઓએ રાખેલી માલમ પડે છે, કારણ કે તેવણ કહે છે કે "આ દોરંગી દુનિયાની અચાનક આફ્તમાં તે કિરતારની નહિ કલ્પી શકાય એવી નેમથી જેઓ આવી પડયાં હોય, જેઓ જીગરથી વ્હાલાં સંગા-સ્નેહીઓથી આ જગતમાં થોડો વખત છૂટાં પડયાં હોય, અને એવો થોડા વખતનો વિયોગ તેઓને અસહ્ય લાગતો હોય, તેઓને આ અદના પુસ્તક

દુઃખમાં દિલાસા સમાન અને ગમમાં રામબાણ મલમ મિસાલ થઇ પડશે." મોત દુનિયામાં કોણને છોડે છે? રંક અને રાય દરેકની એ સાધારણ સૃજત છે. કોઇ પણ કુટુંબ, કોઈ પણ ઘર આ દુતનાં પગલાંથી ખાલી નથી. પણ સઘળાંજ તેની મુલાકાતનો ડંખ ધૈર્ય અને ધીરજથી સહન કરી શકતાં નથી. તેવાંઓ માટે મીસ પાલમકોટનું આ પુસ્તક જરૂર રામબાણ મલમપટા સરખું થઇ પડશે.

૩૦-૧૦-૧૯૧૦. "કયસરે હિન્દ."

---

## અજલનો ફરેસ્તો.

### (લખનાર-બાઈ ભીખાઇજી. લી. પાલમકોટ.)

પારસી સ્ત્રીઓમાં થોડીક ગણત્રીની લેખકો છે, તેમાં બાઈ ભીખાઇજી પાલમકોટ અતયાર આગમજનાં પોતાની કેટલીક વારતાની ચોપડીઓથી વાંચકોમાં જાણીતાં થયાં છે. વારતા પછી આ લેખકે પોતાની કલમ કઈક ફીલસુફીભરેલા વીશેય પર દોડાવી છે. આતમાની હાલત અને ભવીશયની જીંદગી વીશે મનુશયનું જ્ઞાન બહુજ અધુરૂં છે. આ બાબદમાં આ લેખકે બહુજ વીદ-વતાભરેલી રીતે વીચારો બહાર પાડયા છે, તે આ જ્ઞાનની ઇચ્છા ધરાવનારાઓને પુરતો ખોરાક પુરો પાડશે. બાઇ ભીખાઈજીનાં લખાણમાં થીઓસોફીનો ભાસ અમને દેખાય છે, જેથી આ બાબદમાં પણ આ લેખકે સારો અભયાસ કીધેલો દીસે છે. ભાશા બહુજ શુદ્ધ અને વીદવાનો લખે તેવી છે. આ બાઇની સઈલી ખાસ હિંદુ પંડીતોની ઢબ પર જાય છે....અમો કહીશું કે બાઇ ભીખાઇજીનું ઉપલું ગુજરાતી પુસ્તક મીનોઈ આતમીક જ્ઞાનની સમજણ આપવામાં પહેલી હરોલમાં આવી શકશે. પુસ્તકની કીંમત રૂ. ૨ાા છે, અને તે તેવણના મરહુમ ભાઈ સોરાબને અરપણ કીધું છે.

૫-૪-૧૯૧૧. "જામે જમશેદ."

## બાઈ ભીખાઈજી. લીમજી. પાલમકોટ—

મહેરબાન બાનુ,

'અજલના ફીરેસ્તાં' વિશે મારા વિચારો દર્શાવતાં મને આનંદ થાય છે. આ ઇંગ્રેજી કહેતીથી તો આપ વિદીત હશો: "Give me the Ballads of a nation and I will write its History." તમારા બાબમાં આ કહેતી હુ જુદીજ રીતે વાંચુ છું. "અજલનો ફીરેસ્તો" તમારી પોતાની 'કૅરેકટર'નો અને ઉંચ મનોવૃતીનો વાંચનારના મન ઉપર અચૂક છાપ પાડે છે. હાથસે-હાથની ઓળખની ગેરહાજરી છતાં આ કીતાબે તમો બહેનની અંગત ઓળખનું માન મને મેળવી આપ્યું છે, તે માટે હું ખુશી છુ.

'અજલના ફીરેસ્તા'ને એક વિવેચની પુસ્તક યા રેસાલાની હારમાળાની ઉપમા વાજબી રીતે આપી શકાય. રેસાલાઓ સઘળા વિચારવંત અને લાગણી દર્શક છે. મોત-જીવતના સિધ્ધાંતો જે હર પળે માનવી અનુભવે છે, જે ઘરડાંઓ અનુભવી ગયલાં છે, અને જુવાન્યાઓ અનુભવશે તે અસરકારક રીતે રજુ થયા છે. તે માહેલી ભાષા શુધ્ધ અને સરળ છે.

બાળકો આ પુસ્તકની ભાષાનો અભ્યાસ ફાયદેમંદ રીતે કરી શકે; એ એક એવું પુસ્તક છે કે જેનુ વાંચણ ન્યાતજાતના તફાવત વગર દરેક કોમને લાભ કરી શકે, અને આપણા હિન્દુ ભાઈઓ વટીક તેની ભાષા—કે જે જડબાં-ભાગું તો નથીજ—તેમાં આંગળી ખોંચી શકશે નહિં. એક દાયકા બાદ પારસીઓની ભાષા પણ વધુ શુધ્ધ થવે તમો બહેનજીની ઇબારત વધુ પ્રસંગોપાત થશે.

પુસ્તક માહે દર્શાવેલાં સિધ્ધાંતો બાળકો અને ઘરડાંઓના કરતાં જુવાની પૂરી કરી બુધ્ધાપાની મંજલે પડી ચૂકેલા આસામીઓને વધુ ઉપ્યોગી થઈ પડે એમ હું માનુ છુ. આશાવંત ઉછલતાં જીગરોને ઇશ્વરી શકિતના ઉંચ મહત્વની પિછાન મોત રૂપે કરાવવાને બદલે કાંઈ ઓછાં ગંભીર, ગદ્ય યા કવિતા રૂપે કરાવવા હું વધુ પસંદ કરૂં છું, લયકીન હું એમ કહેવા ઇચ્છતો નથી કે બાળકોના બાબમાં 'અજલનો ફીરેસ્તો' ખાસ નૂકશાન પહોંચાડે;

હિન્દુ-ગુજરાતી લેખકો આજકાલ પોતાના પુસ્તકોમાં એટલા તો સંસકૃત શબ્દો ઠસાવી દે છે કે તેઓનાં કહેવાતાં ગુજરાતી પુસ્તકો મારા વિચાર મુજબ બાતીનમાં સંસકૃત પુસ્તકો જેવાં છે. કેળવણીખાતાના વડાને તમોએ તમારૂં પુસ્તક જો ન મોકલી આપ્યું હોય તો હું તેમ કરવાની તમને સુચના કરૂં છું, અને તે બાબેના ખાતાનાં વિચારો, જો હું બેઅદબી ન કરતો હોવું તો, જાણવાને ખુશી થઇશ. સરકારી બૂક-કમીટી હિન્દુ સભાસદોની મોટે ભાગે બનેલી છે, અને તેથી તેઓ કને રજુ થતાં પારસી સાહિત્યને ઘટતું ઉત્તેજન મળતું નથી, છતાં, આપણી ફરજ છે કે આપણે રચેલાં સારાં પુસ્તકો તેઓ સન્મુખ રજુ કરતાં રહેવું."

હીતેચ્છુ તમારો,

૫-૪-૧૯૧૧. મહેરવાનજી. મનચેરજી. બનાજી.

---

"સચિત્ર સાક્ષરમાળા.--વડોદરા."

(લખનારઃ--મિસ. ભીખાઈજી. લી. પાલમકોટ.)

"આ પારસી જરથોસ્તી ધર્મ પાળનાર બાનુનો જન્મ મુંબઇમાં થયો હતો. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ ઘણી સારી હતી. એમના વડવાઓ મદ્રાસના શાહ સોદાગર હતા. તેઓ અરધી સદી સુધી પાલમકોટામાં રહેલા તેથી અવટંક પાલમકોટ થઈ હતી. તેમનાં માતુશ્રી આવાંબાઈના કેળવણી સંબધી ડહાપણભર્યા તથા દૂર-અંદેશી વિચારો હતા અને ઉંચા પ્રકારની કેળવણી તરફ ઢળેલાં હતાં. એમને વાંચનનો શોખ સારો હતો. તેમના મૃત્યુ પછી લખાણો અને કવિતાઓનો સંગ્રહ નિકળ્યો હતો. આ સૌ સંસ્કારો મિસ ભીખાઈજીને વારસામાં મળ્યા અને તે પણ સાહિત્ય પ્રેમી થયાં. અને બપાવા સંગીતના રસિક હોવાથી સંગીતનો વારસો તે તરફથી મળ્યો. તેઓ સને ૧૮૯૨ માં મેટ્રીકની પરીક્ષામાં ફત્તેહ પામ્યાં. એ અભ્યાસ દરમ્યાન ભરત, ગૂંથણકળા, ગાયન અને પીઆનો વગાડવા માટે સારાં ઈનામો અને સ્કોલરશીપ મેળવી હતી. વળી તેમણે સંગીતની વધુ કેળવણી ઇટાલીઅન પ્રો૦ "જી. સ્કીન્ઝી"

પાસે દશ વર્ષ સુધી લીધી અને પીઆનો વગાડવાનું શાસ્ત્રાનુસાર શિક્ષણ લીધું, તથા લંડનની ટ્રીનીટી કોલેજ ઑફ મ્યુઝિકની જૂદી જૂદી "થીયરી" તથા પીઆનો વગાડવાની પરીક્ષામાં નવ સર્ટિફિકેટો મેળવ્યાં, અને એ વિષયમાં 'સીનીયર' થનાર પહેલાં પારસી બાનુ તેજ છે. તેમનુ ભરતકામ ઘણું વખાણવા લાયક છે. તેમને એ કામના બદલામાં કલકત્તા, ભાવનગર, નાગપુર અને અલ્હાબાદનાં પ્રદર્શનોમાંથી ચાર સોનાના ચાંદ મળ્યા છે. તેઓ સંગીતનું શિક્ષણ આપે છે. અને તેમના શિષ્યો, લંડનની ટ્રીનીટી કૉલેજમાં ફતેહમંદ ઉતરે છે. તેઓ મ્યુઝિક ટીચર હોવા ઉપરાંત મુંબઇની જૂદી જૂદી ગાયનશાળાનાં પરીક્ષક છે. તેમના ભાઈ મહુર્મ શોરાબજીના અમેરિકા તથા યુરોપના પ્રવાસ વખતે તેમનું "માસિક મજાહ" પત્ર પોતે સ્વતંત્ર રીતે નિર્વિઘ્ન ચલાવી પ્રશંસા પામ્યાં હતાં. એમણે પોતાની જ્ઞાતિમાં સારી સારી સખાવતો કીધી છે, અને કાવ્યોથી તથા ગ્રન્થો લખી સાહિત્યની પણ સારી સેવા બજાવી છે.

ગ્રન્થો:—'નિર્દય નણંદ;' 'ઈન્સાફની આરસી', 'સહનશીલ સુંદરી', 'વિષારી વનિતા', 'અજલનો ફરેસ્તો" એ પૂસ્તકો પ્રસિદ્ધ થયાં છે. તેની અંગ્રેજી તેમજ દેશી પત્રોએ ઘણી સારી તારીફ કરી છે. તેમના કાવ્યોમાં 'મા! તુજમાં ખોહ્યુંછ મેં બેમુલ રતન!,' 'ગંભીર એક યાદ' અને મહુર્મ ભાઇ સોરાબજીનાં મરણ પર શોકનું 'કીધો તારાં મોતે કુટુંબ પર કહેર!' એ કાવ્યો રત્હૃદયદ્રાવક છે. આ સિવાય તેમના ઘણા લેખો અને કાવ્યો અનેક પત્રોમાં ખુલ્લી રીતે પ્રસિદ્ધ થાય છે."

ઇ. સ. ૧૯૧૨.

---

"મરહુમ શેઠ દાદી એદલજી. તારાપોરવાળા."

(લખનાર—રૂ. બ. પે.)

"......મરહુમ મી૦ દાદીની પેહેલી વારતા 'દુઃખી દાદીબા' નામની હતી, જે બે દાહેકા ઉપર જે મરહુમ મી૦ સોહરાબ પાલમકોટના

માસીક મજાહમાં હફ્તે હફ્તે પ્રગટ થઇ હતી. તે વેળા તેણે વાંચક વરગનું વીશેશ ધયાન ખેંચયું હતું. એ વારતા મરહુમ મી૦ દાદીએ પાછી ગયે સાલ ચોપડીના આકારમાં છપાવી પ્રગટ કીધી હતી, તે વીશે બીજા એક જાહેર લેખક મીસ ભીખાઇજી પાલમકોટ જણાવે છે કે "માસીક મજાહની કારકીરદીમાં સઉથી પહેલા નંબરની અને ચહડતા પ્રકારની જણાયલી વારતા તે "દુઃખી દાદીબા"નીજ હતી. એ વારતા ખરા બનેલા બનાવો ઉપરથી લખાઇ છે, એમ મી૦ દાદી જણાવતા અને તે ઉપરથી એ વારતાએ તે વેળા પારસીઓમાં તરખાટ ઉપજાવયો હતો. મીસ પાલમકોટ વધુ કહે છે કે "ભાઈ દાદીબાએ આ વારતા લખીને એક અપુરવ માન મેળવવા ઉપરાંત ગૂજરાતી સાહીત્યની બે શાખાઓ, 'ઓરીજીનલ' (કલ્પીત વારતા) અને ભાશાંતર થયલી વારતાઓમાં ખરા બનેલા બનાવ ઉપરથી વારતા લખી એક ત્રીજી શાખાને જનમ આપયો છે, એ માન વગર શકે ભાઈ દાદીને ઘટે છે." (પા૦ ૧૧)

**૧લી જુન ૧૯૧૪.** **"જામે જમશેદ."**

---

## "શ્રીમતી બ્હેન ભીખાઈજી. લીમજી. પાલમકોટ."

"શ્રીમતી બ્હેન ભીખાઇજીનો જન્મ સને ૧૮૬૭ નાં જાન્યુઆરીની ૧૧ તારીખે મુંબઈ મુકામે થયો હતો. એમના વડિલો મોટા વેપારી અને વ્યાપાર અર્થે તેઓ પાલમકોટ શહેરમાં કેટલાંક વરસો સુધી રહ્યા હતા, એક પારસી ગૃહસ્થ તરીકે પાલમકોટા જઈ વસનાર તેઓ પહેલાજ હતા. પાલમકોટામાં લાંબો વખત રહેવાથી તેમની અટક પાલમકોટ પડી હતી. બ્હેન ભીખાઇજીના પિતા લીમજીભાઈ પણ પાલમકોટામાં કેટલાંક વરસ રહેલા, તેઓ સને ૧૮૭૪ માં ૪૬ વરસની ઉમરે ગુજરી ગયેલાં.

બ્હેન ભીખાઇજીના દાદા સંગીતનાં શોખીન હતા, અને એમનાં માતુશ્રી કેળવાયલાં સાહિત્ય પ્રેમી તથા લેખક હતાં, તેઓ સંતોષી, સહનશિલ, સત્યને ચાહનાર અને પરોપકારી બાનું હતાં. એમને સાહિત્યનો ઘણો શોખ હોવાથી એમનું વાંચન બહોળું

હતું, અને લેખનશક્તિ પણ તેમનામાં હોવાથી તેઓ ગદ્ય તથા પદ્ય લખી શકતાં, તેઓ સ્વભાવે ઘણાજ શાન્ત હતાં, અને એમનો એ ગુણ તથા બીજા પણ કેટલાક ગુણો બ્હેન ભીખાઈજીમાં જોવામાં આવે છે. એમના અવસાન પછી એમનાં લખાણો તથા કવિતાઓનો સારો સંગ્રહ નીકળેલો. દાદાની સંગીત કુશલતા અને માતાની લેખન શક્તિનો વારસો બ્હેન ભીખાઇજીને મળેલો છે.

બ્હેન ભીખાઈજીએ અત્રેની એલેકઝાનડ્રા ગર્લ્સ ઇંગ્લીશ ઈનસ્ટિટ્યુશનમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું અને સને ૧૮૯૨ માં મેટ્રિકની પરિક્ષા ફતેમંદ રીતે પસાર કરેલી. સને ૧૮૮૫ થી પોતાના અભ્યાસ દરમ્યાનજ બ્હેન ભીખાઈજીએ સંગીતની તાલીમ લેવી શરૂ કરેલી, અને અભ્યાસ મુકયા પછી પણ એ કામ ચાલુ રાખેલું, પરંતું કેટલાંક વરસો પછી ગળાનાં દર્દથી તથા અવાજની નબલાઈથી ગાયનનો અભ્યાસ બંધ કરવાનો એમણે વિચાર કર્યો. આ વખતે મેડમ બ્લેનશાર્ડ નામની તેમની શિક્ષીકાએ તેમને સૂચના કરી કે "If you continue your music lessons and work hard, you will be a star in future." મતલબ કે જો તમે તમારો સંગીતનો અભ્યાસ જારી રાખશો અને તેમાં પૂરતી મહેનત લેશો તો ભવિષ્યમાં તમે એક કુશળ સંગીતવેત્તા તરીકે તારાની માફક ઝલકી નિકલશો. બ્હેન ભીખાઈજીએ એ સૂચના માન્ય રાખી સંગીતનો અભ્યાસ ચાલુ રાખેલો, અને પરિણામે મેડમ બ્લેનશાર્ડની ભવિષ્યવાણી ખરી નિવડી.

આ બનાવ બન્યા પછી થોડા વખતે લંડનની ટ્રિનીટી કોલેજ ઑફ મ્યુઝીકની શાખા મુંબઈમાં સ્થાપન થઈ, અને બ્હેન ભીખાઈજી તેમાં જોડાયાં. તે સંસ્થાઓની પરિક્ષાઓ તેમણે પસાર કરી અને ધીમે ધીમે સંગીતની તેમની કુશળતાથી તે સંસ્થાંના એક સભાસદ તરીકે તેમની ચુંટણી કરવામાં આવી. પારસી કોમમાંથી આ સંસ્થાંના પહેલાં અને એકલાંજ સભાસદ થવાનું માન મેલવનાર બ્હેન ભીખાઇજી છે.

બ્હેન ભીખાઈજીના સંગીતના શિક્ષકો મીસ એમીલી હોવેલ અને પાછળથી પ્રસિદ્ધ ઈટાલીયન પ્રોફેસર જી. સ્કીનઝી હતા. સંગીતનો પૂરો અભ્યાસ કરી લીધો. અને તેની પરિક્ષાઓ ફતેહમંદીથી પસાર કરી બ્હેન ભીખાઇજીએ સંગીતના શિક્ષક તરીકેનો ધંધો શરૂ કર્યો, જે ધંધો હાલ પણ તેઓ કરે છે, અને મુંબઈનાં આબરૂદાર પારસી કુંટુંબના બાનુઓ તથા છોકરીઓ તેમનાં શિષ્યો છે, મુંબઇમાં સંગીતનું શિક્ષણ આપનારી યૂરોપિયન મડમો કેટલીક છે, પરંતુ પારસી શિક્ષક તરીકે તો ઘણું કરીને બ્હેન ભીખાઈજી એકલાંજ છે. બ્હેન ભીખાઈજી આજે વરસો થયાં સંગીતના શિક્ષક તરીકે કામ કરે છે, જે દરમ્યાન સેંકડો શિષ્યો એમના હાથ નીચે તાલીમ લઈ ચૂકેલ છે, અને તેમાંનાં ઘણાં-ખરાંએ લંડનની ટ્રિનીટી કોલેજની પરિક્ષાઓ ફતેહમંદ રીતે પસાર કરેલી છે.

બ્હેન ભીખાઇજી એક બીનહરીફ સંગીતવેત્તા તથા સંગીત શિક્ષક છે, અને એમની કુશળતાને માટે વર્તમાનપત્રોએ તથા જાણીતા સદ્‌ગૃહસ્થોએ ઘણાજ સારા અભિપ્રાય જાહેર કરેલા છે, તેની સાથે એ વિષયોની એમની કુશળતાને માટે તેમને ચાંદ તથા સર્ટિફીકેટો પણ મળેલાં છે.

બ્હેન ભીખાઈજી સંગીતની કુશળતાને માટે જેટલાં પ્રખ્યાત છે, તેટલાંજ ઉત્તમ પ્રકારના વાંજીત્રોની માલેકી ધરાવનાર તરીકે પણ પ્રખ્યાત છે. સને ૧૯૦૬ ની શરૂઆતમાં એક જલસો થયલો તે વખતે પ્રખ્યાત ઈટાલીયન પ્રોફેસર જી. સકીનઝીએ મિજલસમાં એમનો પીઆનો પંસદ કરેલો, આ બનાવની નોંધ લેતાં અખબારે સોદાગર પત્રે લખેલું કે:—"અમે નથી ધારતા કે બબે ઘોડા દોડાવતાં બઇરાંઓનાં મકાનમાં આવું કિમ્મતી અને સુંદર વાંજીત્ર હોય."

વિશેષ આનંદની વાત એ છે કે આવાં કિમ્મતી વાજીંત્રો બ્હેન ભીખાઇજીએ પોતાની જાત મેહનતની કમાંણીથી વસાવેલ છે.

છેલ્લી મહાન લડાઈ દરમ્યાન બ્હેન ભીખાઇજીએ સંગીતના કેટલાક જલસા કરેલા, અને તેમાંથી પાંચ હજાર રૂપિયા પ્રાપ્ત

કરી તે વૉર ફંડમાં આપી દીધેલા છે, એમની આ સેવા તથા ઉદારતાને માટે મુંબઈના હાકેમ તથા જાણીતા ઑફીસરોએ તેમનો આભાર માનેલો અને વર્તમાનપત્રોએ પણ ઘટિત પ્રશંસા કરેલી છે.

એક કુશળ સંગીતવેત્તા હોવા ઉપરાંત ભરત-ગુંથણમાં પણ બ્હેન ભીખાઈજી ભારે કુશળતા ધરાવે છે, અને એમના ભરતકામને માટે કલકત્તા, નાગપુર, ભાવનગર, તથા અલ્હાબાદનાં પ્રદર્શનમાંથી તેમને ચાર સોનાના ચાંદ મળેલા છે, વલી તેઓ એક બાહોશ લેખક પણ છે, અને 'નિર્દય નણંદ,' 'ઈનસાફની આરસી,' 'સહુનશીળ સુંદરી,' 'વિષારી વનિતા' અને 'અજલનો ફિરેસ્તો' ઈત્યાદિ પૂસ્તકો તથા પરચુરણ વાર્તાઓ, લેખો તેમજ કાવ્યો લખેલાં છે. તેમજ એમના ભાઇ મી. સોરાબ પાલમકોટ યૂરોપ અમેરિકાની મુસાફરીએ ગયા, ત્યારે એમનું "માસીક મજાહુ" નામનું માસિક પત્ર પણ ચલાવેલું હતું, જેનું નામ પાછળથી "હિંદી આફીક" રાખેલું.

આ 'માસિક મજાહુ' એમના મર્હુમ ભાઇ મી. સોરાબજીએ સને ૧૮૯૦ માં સ્થાપ્યું હતું, અને સને ૧૯૦૬ માં મી. કાવસજી એસબરનર સાથે ભાગમાં જોડાઇને તેનુ નામ ફેરવી 'હિંદી આફીક' રાખેલું હતું. સને ૧૮૯૦ થી ૧૯૧૦ સુધી બ્હેન ભીખાઇજીએ પોતાના ભાઈને આ માસિકના કામકાજમાં મદદ કરી હતી અને એ વીસ વરસ દરમ્યાન જ્યારે જયારે સોરાબજી હિંદ અથવા તો યૂરોપ અમેરિકાની મુસાફરીએ ગયેલા, ત્યારે મહિનાઓ સુધી બ્હેન ભીખાઇજીએ એ માસિક ચલાવેલું હતું.

બ્હેન ભીખાઈજીની એક લેખક તરીકેની તથા એક સંગીતવેત્તા તરીકેની આજ સુધીની કારકીર્દિ ઘણી ઝળકતી છે, એમ ઉપરની હકીકતથી કોઈને પણ જણાયા વિના રહેશે નહિ, વિશેષમાં તેમનો સ્વભાવ પણ ઘણો શાંન્ત, મિલનસાર અને દયાળુ છે."

૧૯૨૦. મુંબઇના મહાશયો.

## "સહનશીળ સુંદરી."

## વિષે મરહુમ કવિ દા. એ. તારાપોરવાળાનો મત.



"......તમારી આગલી વાર્તાઓ જેઓએ વાંચી હશે, તેઓ આ સહનસીળ સુંદરીની વાર્તામાં તમે લીધેલી જંગી ઝેહમતની બેશક પિછાણ કરશે......

"......ભાષાની શુદ્ધતા, કાયદાસરની જોડણી, લલિત, લખા-વટ, પાણીના રેલા સમાન ચાલતો શબ્દ-પ્રવાહ અને ચિત્રાલંકારા-દિકમાં તમો બેહેનજીએ આ વાર્તા દરમ્યાન કરેલો વધારો તમોને મુબારકબાદી આપવા જોગ છે. યોગ્ય પાત્રોને યોગ્ય શબ્દ, લક્ષણ અને ચિત્રમાં ઉભું કરવાની હથોટી જે મેળવવાને વિદ્વાન લેખકો પોથાના પોથાઓ ઘૂંટે છે, તે તમો બ્હેન આટલાં જલદી હાથ કરશો એમ મેં જ્યારે "નિર્દય નણંદ"ની વાર્તા તપાસી હતી ત્યારે કદી વક્કી રાખી ન હતી. એક લખનાર તરીકે, ખાસ કરીને એક બાનું-લખનાર તરીકે ભાષા ઉપરનો દ્રઢ કાબૂ ઝડપી જવામાં તમે અસાધારણ ઝડપ બતાવી છે એમ હું જ્યારે કહીશ, ત્યારે તમારી ખોટી ખુશામત કરૂં છું એમ નહિં, પણ તમારાં ઠરેલ 'મોરનાં પીછ'નાં અમૃતધ્વની-મુખને ઈંચે ઈંચ ઈનસાફ આપું છું એમજ સમજશો. પચ્ચીસ વર્ષના પરિશ્રમે જે કલમો કાબૂ નથી મેળવી શકી તે તરફ જોતાં, પાંચ વર્ષનાં સ્વલ્પ પ્રયાસમાં તમે ભાષા પર મેળવેલી ફત્તેહ તમોને બહુ ભૂષણ-દાયક છે......

"......કુદરતનો ગેબી માર એક માતબર કે મુફલેશ માટે કેવો એક સરખો અને અચૂક છે, તેનો દ્રઢ અનુભવ આપનારૂં આવું અસરકારક ચિત્ર મારાં વાંચન દરમ્યાન મેં કદી વાંચ્યું નથી. ગુજરાતી સાહિત્યમાં ઉંચ પ્રકારનાં વાંચનો પીરસવાની તમારી ખંતીલી હોંશ મને વર્ષોથી જાણીતી છે, કે જે જેમ તમારી કેળવણીને જેબ આપનારી તેમ દર દહાડે તમને એકેક પગથિયું આગળ વધારનારી છે......

"......આ વાર્તા દરમ્યાન મારી મોટી અજાયબી એ હતી કે તમારા હાથના લખેલા ૮૧૯) સફા વાંચતાં મારી આંખો થાકી, પણ તમારી કલમ થાકી નથી! એક અસરકારક નીતિમાન 'નૉવેલ' તરીકે, એક પારસી બાનુએ પ્રકટ કરેલું આ પેહલુંજ "દળદાર દફતર" ગણાશે, કે જેવું જબરૂં પુસ્તક જાહેરમાં મેલવાને બીજી કોઇ બાનું મારી જાણમાં નથી......

"......૩૪મું, ૪૫મું, ૫૧મું, ૫૪મું અને ૬૪માં પ્રકરણો પર, વિનોદી ભાષા, પવિત્ર પ્રેમ અને પ્રપંચી પાપીઓનાં પોકળ પછાડાનો વાંચકને અચ્છો ખ્યાલ મળે છે......"

તારાપોર.

૧૪-૧૦-૧૮૯૭.



## વિષારિ વનિતા.

### વિષે મરહુમ કવિ દા. એ. તારાપોરવાલાનો મત.

"......ગુર્જર લેખક મંડળમાં તમો બેહેન એક લોકપ્રીય બાનું-ગ્રંથકાર તરીકે જે આગેવાન દરજ્જો અને ઇજ્જત ભોગવો

છો, તેમાં એવો યશદાયક વધારો હરહંમેશ હોવોજ જોઇએ. સૂર્ય પછી ચંદ્ર કે તારાઓનો પ્રકાશ વખાણવો એ એક નિષ્ફળતા છે, પણ સેતારા પછી ચંદ્ર અને ચંદ્ર પછી સૂર્યનું તેજ વધતાં પ્રમાણમાં વખાણવું એ જેમ સૂર્યને તેમ તેના વખાણનારને માન આપનારૂં છે. તમારાં પુસ્તકોની હારમાળાને હું આ ઉપમાં લાગુ પાડવા માગું છું......

"......તમારી ચુંટણી કેવી ચાળાકી ભરેલી છે, તમારી કલમ કેવી નિતિમાન છે, તમારા વિચારો કેવા પવિત્ર અને અપક્ષપાત છે, તમારો ઉદ્યોગ અહોનિશ કેવો અથાગ છે, તેનો ખરો ખ્યાલ તમારાં આગળાં પુસ્તકો કરતાં આ "વિષારિ વનિતા" વાળી વાર્તા વધારે આપી શકે છે. પારસી બાનુંઓમાં ગણત્રીની બે-પાંચ સ્રી લેખકો છે, જે સર્વમાં તમો લાયકીવાળા બેહેન પેહેલા નંબરે ચઢો છો, તેનાં કારણ અને કીર્તિ એજ છે કે તમારો ઉદ્યોગ સતત જારી છે—તમારો પ્રયત્ન મૂગે મહોંડે સર્વત્ર ચાલું છે......

"......ખરૂં પૂછો તો તમારી સઘળી વાર્તાઓ, મુખ્ય કરીને તમે તમારી બેહેનપણીઓનાં બોધાર્થે કાંઇને કાંઇ એવી બાંધણીઓવાળી રજુ કીધી છે કે જેમાં સ્રીજાતીનો ભાગજ આગેવાન હોય......

"......તમારો પવિત્ર હેતુ તમારી બેહેનપણીઓને "સ્રી" શબ્દનું શ્રેષ્ટપણું શું છે, તે સમજાવવા શિવાય બીજો કાંઇ નથી. આ વાર્તા સંપૂર્ણ વાંચ્યા પછી મને જે એક મુખ્ય ખ્યાલ ઉત્પન્ન થયો તે એ હતો કે સાહિત્યમાં એવી કોઇ વાર્તા નથી, કે જે " વિષારિ વનિતા "ને પૂગી શકે. પ્લૉટમાં, લખા-

વટમાં, ઝમકદાર ભાષામાં, કુદરતી ચિત્ર દોરવામાં તથા સંસાર સંબંધી સાબુત શિક્ષણની અસર ઉપજાવવામાં "વિષારિ વનિતા" એક નમૂનેદાર પુસ્તક બન્યું છે. અને એ સઘળું તમારા અથાગ ઉદ્યોગનું એક મૂગું પણ માનવંત પરિણામ છે. આજની 'સુધરેલી'માં ખપતી પારસી કુમારિકાઓ પોતાનો વખત જે રીતે ગુજારે છે, તેથી જૂદીજ રીતે ગાળેલા વખતના આ કીર્તીવાંન ફળો છે, જે ગજરાતી સાહિત્યમાં તમારાં નામ-કામને જાવેદાન સૂધી જાગવી રાખશે. સાહિત્યનાં સેવકોમાં આજે તમારૂં નામ કેવું પ્રિય થઇ પડયું છે, તેનો ખ્યાલ મુંબઇ કરતાં મુફસીલમાં વધારે મલે છે, એ હું જાતિ-અનુભવથી લખું છું......

"......'શું મરદો સ્ત્રીઓનાં ગુલામ છે?' આ મથાલાંવાળું ૨૯મું પ્રકરણ દરેક પુરૂષે ગોખી ગોખીને વાંચવા જોગ છે--અકસર કરીને બૈરીને માટે બુદ્ધિ વેચનારા બુબખોએ તેમાનાં કીમતી વચનો પાઠ કરવા જોગ છે......

"......તમો બેહેનનાં પુસ્તકોની હારમાળામાં "સહનશીળ સુંદરી" અને "વિષારિ વનિતા" જેમ "સપેન્તોમઇન્યૂશ" અને "અંગ્રેમઇન્યૂશ" પવિત્ર અહુરમઝદની પેદા કીધેલી જૂદી જૂદી શક્તિઓ છે, તેવો કાંઇ આભાષ આપે છે! "સહનશીળ સુંદરી"માં એક ઉત્તમમાં ઉત્તમ યાને સર્વોત્તમ અને સદ્‌ગુણી સ્ત્રી કેવી હોય તેનું આબેહૂબ ચિત્ર તમે રજુ કીધું છે, જયારે "વિષારિ વનિતા"માં એક બૂરી બાયડી કેટલી હદ સૂધીની દુષ્ટતા ધરાવે છે. તે દેખાડયું છે. આ રીતે તમારાં ઉપલા બંન્ને ગ્રંથો એકજ ("સ્ત્રી") સવાલને ધોળી તેમજ કાળી બાજુએથી તપાસવામા ફત્તેહમંદ ઉતર્યા છે. "વિષારિ વનિતા"ની ફત્તેહ માટે કોઇનેજ નહિં, પણ તમારી રાત-દિવસની સાહિ-

ત્યનાં વધારા માટેની કાળજીને, કેળવણીને, અને કલમને તે આભારી છે.....

"......બ્હેન, આજની પારસી પ્રજાની નાજુકાઇ-અકસર કરીને અબળા-વર્ગની કાચ જેવી તકલીદી કોમળતા-તરફ જોતાં, સાહિત્ય વિષેની તમારી આવી તારીફ લાયક ખંત, તમને ઘણી માન ભરેલી છે......" ૧૮૯૯.

---

"......તમારા કૉનસર્ટ હૉલ ફંડની બાબતમાં તમો ભલાં બેહેન સમંતી માગો છો તો જે શુભ ઠરાવ ઉપર તમો આવ્યાં છો, તેમાં નાં કોણ પાડે? તમો ભલાં બાનું જેબી કરશો તે નેકજ કરશો. આ ઇનામની યોજનાથી અખીલ હિન્દમાંથી કોઇ બીજી 'ભીખાઇજી પાલમકોટ' પેદા થાય એજ મુજ ગરીબની દુઆ!........" ૧૨-૧૧-૧૯૩૪.

ખરશેદજી. જ. બ. વાહુડીયા.

---

"બેટી જરનું જ્યારેબી કાંઇ કામ પડે ત્યારે જરૂરજ લખજો, જરૂરજ મોટી ખુશીથી કરશે, ને જેવી મેહેરબાની એની ઉપર હતી, ને શીખામણ દેતાં હતાં, તેમજ હંમેશ મુજબ ચાલુ રાખજો ....." ૧૨-૧૧-૧૯૩૪.

ધનમાય. બરજોરજી. ભરૂચા.

---

## ઇંગ્રેજી સંગીતનું સાહિત્ય અને પારસીઓ.

**મી. સી. જે. એ. વાહુડયાની ફત્તેહમંદ કોશેશ.**

ઇંગ્રેજી સંગીતના શોખીનો જાણીને ખુશ થશે કે સંગીતના સાહિત્યમાં એક પારસી ગ્રહસ્થે પોતાનો અદના ફાલો ઉમેરવાની શુભ શરૂઆત કરી છે.

ઇંગ્રેજી સંગીતના સાહિત્યનું બોહોળું ખેતર ઉંડાણથી ખેડ-યાથી ઘણો ઉમદા, જ્ઞાનરૂપી પાક આપણા મગજને તર કરે છે, અને જ્યારે મી. સી. જે. વાહડયાએ આવું એક ફળદ્રુપ ખેતર ખેડવાની હામ ભીડી કોહડાળી ઉંચકવાની હિમ્મત કરી છે તો કુદરત તરફની એમને થયલી બક્ષેસ સાથે, ઇંગ્રેજી સાહિ-ત્ય તરફનો એમનો પ્રેમપૂર્વક પ્રયત્ન વધુ પ્રફુલ્લિત થયલો ભવિષ્યમાં જોવાની આપણે ઉમેદ રાખીશું.

હું જાણું છું ત્યાં સૂધી મી. વાહડયાની જાહેરમાં એ પેહલી ફત્તેહમંદ કોશેશ પાંચ ગાયનો રચવાની છે, કે જે મેસર્સ એસ. રોઝની કુંપની મારફતે છપાવ્યાં છે, અને તેમના નામ નીચે મુજબ છે:–" બ્યુટીફુલ નાઇટ;" "વન ડીઅર સમા-ઇલ;" "સાઇ નૉટ ધસ;" "થેકલાસ સોંગ;" અને "વહેર ઇઝ ધ નીમ્ફ." પીઆનોનાં સાજ સાથના આ પાંચ ગાયનો સંગીતના ઉતરતા શોખને અનુસરતાંજ નહીં, પણ વધૂ ઉમદા અને ઊંચા શોખને પેશ પડતાં રચયાં છે. મી૦ વાહડયાનાં ગાયનમાં મીઠી સરળતા અને શાંત સુંદરતા સમાયલી જોવામાં આવે છે, અને ઝનુની જોસ્સાને મારી હઠાડવાની કોશેશ થયલી લાગેછે. "બ્યુટીફુલ નાઇટ" નામના ગાયનમાં ઇશ્વર પ્રેરિત જોસ્સો જણાઇ આવે છે કે જે રાગ–રાગણીની બાંધણીમાં ખરચીતજ સુંદર અને મનહરણ છે. પણ હું કહેવાને દીલગીર છું કે "વન ડીઅર સમાઇલ" નામનું ગાયન એટલી મધુરતા ધરાવતું નથી બેશક આ પાંચ ગાયનો રાગ–રાગણીની રચના સ્વર–મેળ અને સંક્ષેપમાં સુંદર છે.

આપણે ઇચછીશું કે મી. વાહડયા આ ખુદાઈ હુન્નરના અભ્યા-સમાં વધૂ ઉમંગથી મંડેલા રહે, અને ભવિષ્યમાં પારસી કોમને જેબ આપનારાં એમનાં વધૂ કીર્તિવાન કર્તવ્ય જાહેરમાં આવે!

ભીખાઈજી લો. પાલમકોટ.

# તુટેલું દિલ.



[ તુટેલાં દિલ વિષે ઇંગ્રેજી સાહિત્યમાં વિખ્યાતી પામેલા પ્રખ્યાત અમેરિકન વૉશિંગટન અર્વિંગના વિચારો અને તેને લગતી એક કથા. ]



("માસિક મજાહ"નાં ૧૮૯૩નાં એપ્રિલ માસનાં અંકમાં
"લખનાર:—**મીસ ભીખાઇજી. ડી. પાલમકોટ.**")

" સાંભળ ઓ સદ્‌ગુણી વાંચક મારા !
વર્ણું છ હું ખુદરતી ખવાસ તારા.
તુટેલાં દિલની તું સાંભળ કાંહાણી,
સાંભળી ન હોય એવી મધુર વાણી.
આશાનાં અંકુરો જ્યારે સુકાય,
ત્યારે આ ભવ કુલ્લે અંધારો થાય !
ઉમેદનાં ગુલસનમાં લાગે સડો,
તુંટેલું દિલ તેનું આપેછ ધડો.
સંસારી સુખો છે ઝેરની મિસાલ,
તુંટેલું દિલ જ્યારે તુંટેછ વિશાલ.
એશી કે દેશીનો વ્હાલો વિચાર,
તુટેલાં દિલને છે આફત અપાર.
સુખ શું ને દુઃખ શું ને સંસાર તે શું ?
તુટેલાં દિલને બસ દરકાર તે શું ?
આશક કે માશુકમાં મચેલો પ્યાર,
ઘડીભર સંસારની કરે દરકાર
પણ તુંટેલાં દિલની તો એવી કહાંણી
નથી શકતી સંસારને કશો જાણી.
ગુલસને ગુલ જેવું જાએછ કરમાઇ
તેવી છે તુંટેલાં દિલની ગવાહી.
તુંટેલાં તન કેરો નથી ઈલાજ,
અસર નથી કરતો ત્યાં ફાની અવાજ !"

**(દા. એ. તારાપોરવાળા.)**

જેઓને આ દોરંગી દુન્યાની ફિકર હોતી નથી, જેઓ પોતાનો સઘળો વખત ખુશાલી અને રંગ-રાગની રમતમાં, તથા મોજ-મજાહની મસ્તીમાં ગુજારે છે, તથા બીજી અઘટીત રીતે જીંદગીનાં દહાડા પૂરા કરે છે, તેઓમાં, સઘળી હેતની વાર્તા હસી કાઢવાની, તેમજ કાહાંણી-કથાભર્યા જોસ્સાઓ અને લાગણીઓને જાણે એક કવિ કે ગ્રંથકર્ત્તાની કલ્પનાનો માલ ખોરાકજ હોય તેવી નજરથી જોવાને સાધારણ ટેવ હોય છે!

પ્રખ્યાત અમેરિકન વૉશિંગટન અર્વિંગ લખે છે કે માણસાઇ ખવાસ વિષે મારાં મતે મને બીજીજ રીતે, એટલે કે તેથી ઉલટી રીતે વિચાર કરવાને દોરવ્યો છે. મારી ખાતરી થઇ છે કે એક જણનો બાહેરનો દેખાવ આ દુન્યાની જંજાલીઓથી જડ થઇ ગયલો કે બાહેરનાં દેખાવથી થંડો હોય, અથવા તો મંડલીના કાયદા-કાનુનો અને હુન્નરથી માલ હસ્તામાંજ ખિલી નિકળ્યો હોય, તોપણ સૌથી થંડામાં થંડા હૈયાંની ઉણડાઇમાં પણ એક જાતનો સુસ્ત આતશ પજરેલો રહે છે; જે એક વખત સળગવાથી એટલો તો જોસમાં ભડકો લઇ ઉઠે છે કે કોઈ વખતે તેની અસરોથી માઠું પરિણામ નિપજે છે, બલકે નાશ થાય છે!

એ વિષે વાશિંગટન અર્વિંગ કહે છે કે હું સાચ્ચો માનનાર છું. શું હું કબૂલ કરૂં?-તુટેલાં દિલ વિષે હું માનું છું; અને એક વખત અંતઃકરણમાં સળગેલો આતશ અંતઃકરણમાંજ બુજાઇ જાય એ બનવાજોગ છે; તોપણ મારી પોતાની જાત (પૂરૂષો)માં હું નહિં ધારતો કે તે એક મરણતોલ રોગ હોય; પણ હું ચોક્કસજ માનું છું કે તુટેલાં દિલે ઘણી જુવાન, સુંદર ખિલતી સ્ત્રીઓને કરમાવીને કવખતની ઘોરમાં ઘસડી છે.

પૂરૂષ પોતાનાં લાભ અને લોભનો પ્રાણી છે. આ દુન્યાની રસાકસી ભરેલી ખટપટ-ગડબડ અને તેની સામેની લડતમાં તેનો કુદરતી ખવાસ તેને દોરવે છે. તે કીર્ત્તિ માટે, દોલત માટે, અને દુન્યાનાં લોકોમાં પોતાને આગળ વધવાની જગ્યા માટે, તેમજ પોતાના જાત-ભાઇઓ ઉપર સત્તા ભોગવવા માટે ફાંફાં મારે છે; પણ એક સ્ત્રીની આખી જીંદગી, હેતના ઇતહાસથી ભરેલી રહે છે. તેણીનું દિલ તે દુન્યા છે; તે તેજ જગ્યા છે કે જ્યાં તેણી હેતનું રાજ્ય મેળવવા ખંતી રહે છે. તેણીની લાલચ હેતના છૂપા ખજાનાની ચાવી શોધે છે. તેણી હેતના જોસ્સાને સહાસ કાર્યમાં ઝીપલાવા દે છે, અને પોતાના આખાં અંતઃકરણના હેતના વેપારી વહાણને હંકારી લઇ જાય છે; પણ જો તે ખરાબે અઠડે છે, તો અફસોસ! તેણીની હાલત આશા વગરની થઇ જાય છે—કારણકે તે એક અંતઃકરણનાં દીવાલાં બરાબર છે!

એક પૂરૂષને હેતની નિરાશી કદાચ કૈંક દુઃખ ઉત્પન્ન કરે, કદાચ તેની લાગણીઓને જખમી કરે-તેનાં સુખની આશા થોડો વખત ધૂળમાં મળે; પણ સઘળું છતાં તે ચાળાક છે. તે જૂદી જૂદી જાતનાં ધંધા કે વિચારનાં વમળમાં પોતાનાં દુઃખી વિચારો દૂર કરી શકે, કે મોજ-મજાહનાં મોજાઓમાં ડૂબકી મારી શકે, અથવા જો નાસિપાસીનો દેખાવ દુઃખદાયક મેળાપથી ભરેલો હોય તો તે પોતાની મરજીમાં આવે ત્યારે તે પોતાનું રહેઠાણ બદલી શકે, અને જાણે પક્ષીની માફક પાંખ હોય તેમ દુન્યાનાં કોઇ બીજા છેડા તરફ ઉડી જઇને આસાએસ લઇ શકે; પણ સરખામણીમાં એક સ્ત્રીની જીંદગી નિયમીત મુકરર કીધેલી એકાંત અને વિચારવંત હોય છે, તેણી પોતાનાંજ વિચાર અને

પોતાની લાગણીઓની વધારે સાથી હોય છે; પણ જો તે લાગણીઓ અને વિચાર દિલગીરીની દીશા તરફ દુઃખભરેલી રીતે દોરવાયા હોય તો દિલાસો શોધવા તેણી કયાં જાય? જો તેણી પોતાનાં હેતમાં દુઃખી હોય, નિરાશી કે નાસિપાસી મળી હોય તો તેણીનું દિલ બલકે અંતઃકરણ એક ઘેરી લીધેલા, લૂટી લીધેલા, તજી દીધેલા, એકાંત, ઉજ્જડ કિલ્લા સમાન થઇ પડે છે!

કેટલી બધી તેજસ્વી આંખ્યો ઝાંખી મારી જાય છે–કેવા નાજુક ખિલતા ચેહેરાઓ ફિકકા મારી જાય છે–કેટલી સુંદર સ્ત્રીઓ કરમાઇને મોતના સપાટામાં આવી જાય છે, અને છેવટે તેઓની ખુબસુરતીના નાશનું કારણ અંધારાનાં ઉણ્ડા ગારમા સદાનું ડટાયલુંજ રહે છે; કારણ જખમી થયલાં હેતનાં દુઃખો આ દુન્યાથી છૂપાવવાનો એક સ્ત્રીનો કુદરતી ખવાસ હોય છે.

એક નાજુક સ્ત્રીનું હેત હંમેશાં શરમાળ અને શાંન્ત ચૂપકીદીમાં સંતાયલું હોય છે. કદાપિ ધારો કે નસીબવંતળી થાય તો કવચીતજ તેણી બોલી શકે છે. માઠાંભાગ્યે જો તેથી ઉલટું બને છે તો અફસોસ! તેણી પોતાની છાતીમાં છૂપાવી અંતઃકરણનાં ઉંણ્ડાં ભાગમાં તેને દાટી દેછે, અને ત્યાં સુખના નાશના ઢગલા વચ્ચે ઉછેરે છે કે કરમાવા દેછે. એક લુહારની ધમણની માફક તેણીનાં ડચકાં અને હાય સંભળાય છે! તેણીને મનથી મનની મરજી મરી ગયલી લાગે છે, હસ્તીની હદ આવેલી લાગે છે! સઘળી તનની તંદરોસ્તીને તાજગી આપનારી અને મનને ખિલવનારી કસરતો જે આત્માને સજીવન કરે છે, નાડીને ઝડપથી દોડાવે છે, અને નસો મારફતે જીંદગીની ભરતી તંદરોસ્ત પ્રવાહ રૂપે મોકલે છે, તે સઘળું તેણી ભૂલી જાય છે! તેણીનું સુખ લુટાઇ ગયલું હોય છે, અને આરામ

કે આસાએસ.નો અંત આવેલો હોય છે! દિલગીરીભર્યા સ્વપ્નાઓ મીઠી ઉંઘને ઝેરી બનાવે છે. મૂંગી દિલગીરી લોહી પી જાય છે, અને છેવટે સેહુજબી બાહેરની ઇજાથી નબળો પડી ગયલો બાંધો વળી જાય છે. તેણી તરફ તમે થોડો વખત જોવો અને તમે જોશો કે તેણીનાં કવખતનાં મોત ઉપર મિત્રતાનાં આંસુંઓની નદી વહેતી માલૂમ પડશે! તમે અજબ થશો કે ખૂબસુરતીમાં ખિલી નિકળેલી તથા તંદરોસ્તીથી તર થયલી આવી એક સુંદરી એટલી ઝડપથી જમનાં જાલેમ ઝપાટામાં કેમ આવી ગઈ! તમોને કેહવામાં આવશે કે શિયાળાની થંડીથી કે સહેજ માંદગીથી તેણીનો અંત આવ્યો, પણ તેણીનાં મનનું દુઃખ અંધારી ઉણ્ડી ખાહીમાં ગબડી પડેલું હોવાથી તે સદાનું અંધારામાં જાય છે, કે જેણે આગમજથી તેણીનું લોહી ચુસી લીધું હતું; અને જેણે શેકારીનાં સપાટામાં સહેલથી શેકાર બનાવી દીધી હતી!

તેણી એક ગટાની ખુબસુરતી અને મગરૂરી જેવા નાજુક ઝાડ માફક છે, જે પાદડાંઓથી પ્રફુલ્લિત અને બાહેરનાં દેખાવમાં શોભાથી સણગારેલું હોય છે; પણ અંતઃકરણ (ઝાડનું થડ) કીડાઓથી ખવાઇ ગયલું હોય છે; અને સડો લાગેલો હોય છે. જ્યારે તે ઘણું લીલું અને પુષ્પ હોવું જોઇએ, ત્યારેજ તે કરમાઇ ગયલું માલૂમ પડે છે. તેની ડાંખલીઓ જમીન ઉપર ઝુમાઇ જતી અને પાદડાંઓ એક પછી એક ખરી પડતાં દેખાય છે. છેવટે કરમાઇ જઇને જંગલમાં શાંન્ત વખતે નાશ પામી પડી જાય છે! જ્યારે આપણે તે સુંદર નાશનાં ઢગલા ઉપર વિચાર કર્યે છિયે, ત્યારે પવનના તોફાનથી તેનો નાશ થયો હોય એવું યાદ કરવાની ફોકટમાં કોશેશ કર્યે છિયે.

મેં એવા ઘણા દાખલાઓ જોયા છે, અને ઘણી સ્ત્રીઓને કરમાઈ જતી, પોતા તરફ બેદરકાર બનતી અને ધીમે ધીમે આ દુન્યાથી કવખતે દૂર થતી જોઈ છે, અને ફરી ફરીને હું વિચાર કરતો કે તેઓનાં મોતની નિશાણીના મૂળ કારણો ખડી, સરદી કે સરકમ, શરિરની નબળાઇ કે કમજોરી, યા આફત કે ઉદાસીનાં જૂદાં જૂદાં સબબો મારફતે શોધી કાઢું; પણ છેવટે તો નિરાશ થયલા હેતની પેહલ્લી ઇધાણી શિવાય બીજું કાંઇબી કારણ માલૂમ પડતું ન હતું. એવીજ જાતનો એક દાખલો મને કેહવામાં આવ્યો છે; અને જે દેશમાં એ બનાવ બન્યો, ત્યાં એ બાબત વધારે સારી રીતે જણાયલી છે, અને જે ઢપે અને જે રીતે મારી આગળ તે કેહવામાં આવી છે, તેવીજ રીતે હું તેનું વર્ણન કરીશ......"



# Forty-five Years in Music (1885-1931)

by

Miss Bhikhaiji. L. Palamkote.

## "પીઆનોનાં પાસાંમાં પીસ્તાલીશ વર્ષ"--(૧૮૮૫-૧૯૩૧)

ઉપલા નામનું એક પુસ્તક અમારા અભીપ્રાય માટે મીસ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ તરફથી મળયું છે. છેલ્લા ૪૫ વરસ દરમ્યાન મીસ પાલમકોટનો મ્યુઝીકની લાઇન સાથ શું સંબંધ હતો અને આજેબી છે, તેનો કાંઇ અહેવાલ આ ચોપડીમાં સમાવવામાં આવ્યો છે. છેક ૧૮૯૪ થી આજ દીન તુલીક મીસ પાલમકોટે દેશી કુટુંબોમાં—ખસુસ કરી પારસી કોમમાં—એક મ્યુઝિક શીક્ષક તરીકે લાગટ ૩૭ વરસો સુધી શું અનુભવ સંપાદન કરયો છે, તેનો કાંઇક ખ્યાલ આ ચોપડી ઉપરથી મલે છે. એમાં મીસ પાલમકોટને મળેલાં સંખ્યાબંધ ઇનામો અને સ્કોલરશીપોની ટીપ પ્રગટ કરવામાં આવી છે, તેમજ આ બાઇના મ્યુઝિક સ્ટુડીઓ મારફતે જુદાં જુદાં ખાતાંઓના લાભ અર્થે થયલા ચેરીટી કોનસરટસ (કે જેની કુલ્લે ઉપજ લગભગ રૂ. ૩૪૦૦૦ થવા જાય છે તે) નું પણ લીસ્ટ સમાવવામાં આવ્યું છે. એ ઉપરાંત વોર ફંડો, હોસપીટલો અને મુંબઈ માટેના એક કોંનસરટ હોલ ફંડ સારૂ કરવામાં આવેલા ૭ કોન્સરટો (જેની કારસાજી મીસ પાલમ કોટે એખલા હાથે કરી હતી, અને જેથી લગભગ ૩૨૫૦૦ રૂપીયાની આવક થવા પામી હતી) ની પણ ટીપ સમાવવામાં આવી છે. આ પુસ્તકમાં મીસ પાલમકોટના લગભગ અડધી સદીના મ્યુઝીકલ કામ માટે જુદાં જુદાં વર્તમાનપત્રોએ તેમજ મુંબઇનાં સંખ્યાબંધ નામાંકીત નરનારીઓએ ઉચારેલા ઉંચા અભીપ્રાયો પ્રગટ કરવામાં આવ્યા છે. જાણીતા આગેવાન ગ્રહસ્થોમાં નામદાર પ્રીન્સ ઓફ વેલ્સના સેક્રેટરી, મહાત્મા ગાંધીજી, શ્રીયુત ખુરશેદ નરીમાન, કેપટન શાવકશા પેમાસ્તર, શેઠો ફીરોઝ ગઝદર, માનેકજી કાવસજી પટેલ, એરચશાહ હીરજીબહેદીન અને હોરમસજી માનેકજી ચવનાના નામો પણ નજરે પડે છે, મી૦ હીરજીબહેદીને આ પુસ્તકની એક

પ્રસ્તાવના લખતાં અભીપ્રાય દર્શાવ્યો છે કે, "લગભગ ત્રણ પેઢી સુધી મીસ પાલમકોટે પોતાના હુન્નર મારફતે કોમની અને શહેરની ઘણીક કીમતી સેવાઓ બજાવી છે."

આ પછી મીસ ભીખાઈજી પાલમકોટ પોતાની જીંદગીનો અને પોતાની આરટ-સેવાઓનો એક સ્કેચ એક ઓટો-બાયો-ગ્રાફીના રૂપમાં રજુ કરે છે—અને એઓના પોતાના શબ્દોમાં "ખાટો-તીખો, ખારો-મોળો, કડવો-મીઠો અનુભવ" ચીતારે છે. મીસ પાલમકોટ આ બાયોગ્રાફી ઠેઠ ખુદ પોતાના જનમથી શરૂ કરે છે. જોવા મુજબ એ બાઇજીનો જન્મજ લગાર અસાધારણ સંજોગો વચ્ચે થવા પામ્યો હતો. તેઓ શરૂઆતમાં લખે છે કે,

"સાધારણ કુદરતી વખત કરતાં મારા જનમ વખત મારાં માતાજીનો છુટકારો એક માસ મોડો થયો હતો......બાવાની ધીરજ ખુટી ગઇ. એક સાંજે માહીમ મારા મમાવાજીના બગલામાં અચાનક આવીને ઉભા, ને મારાં માતાજીને કહયું:–'કેમ? હજુર તમારો છુટકારો થતો નથી, તો ચાલો આપણે ઘેર કોટમાં, એમી ઘેરજ છે. કાંઇ રસ્તો નથી.' મારા મમાઇજીએ તોફાન ને ગોધયારાં કરી મુકી તેવણને એક રાત થોભી જવા કહયું. મારા મમાવાજી, અને તેવણના વડા ભાઇ-ભોંજઇએ ઘણું સમજાવયું, ત્યારે મારા બાવા એક રાત માહીમ થોભયા...બીચારાં મારા ભલાં, ભોલાં મમઇજી જઈ જઇને ચુલામાં ખોએ ખોએ સુખડ મુકી દાદારજી પાસે દુવા માંગે કે, 'આજે રાત્રે મારી દીકરીનો છુટક થઈ જાય.' અહુરમઝદે તેવણની અરજ સાંભળી, અને તેજ રાત્રે ભીખાઈજી પાલમકોટ આ અવનીમાં!"

જન્મ પછી મીસ ભીખાઈજીની જીંદગી અતી રસીક બનાવોથી ભરપુર એવણની બાળ વયથીજ ચાલુ થાય છે. એક દહાડે નવ વરસની બુચીએ ભુલમાં જમાલગોટાનું ફલ ખાધું ને દુશમન જરામાં બચી ગઈ!—વાંચો:—

"મારી આંઠ કે નવ વર્ષની વયે મારાં ગુલબાઈ માસી જેવણ મારેથી નવ માસ વડાં છે, તેવણ અને મારા ભાઇ શોરાબ સાથે દાદીશેઠની વીશાળ વાડીમાં ફરતાં ફરતાં અમો એક જમાલગોટાનાં ઝાડ આગળ આવી લાગ્યાં. કુદરતી જીજ્ઞાસા થવાથી ઝાડ ઉપર જે ફળ હતું તે તોડીને સીંગ જેવું લાગવાથી અમે બંને માસી-ભાણેજ ખાઇ ગયાં. માસી મોટાં એટલે માસીએ મોટો ભાગ ખાધો ! ભાઇ શોરાબને તો નહીં ગમ્યું તે થુંકી નાખ્યું. સાંજ પડતાં અમો બંને ઉપર દોડાદોડી પડી..........અર્ધી રાત્રે ગાડી ખાશ તઇયાર કરી ડો૦ લામને બોલાવી મંગાવ્યા. ડોકટરે ભાઇ શોરાબના કહેવાથી રાત્રે ફાણસ લઇને ઝાડ મારા મામા સાથે શોધી કાઢયું ને ખાતરી કીધી. મારા હોરમસજી મામાએ તે ઝાડને રાત્રેજ લાતે લાતે માંચું!! ડૉકટરે અમો બંનેની આશા છોડી હતી; પણ આખી રાત ચાંપતા ઉપાય-ઇલાજ લેવાથી અમો બંને આ દુનયાંનું દુ:ખ જોવા જીવયાં ને બચી ગયાં !"

આવી જાણવાજોગ વીગતો ઉપરાંત મીસ ભીખાઇજી પાલમ-કોટની ઝલકતી કારકીરદીનાં બીજાં ઘણાંક રસીલાં દાસતાનો આ પુસ્તકમાં સમાવવામા આવ્યાં છે. ચોપડીની શરૂઆતમાં મીસ ભીખાઇજી પાલમકોટનો એક ફોટોગ્રાફ આપવામા આવ્યો છે. તેના સંબંધમાં આ બાઇ ખોલાસો લખે છે કે:-

"આજે ૬૫ વરસની ઉમરે પણ હું ૫૦ વરસો થયાં માથુંબાનું બાધું છું. ખુદ મારાં છોકરાંઓ મને શીખામણ કાંઈક વેળા દેય છે. 'ભીખાઇજી, હવે માથુંબાનું બધાંએ કહાડી નાંખ્યુ છે, તમેબી કહાડી નાખો. એ માથાંબાનાથી બધાંઓ તમને ઓર્થોડોક્ષ કહે છે.' હું કહું છું કે ભલે. માથાંબાનાના કેટલાક ફાયદાઓ છે તો પણ છોકરાંઓ સાથે માથાંદુ:ખણ કરવા પછી ભેજું ચરી આવે છે, ત્યારે થોડોક વખત કહાડી નાંખું છું. આ નાની પોથીમાં જે સબી છે, તે કેટલાક દીલસોઝ મીત્રોની ભલામણથી લીધી છે; તેઓ બોલવા લાગયાં કે, "આવતી ઓલાદ કેમ જાણશે કે ભીખાઇજી પાલમકોટ કેવાં હતાં? તો તમારી સબી જોઇને તો

જાણુશે? તમારી સખી તો ચોપડીમાં હોવીજ જોઈએ?' આ સખી પડાવતી વખતે મારી એક સહીના આગ્રહને આધીન થઇ, એટલો વખત, કહો કે પાંચ-દસ પળ, મેં માથુંબાનુ કહાડી નાંખ્યું, અને ચોકકસ દીશા તરફ જોવાની ફોટોગ્રાફરની સુચનાને લીધે બાલનો અંબોડો ઢંકાઇ ગયો. આ ખુલાસો હાલની ફેશનને લીધે ચોકકસ કારણો સારૂ કરવાની મને ફરજ પડે છે. જો કે સને ૧૯૦૯ માં મારી ૪૨ વરસની ઉમરે એ સખી પડાવી હતી, ત્યારે હાલની બાલની ફેશન (બોબ્ડ અથવા શીંગલ્ડ) હતીજ નહી."

મીસ ભીખાઈજી પાલમકોટના આવા ચીવ્વટ કનઝરવેટીવ વીચારો વાંચીને આપણને બેહદ સંતાપ ઉપજે છે; જોકે કમબખ્ત ફોટોગ્રાફરની સ્ટુપીડીટીને લીધે બાલનો અંબોડો ઢંકાઇ ગયો તો બીજી સખી કાં નહી પડાવી—અને ૧૯૩૧ માં પ્રગટ થયલી પોતાની બાયોગ્રાફીમાં ૧૯૦૯ નોજ ફોટો કાં છપાવ્યો—તેનોબી સાથે સાથે ખુલાસો આપ્યો હતે તો જરાક વધારે સમજ પડતે. પણ મીસ પાલમકોટની વખાણવાજોગ આરથોડોક્ષી એક બીજી બાબદમાં વળી કોઇ જુદીજ ઝોંક લે છે, એઓ લખે છે કે:—

"એક વેળા એવણે (મારા પિતાજીએ) મને નીશાળમાં ચાંચના ન્હાના જોડા પેહરાવીને મોકલી હતી. મને તે પેહરવા નહીં ગમ્યા, તેથી હું ઘણી રડી, પણ એક દોઢયું આપી પતાવીને મને નીશાળે મોકલી દીધી.............શીષયોને તેવણ (મેહરબાઈ માસ્તર) ભોંય ઉપર સાદડી પાંથરીને બેસાડે ને શીખવે. મને પણ ભોંય ઉપર બેસવાની ફરજ પડતી. જો કે બચપણથીજ મને એ પાંથરણાંના જેવો દેખાવ ગમતો નહીં હતો. આજે પણ મને પાંથરણાના દેખાવથી ભારે અફસોસ ઉતપન થાય છે. પારસીઓ સુધરેલામાં ખપવા છતાં, હીંદુ રીવાજ ઉપરથી ધારણ કરેલા આ દુ:ખભરયા દેખાવમાં સુધારો કરવાની હીંમત કરી શકતા નથી; તોપણ મેં તો મારાં પીરોજબાઇને કહી રાખ્યું છે કે જયારે બાનુઓ મને સેઝદો કરવા આવે ત્યારે પાંથરણું નહીં માંડવું, પણ ખુરસીઓ

બાનુઓ માટે મુકવી. એમાં કંઈ મરનારને માન કે અપમાન જેવું કંઈ નથી. આજેબી જેઓ ભોંય ઉપર બેસી નથી શકતાં, યા ઘરના પુરૂષો અંદર બેસે છે, ત્યારે મરનારની સામે થોડી કે બે ચાર ખુરસીઓ તો હોય છેજ, વાંકા વળીને મરનારને સેઝદો કર્યે, એજ માન આપ્યે છીયે, કંઇ ભોંય ઉપર બેસવાથી માન મળતું નથી."

ટુંકમા મીસ પાલમકોટની આ ૪૫ વરસની મ્યુઝીકલ કાલકીરદીનું ઓટો-બાયોગ્રાફીકલ પુસ્તક એ હુન્નરમંદ બાનુના મીત્રો અને વખાણનારાઓ માટેજ વાંચવા અથવા ગોખવા લાયક નથી, પણ એક બાઈ પોતાની જાતી બાહોશી અને ખબરદારીથી કેટલી હદ સુધી જીંદગીમાં આગળ વધી શકે છે, તેનો ખ્યાલ મેળવવા માટે આજની દરેક ઉધરતી જવાન છોકરીઓએ-નાં, દરેક ઉધરતા જવાન છોકરાઓએબી-પુખટ અભ્યાસ કરવા યોગ્ય છે, કેમજે મીસ પાલમકોટ એક ઠેકાણે લખે છે કે:—

"એક નહીં પણ અનેક માટીડાઓએ મારી અદેખાઇ કીધી છે! પુરૂશો સ્રીઓની અદેખાઇં કરે? બઇરાંઓ કરે તો સમજ્યા!" મીસ પાલમકોટ આટલું છતાં લખે છે કે, "આવતે ભવ હું શીક્ષક થઈને નહીં આવું એવી મારી ઇચ્છા છે, એક વેળા ભાઈ પેસ્તનજી માહાલક્ષ્મીવાલા સાથે મેળાપ થતાં તેવણે મને કહ્યું, 'તમે ત્યાં (એટલે પેલ્લી દુનયા) બી મ્યુઝીક શીખવશોજ. તમોને ગમે કે નહીં ગમે, પણ એ તો થવાનુંજ.' જો તેમ હોય તો હું ધારૂં છું કે આ અવનીના લોકો કરતાં ત્યાંનાં વધુ અક્કલવાન હશે, તો પછી મને ઘણી દલદેશરી ને મહેનત કરવી નહીં પડશે."

છટ-છટ! મી૦ પેસ્તનજી મહાલક્ષ્મીવાળાના કહેવાથી બ્હેન ભીખાઈજી પાલમકોટે એમ એકદમ નાસુરાદ જઈ જવું નહીં જોઈએ. હમણાથી "આવતા ભવ" નો અંદેશો કરવાની કશી જરૂરજ નથી. મીસ પાલમકોટને તેવણની ફતેહમંદ ઝળકતી મ્યુઝીકલ કારકીર્દી માટે મુબારકબાદી આપતાં આ બાનુને અમો

લાંબી જીંદગી અને હજી વધુ યશવંત ફતેહ ઈચ્છીયે છીયે. એઓના પોતાના શબ્દોમાંજ અમે એ બાઈજીને ખાત્રી આપીશું કે જો એવણ એવી "સ્વતંત્રતાથી હંમેશાં ખુદા ઉપરનું એકીન" ચાલુજ રાખશે તો "વાઘ-વરૂઓ સામે એઓ પોતાના પગ ઉપર અને ખભાંનાં જોરે ટટાર ઉભાંજ રહેશે," અને "બેમરવત, ચશ્મચોર અને નીમક-હરામ ઈનસાનો પીઠ ફેરવીને ઉભી પુછડીએ નાહસી જયાજ કરસે!"

૨૧-૩-૧૯૩૧. "જામે જમશેદ."

---

## ૪૫ વરસનાં મ્યુઝીકનાં શીક્ષણનો રેકોર્ડ.

"Forty-five Years in Music" નામનું મ્યુઝીકને લગતાં પોતા તરફથી આપવામાં આવતાં રહેલાં શીક્ષણનો સને ૧૮૮૫ થી ૧૯૩૧ સુધીનો ૪૫ વરસનો એહેવાલ આપનારૂં પુસ્તક મીસ ભીખાઈજી. એલ. પાલમકોટ તરફથી પ્રગટ કરવામા આવ્યું છે. જે વેળાએ પારસીઓમાં મ્યુઝીકની કદર નહી હતી, તે વખતે મ્યુઝીકનું શીક્ષણ આપવાની શરૂઆત કરી પારસી કોમમાં મ્યુઝીકના હુનરનો ફેલાવો કરવામાં મીસ ભીખાઈજી પાલમકોટે ઘણો સુંદર ફાળો આપ્યો છે. એક વીદયારથી તરીકે તેમણે મ્યુઝીકમાં સારો અભ્યાસ કરી બતાવ્યો હતો અને કેટલાંક ઈનામો મેળવ્યાં હતાં. આ તેમની ઝળકતી કારકીર્દી સ્કુલ છોડવા પછી પણ ચાલુ રહી છે અને મ્યુઝીકનું શીક્ષણ આપી ત્રીશ વરસમાં બસો વીદ્યાથીઓને ફતેહમંદીથી બહાર પાડયાં છે અને વખાણ-વાજોગ પરોપકારી જુસ્સાથી લાયક ખાતાંઓના લાભ માટે મુફત કોનસર્ટ કરી તેઓને સારી જેવી રકમો લાવી આપી છે. આ પુસ્તકમાં એમણે પોતાની સ્કુલ કારકીર્દીનો વગેરે જાણવાજોગ એહેવાલ આપ્યો છે. પુસ્તકમાં આપવામાં આવેલાં ટેસ્તીમોનયલો ઉપરથી એમનાં સંગીતનાં શીક્ષણની અને એમના તરફથી કરવામાં આવતા કોનસ્ટની કેવી કદર બુજવામાં આવે છે તે જોઈ શકાય છે.

૨૮-૩-૧૯૩૧. "સાંજ વત્તમાન."

## "પીઆનોનાં પાસાંમાં પીસતાલીસ વરસ.'
## 'સંગીતના શીક્ષણમાં સાડત્રીસ વરસ."
## જાણીતાં પારસી બાનુ સંગીત શીક્ષકની ઓટો-બાયોગ્રાફી.

"પીઆનોનાં પાસાંમાં પીસતાલીસ વર્ષ—સંગીતનાં શીક્ષણમાં સાડત્રીસ વર્ષ." ખરેજ એક મગરૂરીભરેલો અને માનભરેલો રેકર્ડ! પાંત્રીસ વર્ષોના લાંબા ગાળાંમાં એકસરખી ચીવટાઈ અને ફીદાગીરીથી એક હુન્નરને વળગી રહેવું, તે હુન્નરમાં ઉંચ કાબેલીયત સંપાદન કરવી, અને ત્યારપછી તે હુન્નરનો લાભ સેંકડો શીષ્યોને આપી તેઓનાં આભારી જીગરોના આશીર્વાદ મેળવવા—એવી કીર્તીવંત કારકીર્દી કાંઈ સઘળાં શીક્ષકોના નસીબમાં હોતી નથી. ઉંચાં કલાસીકલ ઇંગ્રેજી મ્યુઝીકના શીક્ષક તરીકેની પોતાની કારકીર્દીમાં. બાઈ ભીખાઇજી લીમજીભાઈ પાલમકોટ એવો જશ અને કીર્તી મેલવી શકયાં છે તેમાં એવણની ફતેહની મુખ્ય ચાવી એવણની ધીરજ, ખંત અને મહેનત છે તેનો પુરાવો એવણે બાહર પાડલો પોતાની જીંદગીનો રસીલો હેવાલ વાચતાં પાને પાનેથી મળી આવે છે.

આ પુસ્તકમાં મીસ ભીખાઇજી પાંલમકોટે અનેક જાણીતાં નરનારીઓ, મંડળો તથા છાપાઓ તરફથી મેળવેલાં સંખ્યાબંધ પ્રશંસાપત્રો તથા મતો સમાવવામાં આવ્યાં છે, જેમાં એક મહાત્મા ગાંધીજી તરફનો પણ છે. પુસ્તકના અંગ્રેજી ભાગનો દીબાચો મી૰ જી. દી. ત્રેલેને લખ્યો છે. ગુજરાતી વીભાગમાં મીસ પાલમકોટે પોતાની જીંદગીનો હેવાલ આપતાં ઇગ્રેજી મ્યુઝીકના અનુભવી શીક્ષક તરીકેની પોતાની મુશ્કેલીઓ અને જેહમતોનો અચ્છો ખ્યાલ આપ્યો છે, તેમ કરતાં તેવણ કેટલાંક ઇત્તરટચાક માબાપો અને ચીબાવળી છોકરીઓને ઘણી હીંમતથી ચીમકી લગાડી શીખામણના શબ્દો કહેવાને ચુકયાં નથી. તેમાંથી માત્ર થોડાજ શબ્દો અત્રે ઉતારીશું:—

"આજ કેટલુંક થયુ પારસીનાં છોકરાંઓમાં આપણે.શું જોઇએ છીએ? વળી ગુજરાતી અને અંગ્રેજી નીશાળોમાં પણ તેઓ પોતાનાં શીક્ષકોને નાફરમાન થાય છે, અને શીક્ષકોની પીઠ પાછળ બેઅદબ બની બકવા કરે છે! ઘર કેળવણીનો આ કંગાળ નમુનો છે! પાછળથી તેવાં છોકરાંઓ મા-બાપ તરફ પણ અભાવ દેખાડવાને લજવાયાં નથી, ખાવીંદથી પણ છુટાં પડીને મહીરાંની કુમક ઉપર મકરકુંડી ને મરડાટ કરીને ધણીને તજી ગયાં છે. પારસી માં-બાપોને બચ્ચાંઓને બચપણથીજ તાબેદારી કરતાં અને મોટાંઓ તથા વડીલોને માન આપતાં શીખવવાની બેદરકારીનું આવું આફતકારક પરીણામ આપણે જોઇએ છીએ."

નઠારી કેળવણીનાં પરીણામોનો આ ઘણો સાચ્ચો ચીતાર છે. મીસ પાલમકોટે પારસી માબાપોને તડ ને ફડ શબ્દોમાં જે કહી સમજાવ્યું છે તે, આપણે આશા રાખીશું કે, સારી અસર ઉપજાવનારૂં થઇ પડશે. ટુંકમાં, મીસ ભીખાઇજી પાલમકોટની ૪૫ વરસની ઉપયોગી કારકીર્દીનો હેવાલ ઉધરતી આલમ માટે વાંચવા લાયકજ નહીં પણ અભ્યાસ કરવા લાયક છે. એક ઉદ્યોગી બાનુ અમુક હુન્નર સંપાદન કરી, તેની ખંતથી ખીલવણી કરે તો તે આપબળથી આગળ વધી, તે હુન્નરથી પોતાનેજ નહીં પણ બીજાં સેંકડોને કેવો સંગીન લાભ કરી શકે છે, કોમની કીર્તીને જેબ આપે છે, અને પોતાના હુન્નરનાં બળે કોમની ઉપયોગી સ્વતંત્ર સેવા બજાવી શકે છે, તેનો એક અચુક પુરાવો મીસ ભીખાઇજી પાલમકોટની માનભરી, ઉપયોગી અને ઉદ્યોગી કારકીર્દી પુરી પાડે છે. આ બુજોર્ગ બાહોશ બાનુને તેમના ધંધામાં અમે હજુ પણ વધુ ઝળકતી ફતેહ ચાહીએ છીએ.

૨૯ મી માર્ચ, ૧૯૩૧. "કયસરે-હિન્દ."

## પીયાનોના પાસામાં ૪૫ વરષ.

મીસ ભીખાઇજી એલ. પાલમકોટ સંગીત શીક્ષીકા તરીકે આખા મુંબઈ શહેરમાં અને ખાસ કરીને પારસી આલમ વચ્ચે એટલાં બધાં સુપ્રસીધ્ધ છે કે તેમની ઓળખાણ આપવાની ભાગ્યેજ કંઈ જરૂર હોય. સંગીતને તેમણે પોતાની કમાણીનું સાધન કરવા ઉપરાંત તે વડે પરમારથ પણ સાધ્યો છે અને સંગીતના અનેક જલસા કરી સખાવતી ખાતાંઓને મદદ કરી છે. ૬૫ વર્ષની વયે પણ તેઓ હજુ ઉત્સાહભરી યુવતીને શરમાવે તેવો ઉમંગ અને ઝેણુ જાળવી રહ્યાં છે, તેમનાં તરફથી પોતાની કારકીરદીનું ઉપલું પુસ્તક પ્રગટ થયું છે. એમાં તેમણે પોતાના જીવનનો ખાટો મીઠો તેમજ કડવો અનુભવ રજુ કર્યો છે. તે જીવનના પ્રવેશ દ્વારમાં ઉભેલાં અને નાહીંમત બનનારાંઓએ વાંચવા જેવો છે. મીસ પાલમકોટના જીવનમાં કેવી કેવી મુશ્કેલી ઉભી થઇ હતી, અને તેમાંથી ફતેહમંદીથી પસાર થઇ પોતાનો ટેક કેવી રીતે જાળવી શકયાં તે આ પુસ્તક વાંચવાથી જોઇ શેકાય તેમ છે. મીસ પાલમકોટની એક ઇચ્છા મુંબઇ શહેર માટે 'કોન્સરટ હૉલ' બાંધવાની છે. તેમની એ ઇચ્છા ઝટ પાર પડે એવું અમે ઇચ્છીશું. આ હૉલ માટે રૂ. ૨,૦૦,૦૦૦ની જરૂર છે, અને એટલી રકમ તો તેમની પાસે શીક્ષણ લઈ જનારો વર્ગ ધારે તો પળ વારમાં કહાડી આપી શકે.

૧-૪-૧૯૩૧. "મુંબઈ સમાચાર."

---

## આપણી બાનુ શીક્ષકો.

### તેઓ તરફ કોમી કદરસનાશી અને ઉત્તેજન કયાં છે?

### પારસી અને દેશી મા-બાપોના કેટલાક અજબ જેવા અભખરાઓ.

### ઉંચા મ્યુઝીકના શીક્ષણ માટે કાબેલ પારસી શીક્ષકોને બદલે પરજાતીજ શીક્ષકો કાંય?

"......પણ એટલાંમાંજ આપણી સ્કુલોના રોદરાની સીમા આવી રહેતી નથી. આપણે લંડનની ત્રીનીટી કોલેજની મ્યુઝીકની એટલે

ય્યાનો, વાયોલીન તથા સીંગીંગની પરીક્ષાઓનાં પ્રગટ થતાં પરી-ણામો ઉપરથી જોઇએ છીએ કે પારસી છોકરીઓનો ઘણો મોટો ભાગ ઈંગ્રેજી મ્યુઝીક તરફ ખેંચાય છે. મ્યુઝીક જે દીલને રહાત આપનારી તથા સામાંઓને ખુશ કરનારી ખુદાઈ બક્ષેશ લેખાય છે, તેની સહેજબી વીરૂધ અમો બોલવા માંગતા નથી. સંસારને ખુશી, સંતોશી અને સુખી રાખનારૂં મ્યુઝીક એક મધુર અમૃત છે, પછી તે ઇંગ્રેજી હો, યા આપણું ઈંડીયન હો. હવે આપણે આપણાં શહેરની ગયા ૧૯૩૧ નાં સાલની ત્રીનીટી કોલેજની પ્રેકટીકલ–પીઆનો, વાયોલીન અને સીગીંગની–પરીક્ષાનું પરીણામ દાખલા તરીકે જોઇએ. એ પરીક્ષામાં ગયે સાલ ૮૧ પારસી છોક-રીઓ પસાર થઈ હતી. તેઓનાં પરીણામોની વીગતો ઉપરથી જણાય છે કે એ ૮૧ માંથી ૬૩ પારસી છોકરીઓ પરજાત પાસે મ્યુઝીકનાં લેસનો લઈને શીખી હતી, જ્યારે ફક્ત ૧૮ છોકરીઓએ પારસી મ્યુઝીક ટીચરોને હાથ શીક્ષણ લીધાં હતાં ! જે ફરીઆદ સ્કુલોના સંબંધમાં અમોએ રજુ કરી છે, તેજ ફરીઆદ અહીં વધારે તીક્ષણ રૂપમાં રજુ થાય છે. આજે પારસી બાનુ મ્યુઝીક ટીચરો મોટા ખરચ અને વખત તથા મહેનતના ભોગે મ્યુઝીક ટીચરના ડીપલોમાઓ લઈને એજ પ્રોફેશનમાં પડી પ્રમાણીક મહેનતથી કોમી ઉધરતી બહેનોને તેમજ ભાઈઓને મ્યુઝીક શીખવી માનભર્યો ગુજારો કરવાને બહાર પડી છે. ઉંચા કલાસીકલ ઇંગ્રજી મ્યુઝીક માટે આજે પારસી કોમમાં લાયક, તાલીમ પામેલાં બાનુ-શીક્ષકો આખી કોમની છોકરીઓની હાજત પુરી પાડી શકે તેટલી સંખ્યામાં છે; અને જે થોડાંકબી બાનુ ટીચરોને હાથે શીખેલી છોકરીઓ પસાર થવા પામી છે, તેઓ ઘણોજે વખાણુ-વાજોગ રેકોર્ડ રજુ કરતી જણાઈ છે. એજ મુજબ ૧૯૩૧ ની "થીઅરી"ની પરીક્ષામાં પસાર થયેલી ૩૬ છોકરીઓમાંથી ૨૩ જણીઓએ પરજાત ટીચરો પાસે શીક્ષણ લીધું હતું, જ્યારે ખુદ કોમના લાયક કુશળ ટીચરોને સામટી રીતે ફકત ૧૩ વીદ્યાર્થી-ઓની પેત્રનેજ મળવા પામી હતી ! અમોને સવાલ કરવાની ફરજ પડે છે કે, ગોરા અભખરાને ખાતર પરજાતી શીક્ષકોનેજ ખટા-

વવાની તથા પોતાની કોમની તેટલીજ કુસળ બાનુ શીક્ષકો તરફ સરચામ બેપરવાહી બતાવનારી આ વલણ પારસી માબાપોને શોભા આપનારી છે? આજના બેકારીના વખતનો અઇયામ બાજુ રાખતાં પણ, એક ગંભીર અને અગત્યનો સવાલ આપણું ધ્યાન ખેંચી રહે છે કે આબરૂદાર પારસી જવાન બાનુઓ કેવા ધંધામાં સ્વ-માન અને ઈજ્જત આબરૂથી પડી શકે. એ સવાલ અત્યાર અગાઉનો ઉભો થઇ ચુકયો છે. કાંઈ કોમની બધીજ જવાન નારો મેડીકલ ડીગ્રીઓ મેળવીને તબીબી પ્રોફેશન અખત્યાર કરી શકવાની નથી.

## મ્યુઝીકના લાયક હમદીન બાનુ શીક્ષકોની કદર કયાં છે?

પણ નબળી મનોવૃતીનાં અને કોમી સ્પીરીટ, કોમી લાગણી, કોમી દીલસોજી અને કોમી મગરૂરીને વીસારી મુકનારાં ખોટો અભખરો ધરાવનારાં પારસી માબાપો શરૂઆતથીજ આ હવે ખીલતા જતા પ્રોફેશનમાં પડેલી પોતાની બ્હેનોને બેકારીમાં કચડવાના તકસીરવારો બને છે, તે ખ્યાલજ ચોંકાવનારો છે. આ ટાંકણે જાણીતાં પાયોનીયર મ્યુઝીક શીક્ષક મીસ ભીખાઈજી પાલમકોટે પોતાનાં "ફોર્ટી-ફાઈવ યર્સ ઈન મ્યુઝીક," નામનાં પ્રગટ કરેલાં પુસ્તકમાં "મારો અનુભવ" દર્શાવતાં કરેલો અફસોસ અત્રે રજુ કરવાની લાલચ અમો થોભાવી શકતા નથી. તેવણ તેમાં જણાવે છે કે, "પારસીઓને બી ફીરંગી-ફીરંગણો, જાંગલા-મડમોનોજ ધખારો ને અભખરો છે." અફસોસ, કેટલું સાચ્ચું! અને તે હાલની બેકારીની બુમાબુમના વખતમાં કેટલું નીરાશી અને નાઉમેદીને જનમ આપનારૂં? આજે કોમી દાઝ, કોમી કદર, કોમી દીલસોજીના જેઓ ફડાકાઓ મારે છે, તેઓને ઉપલી કોમી નાકદરીની શરમીંદગીનો સફો અમો અર્પણ કરીશું. જે કોમમાં હમદીનોની હમદીલી ન હોય તેમાં બેકારી તો શું પણ એવી નાકદરીના બુરાં પરીણામો પણ હસ્તીમાં આવવા પામે તો તેમાં નવાઈ શું?

૩૧-૧-૧૯૩૨. "કયસરે-હિન્દ."

## મુંબઇના જાણીતાં પારસી બાનુ મ્યુઝીક શીક્ષકને મળેલું અસાધારણ માન.

## મીસ ભીખાઇજી. ભી. પાલમકોટની લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની એકેડેમીનાં લાઇફ એકેડેમીક મેમ્બર તરીકે નેમણુંક.

## એકેડેમીના વીદ્વાન ગણાતા ૫૦ મેમ્બરો (યુરોપીયન મ્યુઝીશીયનો) માંના એક ગણાવાનું અનુપમ માન મેળવનારાં પહેલવહેલાં પારસી અને હીંદી બાનુ.

મુંબઈના જાણીતાં પારસી બાનુ મ્યુઝીક શીક્ષક મીસ ભીખાઇજી ભીમજીભાઇ પાલમકોટ જેવણુ છેલ્લાં ૪૨ વરસ થયાં પારસી કોમમાં ઉંચાં કલાસીકલ ઇંગ્રેજી સંગીતનું શીક્ષણ આપતાં આવ્યાં છે, જેવણના હાથ હેઠળ સેંકડો પારસી છોકરીઓ ઉંચું શીક્ષણ પધ્ધતીપુવર્ક મેળવીને ફતેહો મેળવવાને સામર્થવાન બની છે, અને જેવણે ગોયા પોતાના એ હુન્નરની ખીલવણી માટે તન, મન અને ધન અર્પણ કર્યું છે, જેવણે એ શીક્ષણ આપવામાં પોતે મેળવેલી આવકમાંથી ૧૫ કોનસર્ટો કરીને તેમાંના છેલ્લા ૧૦ કોનસર્ટોથી ઉપજેલી રૂ. ૩૪ હજાર ઉપરની નાદર રકમ જુદા જુદા સખાવતી ખાતાંઓને અત્યાર સુધીમાં આપી દીધી છે, અને જેવણે પારસી લેડી મ્યુઝીક શીક્ષક (પ્રોફેસર ઓફ મ્યુઝીક) તરીકે પોતાને પાયોનીયર પુરવાર કરી આપ્યાં છે, તેવણની અસાધારણ કુશળતા, લાયકાત અને મ્યુઝીકની સેવાની લાયક પીછાણ કરીને પશ્ચીમ તરફના વીદ્વાન મ્યુઝીશીયનોએ લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની એકેડેમીનાં લાઈફ એકેડેમીક મેમ્બર તરીકે નેમવાનું અસાધારણ માન તેવણને આપ્યું છે, એમ લંડનથી હાલ મળેલી ખબર ઉપરથી જણાવતાં ખુશાલી ઉપજે છે. જો કે મીસ ભીખાઇજી પાલમકોટ છેલ્લાં વીસ વર્ષો સુધી એ એકૅડેમીનાં મેમ્બર તો હતાં, પણ તેના લાઈફ મેમ્બર તરીકે નેમાવાનું માન એકેડેમીનાં ૫૦ વીખ્યાત યુરોપીયન મ્યુઝીશ્યનોજ ધરાવે છે. જેવું અનુપમ માન એક હીંદી અને ખાસ કરીને પારસી બાનુ મેળવવાને નસીબવંત

નીવડયાં છે તે પારસી કોમ માટે એક નોંધલાયક અને મગરૂરી-ભરેલો બનાવ લેખાશે.

એઓ છેલ્લાં ૪૨ વરસ થયાં ઈંગ્રેજી મ્યુઝીકનું ઉંચું શીક્ષણ આપે છે, અને હાલ ૬૬ વરસની વૃધ વયે પુગવા છતાં પણ એક જવાન છોકરી માફક વજાડે છે, શીખવે છે અને પોતાનાં શીષ્યોને પુખ્ત જ્ઞાન સાથે પસાર કરાવે છે, એ રીતે મીસ ભીખાઈજી પાલમકોટે સંગીતમાં અને પશ્ચીમ તરફના હુન્નરમાં જે કરી દેખાડયું છે, તેવો મગરૂર રેકર્ડ હીંદુસ્તાનમાં કોઇ પણ મ્યુઝીશીયન આજે બતાવી શકે તેમ નથી. ખાસ નોંધલાયક તો એ છે કે પશ્ચીમ તરફના વીદવાન મ્યુઝીશીયનોએ મીસ ભીખાઈજી પાલમ-કોટની ઉંચા સંગીતના જ્ઞાનની લાયક કદર બુજી છે, ત્યારે અફસોસભરેલું લેખાશે કે ગોરી ચામડીના અભખરા પાછળ તણાતાં ઘસડાતાં ઘણાંક પારસી કુટુંબો પોતાનાં બચ્ચાંઓને એવાં કુશળ અને અનુભવી બાનુ શીક્ષકની ઉંચી તાલીમ તરબીયત હેઠળ ઇંગ્રેજી સંગીતનું પધ્ધતીપુર્વક પુખ્ત જ્ઞાન આપી અપાવી તેમની લાયકાતની પીછાણ કરવાને ખેદભરેલું પછાતપણું બતાવતાં રહ્યાં છે !

મીસ ભીખાઈજી પાલમકોટને મ્યુઝીકમાં મળેલા આવાં અનુપમ અને અસાધારણ માન માટે તેમને ખરાં જીગરની મુબારકબાદી આપી, તેવણને લાંબાં આયુષ્ય સાથે હજુ પણ વધુ ઝળકતી ફતેહો ઇચ્છીએ છીએ.

૨૧-૮-૧૯૩૨ "કયસરે-હિન્દ"

——:૦:——

(લેખકઃ–ગોરદાફરીદ.)

મારી સદગુણી જઈફ બહેન મીસ ભીખાઈજી પાલમકોટને હું ખરાં જીગરની આજે મુબારકબાદી આપું છું. એ મુબારકબાદી

હું કાંઇ અમથી નથી આપતી. આખાં ૪૨ વરસ વેર એક બાનુ એકજ ચીતે એક મ્યુઝીકની વીદયાનો અભ્યાસ ચાલુ રાખે, જવાન ઉધરતાં વર્ગને હોંશ અને ઉમંગથી શીખાડે, અને કોમની અંદર પેવસ થયલો એક ખોટો ખ્યાલ કે-"બસ મડમ મ્યુઝીશ્યન હોય તેજ ઇંગ્લીશ કલાસીકલ મ્યુઝીક શીખવી શકે" તે ધખારાને મીસ ભીખાઇજીએ પોતાની બાહોશી અને લાયકાતથી દુર કરી આપ્યો છે. કોમની પુષ્કળ બાળાઓ તથા બેહનોને એ વીદયા શીખાડીને હુશયાર અને લાયક બનાવી છે. પોતે જે વીદયા મેળવી તેનો લાભ બીજાંઓને આપીને કોમમાં ઉંચાં ઇંગ્લીશ મ્યુઝીકનો મોટો ફેલાવો કર્યો છે. તેવણની અસાધારણ કુશળતા અને મ્યુઝીકની લાયકાત તપાસીને લંડનની 'ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક'નાં એકેડેમીક લાઈફ મેમ્બર તરીકે નેમણુંક કરી છે. આ માન બહેન ભીખાઈજી કયાંથી લઈ આવ્યાં? તે કાંઇ તેવણે લાગવગથી કે વેચતું નથી લીધું. પોતાની બાહોશીની લાયક કસોટી તેવણે પુરવાર કરી, અને તેનું આ માનભરેલું ઇનામ મેળવ્યું છે. એવું લાઈફ મેમ્બર તરીકે નેમાવાનું માન આખી એકેડેમીમાં માત્ર ૫૦ વીખ્યાત યુરોપીયન મ્યુઝીશનોજ ધરાવે છે. તે માન એક આપણી હમકોમની બેહનને મલે તે જોઈને કોણ હરખ નહી પામે? ૬૬ વરસની જઈફ વયે એ બેહનનો મ્યુઝીક ઉત્સાહ હજીબી જેવો ને તેવોજ છે, તે માટે તેવણને મુબારકબાદી ઘટે છે. જેઓ મડમોનાં નામ પાછળ પછાડા મારીને એક નવી જાતની ક્રીશ્ચયન હવા ઘરમાં બારી વાટે દાખલ કરે છે, તેઓ આ પોતાની હમજાત બેહનનેજ કાંય નહી ઉત્તેજન આપીને લાભ મેલવે? બેહન ભીખાઈજીને એક છોકરી સોંપવી તે તેમના ગુણ સંપાદન કરવા સોંપવા બરાબર છે. જ્યારે તમારી આંખની સામે તમારી કોમની એક બેહન ભલા ઇંગ્રેજ મ્યુઝીશયનોને મહાત કરી શકે એવી શકતી અને કુશળતા ધરાવે છે, તો મારી પ્યારી બેહનો તમારાં બચ્ચાંઓને પારકા અને પરાયા હાથોમાં કાંય સોંપો છો?

૨૮-૮-૧૯૩૨. "કયસરે-હિન્દ."

## મ્યુઝીકના શોખીન માબાપોને એક અરજ.

---

## તમારી બેટીઓનું પાંખડુ દીલસોજ હમદીન બાનુઓનાં હાથમાં સલામતી સાથે સોંપવાની તમારી ફરજ.

---

## મ્યુઝીકમાંબી હીશીયારી–કલાસીકલ મ્યુઝીકને બદલે "ડાન્સ મ્યુઝીક" ઉપર કેટલાક માબાપોની મોહીની–પરણ્યા પછી એવા મ્યુઝીક ઉપર મોઢું મીડું !

---

[ લખનાર–એક જરથોસ્તી બાનુ. ]

કલાસીકલ પીઆનો મ્યુઝીકનું ઉચું જ્ઞાન આપણી ઘણી પારસી બેટીઓને આપવામાં જાણીતાં થયલાં ભલાં, નેક, સાદાં અને ધીરજવંત બાનુ મીસ ભીખાઇજી. લીમજીભાઇ. પાલમકોટ જેવણુ લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની એકેડેમીના લાઇફ મેમ્બર નેમાયાં છે, તે માટે એઓને મુબારકબાદી આપવામાં સામેલ થવાને મને ખરેજ ખુશાલી ઉપજે છે.

સાહેબ, તમે તમારા કયસરે હીંદમાં અનેક વખત બળાપાનો અવાજ બહાર પાડતા આવ્યા છો કે પારસી માબાપો પરકોમના મ્યુઝીક શીક્ષકોનેજ મોટી મોટી ફી આપી ખટાવે છે, તે તમારા ખુલ્લા દીલના અભીપ્રાય સાથે હું તદન મળતી થઈ અફસોસ કરૂં છું કે પીઆનો શીખવવા માટે પારસી માબાપો પોતાના કુમળી વયના નાદાન બચ્ચાંઓને પરકોમના શીક્ષકો–ખાસ કરી ક્રીશચ્યન લેડીઝ ને ગોવાનીઝ માસ્તરોને સોંપવાનું વધારે પસંદ કરે છે કે જ્યારે આપણી ઉધરતી કોમ માટે મીસ ભીખાઇજી. પાલમકોટ અને તેમાં કેટલાંક પારસી કાબેલ બાનુઓ ઉંચ કલાસીકલ પીઆનો મ્યુઝીક શીખવવા માટે જાણીતાં થયાં છે અને પોતાની લાયકાત માટે તે ઉંચા દીપલોમાં અને પોતાના ઉસ્તાદોને હાથની સર્ટી-ફીકેટસબી ધરાવે છે, તે સઉ જાણ્યા છતાંબી જેમ પોતાની બેટીઓને

જાંગલા-જાંગલીની અને ફરંગાની સ્કુલમાં મોકલવાનુ વધુ પસંદ કરે છે, તેમજ મ્યુઝીકમાંખી સમજે છે, જેમાં મોટી ભુલ કરે છે. કારણ કે જેમ એક ભલી વીદવાન બાનુ પોતાના બચ્ચાંને એક બહારના ઉસ્તાદ કરતાં પોતાના બચ્ચાંની નબળાઇ, ખામી અને મુશ્કેલીઓ જાણીને એક માતા તરીકેના પ્યારથી વધારે ધીરજ, હીકમત ને કુશળતાથી શીખવી શકે છે, તેવાં એક જરથોસ્તી બચ્ચાંને ખાસ કરી મ્યુઝીક જેવી બીકટ બાબદનું જ્ઞાન એક દરેક રીતે ભલી અને કાબેલ જરથોસ્તી પીએનીસ્ટ કે વાયોલીનીસ્ટ બાહરના શીક્ષકો કરતાં પોતાના હમદીન બચ્ચાંઓને ખરી લાગણી, કાળજી ને કુશળતાથી પોતાની સરળ ભાષામાં મ્યુઝીકની 'થીઅરી' વગેરે સમજાવી પક્કે પાયે મ્યુઝીક શીખવી શકે છે.

આપણા વાંચવામાં આવે છે કે પારસી છોકરીઓ વરસમાં બે વખત કેટલી મોટી સંખ્યામાં ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની પરીક્ષામાં પસાર થાય છે, ને તેઓના શીક્ષકોના નામોખી વાંચ્યે છીએ તો માલમ પડે છે કે ફકટ ગણત્રીના થોડાંજ પારસી બાનુ શીક્ષકો સીવાય બાકીના બધા પરકોમના હોય છે. અલબત, આપણને કબુલ્યા વગર નથી ચાલતું કે ઇંગ્લીશ મ્યુઝીકનું ઉંચું art આપણી કોમમાં પહેલું આમેજ કરનાર તો ખુદ યુરોપીયન ને ફોરેન પીએનીસ્ટસ ને વાયોલીનીસ્ટોજ હતા ને છે. ભલે મુંબઇના સઉથી કાબેલ ઉસ્તાદો પાસ પઈસાવાલાઓ મોહ માંગી ફીએ મ્યુઝીક પોતાનાં બચ્ચાંને શીખવે તો તે સામે મને જરાએ બોલવાનો હક નથી; પણ જ્યારે એવા મોટા ઇંગ્રેજ ને ઈટેલ્યન ઉસ્તાદોથી ઉતરતી પદવીવાલાને સઉ સઉના ગજવાને પોશાય તેમ પસંદગી આપે છે, ત્યારે કાંય નહી આપણી હમદીન બ્હેનોને તે પસંદગી આપવી કે જેથી કરી ભલાં લાયક પારસી બાનું-શીક્ષકના સર્વે ઉત્તમ ગુણો સંપાદન કરવામાં હરીફાઈ કરી શકે ને જેથી કરી આગળ ચાલતાં દુ:ખ-સુખને વખતે પોતે સંસારમાં ઉપયોગી થઇ પડે તેમ કલાસીકલ મ્યુઝીકનું તેવું સંગીન જ્ઞાન લીધેલું હોવાથી એક નવા શીક્ષક તરીકે મ્યુઝીક ટયુશનો આપવાનીબી હીંમત કરી શકે કે જેમ કરીને મીસ ભીખાઈજી પાલમકોટનો દાખલો લઈને મારી

જાણુમાં એઓના ઘણા pupils મ્યુઝીક ટયુશનો આપી રળતા કમાતાં થયલાં છે.

બીજું, જયારથી આપણામાં પીઆનોનું શીક્ષણ આપવામાં આવ્યું છે, ત્યારથી ઘણી દીલીગીરી સાથ જોતાં આવ્યાં છીએ કે પારસીઓ ઈંગ્રેજી નકલ કરીને પોતાની બેટીઓને પીઆનોનું સંગીન જ્ઞાન આપવા કરતાં ઉપર-ટપકેનું, ખાસ કરી dance music ની મોહીની પર વધુ જાય છે, તે એટલાજ માટે કે દીકરી જલદીથી તોમતુમ કરી જાણે તો લોકમાં સારૂં લાગે ને "માય, દીકરી પીઆનોબી વગાડે છે" એમ જણાવી લગનના બજારમાં મોટાઈ લેવડાવે છે! હવે એ મોટાઇ ભલે પઈસે પુર મોટાં લોક બતાવે તો ફેશનને ખાતર તેઓને પાલવે, પણ તેવાંઓની નકલ વચલે વાંધેના મધ્યમ વર્ગના તેમ કર્યા અગાઉ પોતાની ખરી સ્થીતી જોઈ તેમજ દીકરી માયનુ' સાદું રંગરૂપ હોય તો તે જોઇ વીચાર કરે કે મારી બેટીને એવું તો સાસરૂં નથી મળવાનું કે જ્યાં ધણીજી ગરીબ નાના ઘરમાં પીઆનોબી અપાવી રાખી શકે, પછી તે છતાં એવું ઉપરટપકેનું dance મ્યુઝીકનું જ્ઞાન લીધેલી બેટી પોતાનાં સાસરાંમા સંસારમાં પોતાની રાંધણીના પીઆનાને બાજુએ મુકી તે વાપરવાનું પોતાના દરજ્જાથી ઉતરતું સમજી હોટેલના ભોણા પર રહી સુખી થવાને બદલે દુખી બને છે.

સાહેબ, તમો મને બતાવશો કે આપણી કોમમાં કેટલાં બાનું-ઓએ પોતાના ધણીના ઘરમાં મ્યુઝીક જેવું ઉમદા Art ચાલુ રાખ્યું છે, અને પીઆનો કે વાયોલીન વગાડવાનું ભુલી નથી ગયાં! બસ પરણ્યા અગાઉ દેખાદેખીને ખાતર શીખ્યાં ને વગાડયું તેજ, પછી તો ધણીજીએ પસંદ કીધા કે બસ, કોઇ કેહેશે કે બચ્ચાં છોકરાંની જંજાળમાં પડવાથી મુકી દીધું, પણ જો બધાંજ બાનુઓ એમ કરે ને પરણ્યા પછી નજ વગાડે તો પછી મ્યુઝીકની ખરી કીંમત તો એજ થઇ કે? મ્યુઝીક તો ત્યારેજ ગુણવંતુ ગણાય કે જ્યારે એક થાકેલા ને હાડમાર થયલા જીગરને આરામ ને સુખ પોતાની મધુરતાથી બક્ષે, ને રડતાંનેબી હસતુ રમતું કરી

નાખે. સામી કુમારી જીંદગી કરતાં આજની હજારો હાંદેસાની મારેલી સંસારી જીંદગીમાં તો મ્યુઝીકની ખુબી ઓરજ હોવી જોઇએ કે જેને બદલે અફસોસ કે મ્યુઝીક જેવા ખુદાઇ Art ને તમે કુમારીકાઓના લગનના બજારમાં એક પરણાવવાના licence તરીકેજ ગણાવો છો, અને તેમ થયાથી શું શું મેહનત ને જેહમતે આવું ઉંચું art સંપાદન કીધેલાં પર પાણીજ ફેરવો તો પછી એવું કામચલાઉ જ્ઞાન કામતુંજ શું? અલબતાં જો ખરૂં સંગીન જ્ઞાન મ્યુઝીકમાં લીધું હોય તો તે વરસો સુધી પ્રેકટીસ નહીંબી કરી શકયાં હોવ તોબી ફુરસુદે અવરનવર વગાડવાથી ભુલાતું નથીજ, વાસ્તે મારાં હમદીન બ્હેનો તમારી બેટીઓને પીઆનો કે વાયોલીન શીખવો તે દેખાદેખીને ખાતર નહીં, પણ તમારી બેટીનાં પોતાનાં ભવીષ્યનાં સુખને ખાતરજ બધો વીચાર કરી આપણા હમદીન કાબેલ બાનું શીક્ષકોના હાથમાં તેઓનું પાંખડું સોંપવે ઘણો ફાયદો મેળવશો. જેમ બીજી બધી બાબદોનું જ્ઞાન ને કોઈબી હુન્નર જાણેલો દુઃખ-સુખમાં ઘણો કામ આવે છે, તેમજ મ્યુઝીકનું જ્ઞાનબી સુખમાંજ નહીં, પણ દુઃખમાંબી કામ લાગે ને તમારી બેટીને મુશ્કેલીના વખતમાં પોતાનું સ્વમાન રાખી આપબળથી સ્વતંત્ર કરી શકે. ત્યારેજ મ્યુઝીકની ખરી કદર બુજાયલી જાણવી.

૧૧-૯-૧૯૩૨. "કયસરે હિંન્દ."

---

## માસિક મુશાહેમત.

(લખનાર:—મેહેરાં દેસાઇ)

મુંબઇના જાણીતાં પારસી બાનુ મ્યુઝીક શીક્ષક મીસ ભીખાઈજી. ભીમજીભાઇ. પાલમકોટ, જેવણ છેલ્લાં ૪૨ વરસ થયાં પારસી કોમમાં ઉંચાં કલાસીકલ ઇંગ્રેજી સંગીતનું શીક્ષણ આપતાં આવ્યાં છે, જેવણના હાથ હેઠલ સેંકડો પારસી છોકરીઓ ઉંચું શીક્ષણ પધ્ધતીપુર્વક મેળવીને ફતેહો મેળવવાને સામર્થવાન બની છે, અને જેવણે ગોયા પોતાના એ હુન્નરની ખીલવણી માટે તન મન અને ધન અર્પણ કર્યું છે, જેવણે એ શીક્ષણ આપવામાં પોતે મેળવેલી આવકમાંથી ૧૫ કોનસર્ટો કરીને તેમાંના છેલ્લા ૧૦

કોનસર્ટોથી ઉપજેલી રૂ. ૩૪ હજાર ઉપરની નાદર રકમ જુદા જુદા સખાવતી ખાતાંઓને અત્યાર સુધીમાં આપી દીધી છે, અને જેવણે પારસી લેડી મ્યુઝીક શીક્ષક (પ્રોફેસર ઓફ મ્યુઝીક) તરીકે પોતાને **પાયોનીયર** પુરવાર કરી આપ્યાં છે, તેવણની અસાધારણ કુશળતા, લાયકાત અને મ્યુઝીકની સેવાની લાયક પીછાણ કરીને પશ્ચીમ તરફના વીદ્વાન મ્યુઝીશીયનોએ લંડનની ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝીકની એકેડેમીનાં લાઈફ એકેડેમીક મેમ્બર તરીકે નેમવાનું અસાધારણ માન તેવણને આપ્યું છે. એમ લંડનથી હાલ મળેલી ખબર ઉપરથી જણાવતાં ખુશાલી ઉપજે છે. જો કે બ્હેન ભીખાઇજી. પાલમકોટ છેલ્લાં વીસ વરસો થયાં એ એકેડેમીનાં મેમબર તો હતાં, પણ તેના લાઈફ મેમબર તરીકે નેમાવાનું માન એકેડેમીના ૫૦ વીખ્યાત યુરોપીયન મ્યુઝીશ્યનોજ ધરાવે છે જેવું અનુપમ માન એક હીંદી અને ખાસ કરીને પારસી બ્હેન મેળવવાને નશીબવંત નીવડયાં છે, તે પનોતી પારસી કોમ માટે એક નોંધલાયક અને મગરૂરીભરેલો બનાવ છે.

એ બાહોશ બ્હેન છેલ્લાં ૪૨ વરસ થયાં ઇંગ્રેજી મ્યુઝીકનું ઉંચું શિક્ષણ આપે છે અને હાલ ૬૬ વરસની વૃદ્ધ વયે પુગવા છતાં પણ એક જવાન છોકરી માફક વજાડે છે, શીખવે છે અને પોતાનાં શીષ્યોને પુખ્ત જ્ઞાન સાથે પસાર કરાવે છે. એ રીતે મીસ ભીખાઇજી પાલમકોટે સંગીતમાં અને પશ્ચીમ તરફના હુન્નરમાં જે કરી દેખાડયું છે, તેવો મગરૂર રેકર્ડ હીંદુસ્તાનમાં કોઈ પણ મ્યુઝીશીયન આજે બતાવી શકે તેમ નથી. ખાસ નોંધલાયક તો એ છે કે પશ્ચીમ તરફના વીદ્વાન મ્યુઝીશીયનોએ મીસ ભીખાઇજી પાલમકોટની ઉંચા સંગીતના જ્ઞાનની લાયક કદર બુજી છે, ત્યારે અફસોસભરેલું લેખાશે કે ગોરી ચામડીના અભખરા પાછળ તણાતાં ઘસડાતાં ઘણાંક પારસી કુટુંબો પોતાનાં બચ્ચાંઓને એવાં કુશળ અને અનુભવી બાનું શીક્ષકની ઉંચી તાલીમ તરબીયત હેઠળ ઇંગ્રેજી સંગીતનું પધ્ધતીપુર્વક પુખ્ત જ્ઞાન આપી અપાવી તેમની લાયકાતની પીછાણ કરવાને ખેદભરેલું પછાતપણું બતાવતાં રહ્યાં છે.

મીસ ભીખાઇજી પાલમકોટને મ્યુઝીકમાં મળેલા આવાં અનુપમ અને અસાધારણ માન માટે ખરાં જીગરની મુબારકબાદી આપી, તેવણને લાંબાં આયુષ્ય સાથે હજુ પણ વધુ ઝળકતી ફતેહો હું આજનાં સબકતાં સાલના નવા સબકતા રોજે ઇચ્છું છું.

સપટેમ્બર ૧૯૩૨. "નવરંગ"

---

મિસ ભીખાઇજી. લીમજીભાઇ. પાલમકોટને એમના

## સંગીતના શિક્ષકો, શિષ્યો તથા તેમના માત-પિતા, મિત્રો અને એમનું ભલું-ઇચ્છનારાંઓ તરફથી માંગ્યા વગર મળેલા અભિપ્રાય અને મત

### એક યુરોપીયન ઉસતાદના કોનસર્ટમા એક પારસી બાનુંનો પીઆનો.

"......એક ઈટાલીયન ઉસતાદ પીઆનીસટ પીઆના પરનો પોતાનો નાદર હુનર દેખાડવા એક પારસી બાનુનો પીઆનો પસંદ કરે, તયારે તે વાજીંત્ર અલબતાં ઘણું સુંદર અને સરસ હોવું જોઇએ. પ્રોફેસર સકીનઝીએ મીસ ભીખાઈજી. પાલમકોટનો ઇરારડ ઓરકેસ્ત્રલ કૉનસરટ ગ્રેન્ડ પીઆનો વગાડયો હતો. અને જ્યારે આ પીઆનીસટના પુખત કેળવાયલાં આંગળાંઓએ તેના સુંદર અવાજની ખરી ખુબી બાહેર કાઢી હતી, ત્યારે ટાઉન હોલમાં વાજીંત્રની, અને વગાડનારની બંનેની પ્રેસંસા પ્રેગટી નીકળી હતી. ......અમે નહી ધારતા કે બબે ઘોડાની ગાડીઓ ફડકાવતા પારસી બડેખાંઓનાં મકાનોમાં આવું કીંમતી, અને સુંદર વાજીંત્ર હોય. બાઇ ભીખાઈજીનો મયુઝીક તરફનો આ એક ઉંચો 'ટેસટ' દેખાડે છે......"

"અખબારે સોદાગર."

૨-૩-૧૯૦૬.

"......"અજલનો ફરેસ્તો" ની તમારી કીમતી કેતાબ મને ગઈ કાલે મળી છે, અને તે જોઇ હું ઘણો ખુશી થયો છું. તમે એ ગ્રંથ ઘણા બરહિંગામ વખ્તે બાહાર પાડયો છે, જેથી દુઃખાયલી લાગણીને બહુ શાંતિઃ મળે એમ છે, એમાં મારા મરહુમ ભલા મિત્ર ભાઇ સોરાબનું વ્હાલું મુખાર્વિંદ જોઇ મારૂં જીગર જલી ગયું છે. તસવીર ઘણી અચ્છી પડી છે. બેહેનજી એ તસવીરની એકાદ બે છુટી 'કૉપી' એમાની હોય તો મને જરૂર મોકલજો ......આરસીમાં મુકવાને લાયક છે......"

તારાપોર, "દાદી. એ. તારાપોરવાળા."

તા. ૧૪-૪-૧૯૧૦.

---

## અજલનો ફરેસ્તો વિષે.

"......એ વીશેનું તમારૂ ઉમદા લખાણ વારંમવાર ચોપાની-આંમાં આવીઉં હતું, તેની ઉપર હુ ખચીત મોહીત પડીઓ હતો. અને તેની જેટલી વખાણ કરૂં તેટલી થોડીજ છે, તે સાહેબ તમારો નેગેબાંન થાજો, અને એવાં લખાણ કરવાને વધુ અને વધુ શકતીવાન કરજો......"

"હોરમસજી. મેરવાનજી. નારીએલવાલા."

૨૦-૮-૧૯૧૦.

"જીજીભાઇ કાસતલ" પુના.

---

" ...વીનીશયન લેસના કૉલર માટે આપને સોનાનો ચાંદ મળ્યો તે સાંભળી અમો બહુ ખુશી છીયે, અને આપને મુબારક-બાદી આપવાની રજા લઈએ છીયે......"

"ફીરોઝશાહ. જહાંગીર. મરઝબાન."

તા. ૨૫-૧-૧૯૧૧.

---

"......અજલના ફરેસ્તાનો વિષય જ્યારે વરસો આગમજ માસિક મજાહમાં કડકે કડકે છપાતો હતો, ત્યારે હું તે ઘણી ઉલટ સાથે

વાંચી ખરાં દિલથી વખાણતો હતો અને તેથી હું ખરેખર ઘણો ખુશી છું કે તે તમોએ પુસ્તક રૂપે પાછો પ્રગટ કીધો છે,

"આજે ગુજરાતી સાહિત્યમાં એવાં પુસ્તકોની ઘણી જરૂર છે, અને અમારી નીશાળોની ઉમરે પુગેલી છોકરીઓને ઇનામમાં આપવા માટે તેનો ઉપયોગ કરવો વાસ્તવીક થઇ પડશે."

"રૂ. પે. મસાની."

તા. ૧૧-૨-૧૯૧૧.

---

"......તમને એ લખાણ ગમ્યું તે જાણી ખુશી થઈ છું. પણ તમારૂં પોતાનું લખાણ એવું સરસ ને દરેક વખાણને લાયક છે, કે તેની રૂડી પિછાન કરવી એ મેં તો માત્ર મ્હારી ફર્જ બજાવી છે. ઉપકારી તો તમે વાંચક-વર્ગને આવું ઉત્તમ લખાણ બખશીને કીધો છે."

"શીરીન. કેખુશરો. કાબરાજી."

તા. ૯-૯-૧૯૧૧.

---

"......તમારી રોકાણોથી હુ અંજાણ નથી, અને તેને માટે હું ખરેજ તમોને મુબારકબાદી આપું છું. ખુદા કરે અને તમે સદા એજ રીતે રોકાયલાં રહો. તમારી નામનામાં વધારો થાય એવી મારી દુવા છે, તમને જે અનુપમ માન મળ્યું છે, તેને માટે આ તકે હું તમને મુબારકબાદી આપું છું, અને તમને મળેલાં માનથી—તમારી sex ની એક તરીકે—હું મગરૂર થાઉં છુ."

"ગુલબાઇ. શોરાબજી. જમશેદજી."

તા. ૨૩-૧-૧૯૧૪.

---

"......મ્હારા સખુન ખાતર તમોએ નીયમીત તસદી લઈ હમારા પ્રભાતને વફાદારીથી વળગી રહ્યાં, તેને માટે બરજોર અને હું તમારાં ઘણાજ આભારી છઇએ. જે જે લેખકોને હમોએ મેલવ્યાં હતાં

તેમાં તમેજ હુમોને છેવટ સુધી વળગી રહ્યાં હતાં, તે ખચીત તમોને ઘણુ માનભર્યું છે."

"ખરશેદજી. જે. બ. વાહડીયા."

તા. ૨૭-૬-૧૯૧૫.

---

"......તમારાં લખાણુ બાબે પૂછપરછ થયા કરે છે. કોઇ કહે છે કે બાઈ ભીખાઈજી વેલાંત ગયાંછ, જરમની ગયાંછ, કે રશીયા—કે આજ મહીનાઓ થયા મ્યુઝીક કોલમ 'કયસર'માંથી કેઠી ગુમ થઈ ગઈ છે! હવે એ લોકને શુ જવાબ આપું તે મને સુઝ પડતું નથી—મારી મુઝવણ અને ગુચવણનો ગાંઠ છુટો કરવાનો કંઈ રસ્તો દેખાડશો—કંઈ ગાજશો—વરસશો?—પડઘા પડે છે—ક્યારે? ક્યારે?

"મી. કાંટાવાળાના ભાષણમાં તમો બેહન સંબંધી (સાહિત્ય સંબંધી) મગરૂરી લેવા જોગ ઈશારો થયો છે......"

"એરચશાહ. રૂસ્તમજી. હીરજીબહેદીન."

તા. ૧૫-૭-૧૯૧૫.

---

"......તમારો માયાભર્યો રસીલો પત્ર મને સહીસલામત મળ્યો છે. અને તે વાંચ્યા પછી જો કે દરેક વાતે હું ઝેપલીનોનાં હુમલાની ચીતાં રાખતો હતો, છતાં કેઠી 'કયસરે હિન્દ'ની ઑફીસ આસપાસના વાતાવરણમાં એવી કાંઈ જાદુઈ અસર સમાઈ હશે કે જેથી તેવા હુમલા હવામાંજ હલી મલી ત્યાંનાં ત્યાંજ પરપોટા માફક પુટી જતા હોય તો કોણ જાણે?

"વારૂ, હવે તો તમે તમારા માનીતા કૉનસ્ટ'માં ફતેહ મેળવી તમારી કીર્તિની કલગીરમાં એક પીછું ઉમેરીને પરવાર્યાં—થાકબી હવે ઉતરેલી હોવી જોઇએ—તો હું એમ પુછું કે "મ્યુઝિક કૉલમ" હજુ અણદીઠ કાંય? આવતાં અથવાડીયેથી તે શરૂ કરવી પડશે—જો આવતા મંગલવાર સુધીમાં તે મારાં હાથમાં નહિ આવી તો

જોઈ લેવો પછી કે "કયસર" તમને જંપીને બેસવા દે છ કે? તમે જાણોછો તો ખરાં કે છાપાના અધિપતીને છેડીને કોઈ સુખી થયું નથી, અને તેમાં એરચશાહ છેડાયા તો પછી જોઇ લેજો કે તમને ખંબાલા હીલથી એકાએક ઉપડીને લડાઇના મેદાનમાં ઝીપલાવવું પડે છે કે નહિં ?

"તમે તો કરારના જીવે હવે કૉનસર્ટ પુરો થયો એટલે મીઠ્ઠી ઉંઘ કાઢો છો, ને આપણી વાત બાબે તો સસેકા તીન પાંઉજ??? નાં, બા, નાં, હું તમને એ કામ સરંજામ ઉતરાવ્યા વગર જંપીને બેસવા દેવાનોજ નથી. આવતા બુધવાર સુધીમાં કંઇ શુભ સમાચાર લાવશો—કંઈ ગાજશો—કંઈ બજાવશો—કંઇ આતુર દીલને ખુશાલીથી ખીલવશો—બોલોની,—માય મારાં—હવે યાદ આવી કે—તમે ભૂલી જાવો છો—તમે અસમખાદ્દા કરી જાવો છો, પણ હું તેમ કરવા દેવું કેમ? વારૂ, જોવુછું તો, તમે આવતા બુધવાર સુધીમાં ઉપલી બન્ને ચીજોમાં અમારી કસોટીમાંથી કેમ પસાર થાવો છો—જેનું પરીણામ આવતા અંકમા અમો જાહેર કરીશું......"

"એરચશાહ. રૂસ્તમજી. હીરજીબહેદીન."

તા. ૯-૧૦-૧૯૧૫.

---

"મારાં મેહરબાન બેહનજી ભીખાઈજી,

"તમો બેહનનું કાગળ તેમજ કાર્ડસ મલ્યા છે. મારી ધણીયાણી રતનબાઇ ઘણીજ એકાંત અને એકમાર્ગી ખવાસની છે—તે કોઇ દહાડે બી એવા જાહેર મેળાવડામાં જતી નથી. પણ બેહનજી મેં તમારાં પ્યુપીલોની મ્યુઝીકલ કુશળતા માટે ઘણું સાંભળ્યું છે, અને ખચીતજ કોઇ પ્રસંગે તમો બેહનના કોનસર્ટમાં આવવા હું આતુર છું. પણ કમનસીબે હમણા તો "અનજુમન સભા" ના "કોનસટ" (!) માં હું એટલો અંઠાઈ ગયલો છું કે હવે તો જીવ કંટાલી ગયો છે. બેહનજી— આ વખત મને માફ કરશો. બીજી વખત હું જરૂર આવીશ......

"બેહન, કાર્ડ બીજે ઠેકાણે છપાવ્યા તે માટે એટલા બધા ખુલાશા શાના કરો છો? દરીયાનુ પાણી છે તે બધું કાંઇ 'જામે જમશેદ'નું એકલાંનું નથી! છતાં જો તમે મને એ કાર્ડ વીશે લખ્યું હતે તો તમે જાણો છો કે તમો બેહનને કઇબી રીતે મદદ કરવા હું હંમેશ ઘણી કાળજી રાખું છું. ભવીષ્યમાં કંઈબી કામ હોય તો મને જણાવશોજી. "પ્રેસમાં આવી, પગે-હાથે લાગી, કાળાવાલા કરીને સોપ્યું!"—એ તમે શાને માટે ઇસારો કરો છો તે હું મુદલ સમજતો નથી. બેહન, તમારે પરવારતાંઓની બકબક પર ધ્યાન આપવું નહીં જોઇયે. હું મારી તરફથી તમને એકવાર પાછી ખાત્રી આપીશ કે 'જામે જમશેદ' ની કટારો જેમ બીજાંઓ માટે તેમ તમો બેહનને માટે સદા ખોલ્લી છે."

"લા૦ દુવાગીર ભાઈ,

"ફીરોઝશાહ. જહાંગીર. મરઝબાન."

**તા. ૧૫-૪-૧૯૧૬.**

---

## મીસ ભીખાઈજી પાલમકોટનો નામદાર લોરડ અને લેડી વીલીંગડને માનેલો આભાર.

"મીસ ભીખાઈજી. એલ. પાલમકોટના કોનસરટને દીને એવણે તેમજ એવણના શીષ્યોએ જે રકમ "ધી જીરાર્ડ ફ્રીમેન-થોમસ હોસપીટલ" માટે મોકલી હતી, તેનો જવાબ નામદાર લોર્ડ અને લેડી વીલીંગડન તરફથી નીચે મુજબ વાળવામાં આવ્યો હતો:-

"ડીઅર મેડમ,

"ધી જીરાડ-ફ્રીમેન-થોમસ હોસ્પીટલ મધે તમો તેમજ તમારાં શીષ્યોએ જે માયાકુળ ફાલો આપ્યો છે, તે માટે નામદાર ગવરનર તેમજ લેડી વીલીંગડન ભારે પીછાન કરે છે અને તમારો આભાર માને છે. તે નામદારોએ કોનસરટનું પ્રોગ્રામ ઘણું ધ્યાન સહીત તપાસયું છે.

"લી૦ એ. એન. મેક-આઈવર, કેપટન, એ. ડી. સી".

"જામે જમશેદ"

**તા. ૫-૫-૧૯૧૬.**

## ભાવનગર ખાતે ભરાયલું પ્રદર્શણ.

### મીસ. ભીખાઇજી. પાલમકોટને મળેલો સોનાનો ચાંદ.

"અમોને જણાવવાને ખુશી ઉપજે છે કે આપણા શેહરના જાણીતાં પારસી બાનુ લેખક અને મ્યુઝીશીયન મીસ ભીખાઈજી. લી. પાલમકોટે ગયા મહીનામાં ભાવનગર ખાતે જે પ્રદર્શણ ભરાયુ હતુ તેમાં સુંદર "હોનીતોન" લેસ હાથે બનાવીને દેખાડવા મુકી હતી. મીસ ભીખાઇજીની એ નાદર હુન્નરમદીની કદરશનાશી એ પ્રદર્શણના .લાગતા વળગતાઓ તરફથી કરવામાં આવી છે, અને તેઓએ તેવણુને તે માટે એક સોનાનો ચાંદ આપ્યો છે. મીસ ભીખાઇજીને ગયે સાલ પણ કલકતા એકઝીબીશનમાંથી "વીનીશયન લેસ" માટે સોનાનો ચાંદ મલ્યો હતો, પણ આ સાલ તેવણુને "હૉનીતોન" નામની નવી જાતની લેસ બનાવી મુકવા માટે સોનાનો ચાંદ મલ્યો છે. મીસ ભીખાઈજી એક કુશળ લેખક છે, અને તેવણુ અવારનવાર ચોપાનયાં વીગેરેમાં સારાં લખાણો કરવા માટે જાણીતાં છે, તે ઉપરાંત તેવણુ મ્યુઝીક ઉપર પણ સારો કાબુ ધરાવે છે અને હાલમાં તેવણુને સરસ લેસ ગુંઠવા માટે જે સોનાનો ચાંદ મલ્યો છે તે માટે હમો તેમને મુબારકબાદી આપીએ છીએ."

"જામે જમશેદ"

તા. ૧૯-૧૧-૧૯૧૬.

---

"......તમો જાણીને ખુશ થશો કે આપણે આવતા સાલ માટેની ગ્રહાકોને ભેટ તરીકે "પારસી આલબમ" બનાવ્યે છીએ, એમાં દરેક શાખામાં આગેવાન ભાગ ભજવનારાં જાણીતાં ગ્રહસ્થો અને બાનુઓનાં "ફોટોઝ" આપવામાં આવનાર છે. મ્યુઝિકની શાખામાં "ભીખાઈજી" તરફ તુરત ધ્યાન ખેંચાય એ કુદરતી છે—માટે તમારો ફોટો પ્યાનોફોર્ટ સાથનો હોય તો મોકલી આપશોજી. હવે વખત ઘણોજ ઓછો રહયો છે, માટે આ માણુસ સાથે તે ફોટો જરૂર મોકલશોજી. જો પ્યાનોફોર્ટ

સાથનો ન હોય અને તે તમને પસંદ હોય તો તેબી ચાલશે. પણ બનતાં સૂધી પ્યાનો સાથનો હોય તો વધારે બેહેતર......"

"એરચશાહ. રૂસતમજી. હીરજીબહેદીન."

તા૦ ૨૨-૧૧-૧૯૧૬.

---

## મિસ ભીખાઈજી. પાલમકોટનો લેડી વીલીંગડને માનેલો ઉપકાર.

"ટાઉન હૉલમાં થયલા છેલ્લા કોનસર્ટના સબંધમાં મીસ ભીખાઈજી પાલમકોટને લડાઇ ફંડની બાનુઓની શાખાના ઓ. સેક્રેટરી મી૦ ફીરોઝ શેઠના તરફથી નીચલો પત્ર મળયો છેઃ-

"લડાઇનાં સંકટ નીવારણ ફંડના મુંબઈનાં બાનુઓની શાખા ફંડ માટે "પ્યુપીલ્સ કોનસર્ટ" અને "મ્યુઝિકલ મેટીની" કરીને રૂ. ૧,૫૩૦ ની ઘણી સુંદર બક્ષેસ માટે નામદાર લેડી વીલીંગડને તમારો ઘણો મોટો ઉપકાર માનવાની મને ફરમાસ કરી છે. તમે પોતે સઘળો ખર્ચ કર્યો છે. એ તમારાં ઘણાં માયાળુ કાર્યની તે નામદાર અને કમીટી ઘણી પ્રસંશા કરે છે. કોનસર્ટને આટલો બધો ફતેહમંદ બનાવવા જેઓએ મદદ કરી છે, તે દરેકનો છુટો છુટો ઉપકાર અમારી તરફથી મહેરબાનીની રાહે માનજો."

"કયસરે હિન્દ."

તા. ૧૨-૩-૧૯૧૭.

---

"......છેલ્લા એક મહિના થયા તમારી તરફથી કશો કાગળ નહિં મલ્યાથી હું પોતે અચ્ચીતજ ઘણો અજબ થયો હતો કે તમારી તરફના સમાચાર એકાએક જૂન મહિનાની ગરમીમાં સુકાઇ કાં ગયાં......પણ તમારા છેલ્લા માયાભર્યા કાગળ ઉપરથી માલમ પડયું કે તમો તો કેઠાં ઓસ્ટ્રીયા-જરમની સાંમે જંગ મચાવવામાં રોકાઇ ગયાં છો! એ તમારી લડત હથ્યાર સાથની છે, વાંજીત્રનાં મધુર અવાજ સાથની છે કે તમારા વિદ્યાર્થીઓની

ફોજની સરદારી સાથે ખંબાલા હીલના આલીશાન મકાનમાં તે લડત ચલાવવી પડે છે, તેની કશી સમજ પડી શકિત નથી... માટે ખુદા ખાતર, વધુ ખુલાસેવાર લખીને મારા આતુર દીલની ઈંતેજારીને સહેજ તૃપ્ત કરો. વળી તમે "વીકટોરીયા ક્રૉસ" જીતો, ને તમારો ફોટો ને હેવાલ "કૈયસર" માં પ્રગત નહિં થાય એમ બનેજ કેમ? તે વખતે તો ખુદ તમારે ખાતર અમારા પત્રનો 'સ્પેશીયલ નંબર' કાઢવો પડે—સમજ્યાં કે જી? પણ તમારી મ્યુઝિક કોલમ સદંતર બંધ કરી નાખો એ સામે હું મજબુત વાંધો ઉઠાવવું છું. જો એજ પ્રમાણે તમે અસ-મખાડા કરી જશો તો છેવટે હાઈ કોર્ટમાંથી "શો કોઝ" ની નોટીસ કઢાવવી પડશે! વળી આપણે જાણ્યું કે હોય, એકાદ બે અઠવાડયાં રોકાઈ ગયાં હશો— પણ આ તો અવધીજ થઇ!........"

"એરચશાહ. રૂસ્તમજી. હીરજીબહેદીન."

તા૦ ૩૦-૬-૧૯૧૭.

---

"મેહરબાન મીસ,

"બે માસ થયા તમારી ફોટોનો બલોક અને તમારો જીવન-ચરિત્ર અમારી પંજાબી ભાષાની "સુઘડ-સહેલી" માસીકમાં છાપવ માટે મી૦ ભાગળીઆએ મોકલ્યા હતા. તેજ વખતે તેઓએ મને એમ પણ લખ્યા હતા કે જે વખતે અમારી "સુઘડ-સહેલી" છપાઈને પ્રગટ થાય, તે વખતે તેનો એક અંક માન સાથે તમને મોકળવો. હવે હું ઘણાજ માનથી આ પત્ર સાથે તેનો પ્રથમ અંક મોકળીને વિનંતી કરૂ છું કે તેમાં આપની ફોટો અને લાઈફ આપવામાં આવી છે, જેને વાચીને તેના પાઠકો ઘણાજ આનંદ પામ્યા છે, અને અંગ્રેજી પત્રોએ "સુઘડ-સહેલી" ના રીવ્યુ કરતાં તમારી લાઈફનો ખાસ જીકર કીધા છે. અત્રે હું પણ તમારી વિધ્યા-કળા માટે તમને અંતઃકરણથી મુબારકબાદી આપું છું જી. ભવીષ્યમાં કોઈ ઉત્તમ લેખ મોકળીને આભારી કરશોજી."

**અમરીતસર,** **"ફતેહસીંગ."**

**તા. ૧૩-૯-૧૯૧૭.** **"મેનેજર."**

"મારાં પ્રીય બેહેનજી ભીખાઇજી,

"તમારા બખતાવર હરફનો એક કાગળ મને મલ્યો હતો. ચેન્જને માટે તારાપોર ગયાં હતાં તે વાત મારી જાણમાં તમારાં કાગજની આગમચ હતી! તમે ત્યાં જઈને ઘણાં સંતોષ પામ્યાં છો એમ તમારૂં કાગળ કહે છે. તમે ઘણે લાંબે વખતે ચેન્જ લીધો તેનો ફાયદો મલવોજ જોઇયે. તારાપોર હજી મેં જોયું નથી. એ ભાગ્ય હું ભોગવું એવી મરનાર દાદીની ઘણીજ ઇચ્છા અને માગણી હતી, પણ કમનસીબે કાંઈને કાંઇ અગવડોથી તે માગણી મેં સ્વીકારી નહી હતી. તમે ત્યાં દાદી સોરાબ અને મારો ફોટો જોયો એવી મને યાદ આપો છો ત્યારે તે સુખી દીવસો મને કેવા યાદ આવે છે કે જયારે મારા એ બંને પ્યારા મીત્રોની મીઠી સોબતમાં હું સુખી અને મગરૂર હતો! એ સબીની એક રમુજી કાહણી છે! હું તે વખતે મને બરાબર યાદ છે કે વેસાવે રહેતો હતો. સોરાબ અને દાદી મને સ્ટેશન ઉપરથી કાંઈ કામને મસે કાલબાદેવી ફોટોગ્રાફર ને ત્યાં ગાડીમાં ઘસડી ગયા! મને કયાં લઈ જવામાં આવતો હતો તેથી હું તદન અંજાણ હતો. જાણે તેઓ મને ગળચીમાંથી પકડીને લઈ ગયા! એ સબી પાસે એક નાની બેગ હોવી જોઇયે તેમા મારી વીરાની કાંઈ કોર કે એવું હતું! એ માહેલી કશીબી સબી મારી સોડે નથી. પણ તેની યાદ મને તાજી છે. ખોદા મારો ઘવાહ છે કે એ મારા બંને મીત્રોને હું કદી ભુલયો નથી. એ બંનેનું મારા ઉપર અજબ વ્હાલ હતું! મારા સોરાબની એક હેતવંતી બેહેન મને યાદ કરે છે તેથી મને ઘણોજ હરખ થાયછે."

"ફીરોજ રતનાગર"

રતનાગર લૉડજ—દેવલાલી,
તા. ૨૮-૫-૧૯૨૦.

---

"જયારેબી મારી જરૂર પડે ત્યારે મારૂં આખું માથું તમારી સેવામાં અરપણ છે! તમે કોણ? મારાં પ્યારાં પાલમકોટની પણોતી પુત્રી!!!

"તમારા નેક ધંધામાં જસ અને ફત્તેહે ચાહુ છું."

"શ્રી. રતનાગર."

તા. ૬-૯-૧૯૨૦.

---

"........જામે જમશેદ હમેશ તમો બહેનની દરેક એલતે-માશને તુર્તજ માન આપે છે...........તમારી **સ્કીમને** ફત્તેહ ઇચ્છું છું......અલબત તમારી સ્કીમને લગતી કોઈબી તાજી બાબદ જામેમાં લેવા હું ખુશ થઈશ......"

"પીજામ."

તા. ૨૩-૩-૧૯૨૧.

---

"......તમો બેહને કાલજી રાખી તેહમીના પાછલ મેહનત લઇને મ્યુઝીકનો અભ્યાશ અને પરીક્ષાઓ પસાર કરાવી તે માટે મારા જાંહગીર તેમજ હું તમારો ઉપકાર માન્યે છીએ. જેવી રીતે બચાંઓ પાછલ મેહનત કરો છો તેનો બદલો તે કીરતાર તમુને તનદરોસ્તી અને સુખ સાથની લાંબી જીંદગી બક્ષે."

વાચ્છાગાંધી રોડ, "ડોશીબાઇ. જંહાગીર. બેંકર."

તા ૨૭-૧૧-૧૯૨૧

---

"......આપણા શહેરમાં બહુ ઉમંગી કામ કરતા રથેસ્તાર મંડળ તરફથી જરથોસ્તી તેહવારોના અવસારો ઉપર ઘણા ધારમીક તેમજ સંસારીક સખાવતી મેળાવડાઓ પ્રસંગ અનુસાર કરવામાં આવે છે, અને જ્યાં "ફી" લઈ દાખલ કરવામાં આવે છે, તો તેની ઉપજ કોઇ લાયક "ફંડ" માં હમેશ ભેટ આપી દેવામાં આવે છે. આ વેળાએ ઉતસાહી રથેસ્તારોએ એક બહુ ખેંચાણકારક પ્રોગ્રામ તઈયાર કીધું છે અને આવતા રવીવાર, તા૦ ૧૪ મીએ જાણીતા સર કાવસજી જહાંગીર હૉલમાં સાંજના ૫-૧૫ વાગે તેઓ પેશ કરનાર છે. આજના અંકની જાહેર ખબર ઉપર નજર ફેકતાં માલમ પડશે કે આવતા આત-

વારના ભવ્ય મેળાવડાની ઉપજ બાઈ ભીખાઈજી.લી. પાલમકોટની યોજનાવાળા "કોનસર્ટ-હૉલ ફંડ" માં આપી દેવામાં આવનાર છે.

"રથેસ્તાર મંડળના આ પ્રોગ્રામમાં જાણીતા કવી અને લેખક મી. હરમીસની કલમથી તઈયાર થયલા ખાસ રસદાર ગાયનો અને બોધદાયક સ્કીતો રજુ કરવામાં આવશે અને સઉથી વધુ ખેંચાણકારક ૭૫ સ્કુલ બોયઝ સ્કાઉટસનું ભેગું ગાયન અને ડરીલ વીગેરે રજું કરવામાં આવશે......"

"કયસરે હિન્દ."

તા૦ ૭-૫-૧૯૨૨.

---

"......મંડળને તમે જે દુવા અને આશીરવાદો આપ્યા છે તે માટે ઘણો આભારી છું. મંડળની લાઈબ્રેરીની કબાટ અત્યાર આગલ ખ. રૂ. કામા ઇન્સ્ટીટયુટમાં હતી, તે અમારે હવાલે આવી છે. તેથી ઘણી કીમતી અને અગત્યની ચોપડીઓની તેમાં જરૂર હતીજ. તમે આવી ઉદાર ભેટ કરો છો તે માટે ફરી આભાર માનું છું. મંડળ તરફ ઉલટમંડ થઇને નવાં લાયક મેમ્બરોનો વધારો સુચવશો અને કોઈ નામો મને લખશો તો આભારી થઈશ. એ મંડળમાં ઘણો ફેરફાર અને સુધારો કરવા ધાર્યો છે. પાર પાડનાર તે સાહેબ!

"લેખક મંડળ માટે ચોપડીઓ ભેટ મોકલવા માગો છો તે માટે આ નોકરને મોકલું છું. એ તમારી મંડળ તરફની મહેરબાનીની હું કદર કરૂં છું. મંડળ ઉપર તમે મોટો આભાર કરો છો. એવી વખતસર મંડળ નોધ લઈ તમને જવાબ વાલશે. તમારા એદરેસની નોંધ લીધી છે. તમારા હરફથી મને થણો હરખ થયો.

"ફીરોજ રતનાગર."

તા.૨-૬-૧૯૨૫.

"......મેં તો તમારા ઘરને હંમેશાં મોહોબત ને માયાંનુંજ જ્ઞાન-મંદીર સમજયુંચ, ને સદા તેમજ સહુમજીસ......"

"જાલાં. મીનોચેહેર. સ્પેનસર."

તા. ૭-૧૦-૧૯૨૬.

---

"......તમારો સુભ કૉનસર્ટ તા. ૧૦મી અકટોબરે ઠરાવ્યો છે, તેને દીલોજાનથી દરેક ફતેહ ઈચ્છું છું, અને તમાંરાં કામ અને મેહેનતને જસ મલે એવી દુઆ ચાહું છું. પણ "હેમલેટ" નો નાટક "હેમલેટ" વગર ભજવવા જેવો તમારો કૉનસર્ટ સમજવા જેવું છે. એટલે બેહેન ભીખાઇજી વગર ભીખાઈજીનો કૉનસર્ટ અધુરોજ કહેવાશે, પણ તમારી હાલની શોકગુજારી સ્થીતીમાં તમો બેહેન જાહેરમાં વગાડો નહી એ સમજી શકાય એવું છે......"

"ખુદાબક્ષ. ન. ગ્રાંફીથ્સ."

૧૯૨૬.

---

"......મારી દીકરી જુનીયરમા પાસ થઈ તે જાણી હુ ખુશી તેમજ તમારી ઘણી ઉપકારી છુ. તમારી મહેનત અને કાળજીથી બે વરસ થયા મારી દીકરી પાસ થાય છે, તેથી મને ઘણો સંતોષ થયો છેજી. મારી જર ધન પણ હંમેશ તમારી શીખવવાની રીત તેમજ કાલજી વાસ્તે બહુજ વખાણુ કરે છે કે મને ભીખાઇજીનું શીખવવાનુ ઘણુ ગમે છે."

"ધનમાય. બી. ભરૂચા."

તા. ૧૮-૧૨-૧૯૨૯.

---

"......બીજુ તમો મારી દીકરી માટે આટલો વખત જે કાલજી ને ખંત રાખી આગલ શીખાવી પાર પાડી છે, તે માટે હુ તમારો ખરાં અંતઃકરણથી આભાર માનુ છુ, માટે આ વરસે પણ તમો

એને માટે કાલજી કરીને પરીક્ષામાં પસાર કરવાને બનતુ કરજોજી. "......મ્યુઝીકમા મને કાંઈ સમજ નથીજી, માટે તમોને મે એને સોંપી દીધી છેજી, માટે આ વરસે જરૂર કાંઈબી કરીને એને પરીક્ષામા પાસ કરાવી આપશોજી."

"ધનમાય. બરજોરજી. ભરૂચા."

તા. ૧૦-૬-૧૯૩૦.

---

"......બહેનજી, તમારી શીખવવાની રીત મને એટલી પસંદ છે કે મારૂં ચાલતું હોય તો હજુન પણ પાછું સહરૂ કરૂં, મને સીખવાની ઉલત પણ ઘણી છે. પાછા આટલા વરસો સુધી કેટલા રૂપ્યા મારા બાવાજીએ ખરચચ્યા અને કેટલો મોઘો પીયાનો પણ અપાવ્યો, તે બધું પાણીમાંજ જસે. હું તો મારા રૂસ્તમને ઘરી ઘરી કેહુંછ કે મને ભીખાઇજીની સીખવવાની રીત ઘની ગમેછ, અને આટલા વખતમાં જે મુળ પાયો સીખવાનો હોય તેજ હું સીખીછ.

"મારાં લખવા પર તમુંને ભરોસો હોય તો માનજો બહેનજી, કે મને સીખવાનો ઘનીજં ઉલત છે અને તમારા સીખવવાની રીત મને ઘનીજ ગમે છે."

અંદેરી, "મેહુરાં. રૂસ્તમ. દસ્તુર."

તા. ૧૮-૮-૧૯૩૦

---

"......આ સાલ મારી દીકરી જર પીઆનાની પરીક્ષામા પસાર થઇ તે માટે હમો ઘણા ખુશી થયાં છે. તેમાં બહેનજીએ આ સાલ જે તકલીફ ને ખંત લઈ મારી દીકરી જરને પરીક્ષામા મોકલી પાસ થઇ તે માટે હુ તમારો ઘણો આભાર માનુ છુ. જેવી તમોએ એની ઉપર ખંત તથા માયા રાખી છે, તેવીજ ચાલુ રાખશોજી."

"ધનમાય. બી. ભરૂચા."

તા. ૫-૧૨-૧૯૩૦.

"પીઆનોના પાસામા પીસતાલીસ વરસ નામની તમારી માનીતી દીકરી આજે માને ભેટવા આવી છે જે તમારી કાયમની યાદદાસ્ત દાખલ તમારી આંખ આગલ રેહેશે! તમારી મહેનતને જશ આપશે અને જે તમારી ઉમેદ છે તે પુરેપુરી આ લક્ષ્મીબાઈ બર લાવશે! આબરૂ ઇજતમાં વધારો કરનારી, ધંધામાં જોશ આપનારી, દુશમનોને માહાત કરનારી, આડુ-અવલું બોલનારાં ને ઠભરાક લગાડનારી, અને જુઠાંઓનું જુઠું દફે કરી સચ્ચાઈને બાહાર પાડનારી આ તમારી માનીતી લાડકી દીકરી છે, જેને વધાવી લઇ જીવો જાગો ત્યાં સુધી મજાહમાં રહી, આનંદમા વસી પહેલાં તમારાં પોતાનાં કુંટુંબને, ઘરને, મોહોલા-ફલીઆને તથા તમારી પોતાની કોમને, દેશને ને સેવટે દુન્યાને ઉપયોગી થઇ પડો! એવી મારી પ્રોર્થના છે! જીવજો અને કરી બતલાવજો એજ, તમારો મુદ્રાલેખ તેજ કાયમનો કરી લાંબા આયુષ્ય ભોગવવા ઘણું ઘણું ભીખાઇજી રાખજો બહેન જીવજો!"

"મહેરજીભાઇ. શો. મહેતા."

તા. ૨૬-૨-૧૯૩૧.

---

"તમો બહેને મારા ઉપર તમારી ચોપડી, જેમાં મ્યુઝીકનો પીસ્તાલીસ વર્ષોનો તમારો અનુભવ અને સાથે તમારા વડવાઓનું કીર્તીવંત બ્યાન વાંચી ખરેજ મને ઘણી ખુશાળી ઉપજી તમારા માનમાં વધારો થયો છે. તમો બહેને જરાબી ઘોંગાટ કરવા વગર તમારી પ્રમાણીક ધંધા-હુનરમાથી બત્રીસ હજારની મોટી રકમ 'ચેરીટી'માં આપી છે તે કાંઇ થોડું શોભાભર્યું નથી. આપણી પારસી બહેનોમાં તમારાં જેવાં સાદાં, નમનતાઈવાલાં, પરમાર્થી, અને ઉદ્યોગી બાનુઓ ઘણાં પેદા થાય, અને તમારા જેવા સદગુણ મેળવી, ઇતરાત છોડી, આબરૂ ઇજતથી ખરી કેળવણી પામી પોતાનું ગુજરાંન કરી કોમમાંથી ગરીબાઈ દુર કરે એવું ઇચ્છુચ. ખરેજ હાલની ઉછાછલી છોકરીઓને તમો એક ધડો લેવા જોગ ખરાં બાનું છેઓ. ખુદા તમોને તંદરોસ્તી બક્ષે અને તમોને ઘણો

જશ અને ફત્તેહ મલે, અને એક કોનસર્ત હોલ બનાવાની તમાર શુભ ઉમેદ ખુદા પાર પાડે, અને તમારૂં નામ કાયમ રહે! આમીન! આમીન ! !"

"હીરાંબાઇ. રૂ. શેઠનાં."

તા. ૧૧-૩-૧૯૩૧.

---

"મારી લખોપટી બહેનો ભી૦ અને પી૦ બેઉ સુખી રહો!

"......બેઉ જણા સુખી અને તનદરોસ્તી ભરેલાં રહેજો. ઘણું જીવજો, લાંબા આવરદાના થજો, આખી દુનીયાને કામના અને ઉપયોગી છો (એક જણસીવાય). બહેન પીલુ, મારી વડીલ બહેનની ઘણીજ સંભાળ રાખજો. નાજુકાઇથી પુલની માફક સાચવજો."

"ફી. રતનાગર."

તા. ૧૮-૩-૧૯૩૧.

---

"ઘણાં વર્ષો ઉપર ગ્રાન્ટરોડનાં તમારાં મકાનમાં મુલાકાત થએલી, અને "ગ્નાી બોધ" તે વેળાએ શેઠ કૈખુશરો કાબ્રાજી ચલાવતા હતા, તેમાં વાજીત્રં-વિદ્યા વીશેના મ્હારા લેખો સંબંધે તમે વાતો ચલાવી હતી તે મ્હને હજી યાદ રહી ગઈ છેજી. તમારા પિયાના ઉપરના સચોટ કાબુથી તમે જે વિખ્યાતિ અને નામના મેળવી છે, તે વીશે તમારા કોન્સર્ટોના અહેવાલો વાંચી હુ તમને વારંવાર યાદ કરતો હતો, ભૂલી નો'તો ગયો, "અજલનો ફરેસ્તો" આજે પણ મ્હને સંભારી આવે છે. પરંતુ "Forty-five Years in Music," "25 Years' Unique Record," "Opinions" એ ત્રણ પેમફ્લેટ્સ્ મોકલ્યાં તે વાંચી આફ્રીન કરૂં છું. તેમાં પણ તમારી ઓટો-બાયો-ગ્રાફી (જેનો લંબાણ રિવ્યુ ગઇ કાલે જામેમાં વાંચ્યો પણ ખરો) લખી છે તે મ્હને વાંચવા બહુ ગમી છે. તમે પણ હવે ઘરડાં થયાં અને હું પણ હવે ૬૬ ની ભોંયમાં છું, પણ હજી એકમેકને ભૂલી ગયાં નથી, એ ઘણા સંતોષની વાત છે. બેહેસ્તનશીન ભાઈજી

શોરાબ એવાં જોડાણો કરાવી આપી ગયા છે કે, પરસ્પર લાગણી કાંઇ કમી થઇ નથી. તમે બહુ વર્ષે એક ભાઈને સંભાર્યો તે માટે ઉપકાર માનું છુજી. સુખી રહો અને તંદોરસ્તી ભોગવો. તમારી છેલ્લી ધારેલી મુરાદ પાર પડે એવું હુ ઈચ્છું છું. પારનો પાડનાર તે પરવરદેગાર મોટો છે."

"શો. મ. દેશાઇ."

તા. ૨૧-૩-૧૯૩૧.

---

"બેહેનજી તમોએ મને ચહાઈને યાદ કરી માહરાં બેહેન ગુલબાઇ મારફતે તમારાં સંગીત ઉપરનાં બોહલાં જ્ઞાન અને અનૂભવની પ્રગટ કરેલી સુંદર અને ધડો લેવા જેવી ચોપડી મોકલી તે માટે હું તમો બેહેનનો મોટો ઉપકાર માનુંછું, અને તે હું અને માહરાં છોકરાંઓ મોટી ખુશી સાથે વાંચીશુંજી. ખરેજ ૪૫ વરસ લગી તમો બહેને તમારાં દરેક કામમાં મહેનત લેવામાં કશું બાકી રાખ્યું નથી; ખોદાતાલા તમુને દરેક ભલાં કામમાં જશ આપે. તમોએ તો ધરમનાં કામો માટેબી કેટલો આગેવાન ભાગ લીધો છે. પરવરદેગાર તેનો નેક બદલો આપે, અને વધારે ને વધારે જશ મેળવો એવી માહરી અને કુંટુંબની દુવા છે"

"દીનબાઇ. સોરાબજી. લાલકાકા."

તા. ૨૪-૩-૧૯૩૧.

---

"ગાયન અને ગાયનમાંજ પોતાનો લગભગ આખો ભવ ગુજારીને અનુપમ નામના મેળવનાર જો આજે કોઈપણ પારસી બાનુ હોય તો હું માનું છું કે તે આપ સુશીળ બેહેનજી છો, સ્વર્ગવાસ પામેલા ભલા ભાઈ સોહરાબ પાલમકોટનાં બેહેન દાખલ આપને ઓળખવાનુ માન હું ઘણાં વર્ષોથી ધરાવતો આવ્યો છું. મારીજ માફક તમો સાદાઈને પસંદ કરનારાં, વાજાં વગડાવવાનું ના પસંદ કરનારાં, અને મુંગે મોઢે ગુપચુપ નિયમિત કામ બજાવતાં રહેવા-માંજ જિંદગીનું ખરૂં કર્તવ્ય માનનારાં હોવાથીજ આપ કેટલાં

બધાં પંકાયાં છો-વગર માંગવે પ્રશંસાના મનપસદ ઉદ્દગારો મેળવવામાં ફતેહ પામ્યાં છો—તો આપ બેહેનજી તરફથી આપણા ખરા નવરોજને ટાંકણે મનમોહક પ્રસાદી તરીકે મળેલી ત્રણ ચોપડીઓની સુંદર ભેટનાં પાનાંઓ ફેરવતાં આબાદ જણાઇ આવે છે. જે પ્રશંસા માગ્યા વિના આવી મળે તેજ ખરી પ્રશંસા કહેવાય. તેવી તમારાં ગાયન-જ્ઞાનની પ્રશંસાઓથી ભરપુર આ નાની ચોપડીઓ મારા જેવા ગાયન પસંદ કરનારા, તોપણ અનેક સબબોને લીધે ગાયન ગાવા કે વગાડવાથી બેનસીબ રહેલા, પુરૂષને ઘણી પસંદ પડતી થઇ પડવીજ જોઇએ. જેમ આપણ ઉંમરે વધતાં જઈએ છિયે તેમ આપણાં જિંદગીભરનાં એકનાં એક કામને લીધે આપણને કોઈ વાર કાંઇંક અસંતોષ જેવું લાગે ખરૂં, પણ આપણે હાથે બજવા પામેલાં કામનો જરા જેટલોજ ખ્યાલ કરતાં આપણ પાછાં સંતોષી બની જઈએ છિયે, અને ઉંમરનો બાધ ભૂલી જઇયે છીયે, અને આપણું નિર્માન થયલું કર્ત્તવ્ય નવા ઉમંગથી ચાલુ અને ચાલુજ રાખવા આકર્ષાઈયે છિયે. મને આશા છે કે તમો બેહેનજી કોઇ પણ કિસમની વિરૂધતાની દરકાર વિના તમારૂં નિયમિત કામ ચાલુજ રાખશો અને વધારે ને વધારે યશને લાયક થશોજી. અસ્તુ."

નવસારી, "પાલનજી. બ. દેશાઇ."

તા. ૨૪-૩-૧૯૩૧.

---

"તમારી ચોપડી મેં તથા સર્વેએ ઘણો રસ લઈને વાંચી છે. આ ચોપડી પ્રગટ કરી તમો બેહેનજીએ તમારી biography ઘણી અરછી રીતે બાહેર પાડી તમારી યાદગારી કાયમ કરી છે. તમો બેહેનજી તમારી દયા કરવા કહો છો, પણ 'મ્યુઝીશીઅનો'નાં નશીબ ઘણે ભાગે ઊંધાં નીવડયાં છે, જેની તમારા જેવીજ, બલકે વધુ દયા આણવાજોગ બદતર હાલતે મહાન 'મ્યુઝીશીયનો' બહુ મૂશીબત વેઠી આ દુન્યામાંથી ઉઠાંગરી કરી જવા પછી તેઓની કદર પાછલી ઓલાદે કરી છે, તેમ તમો બેહેનની હૈયાતીમાં તમારાં high traditional કામની કીમત નહીં થાઇ તો તમારી પછી

તે જરૂરજ થાશે, પણ તે છતાં જાહેર છાપાએ તમાંરાં કામની જે મોટી પ્રસન્તા અને વખાણ કરી છે, તે તમો બેહેનજીને લાયક માન મલેલું સમજવુંજી."

"ખોદાબક્ષ. નશરવાંનજી. શ્રીફીથ્સ."

તા. ૨૬-૩-૧૯૩૧.

---

"તમારી જીંદગીના હેવાલનું પુસ્તક તમોએ મારી ઉપર ભેટ મોકલ્યું તે માટે હું તમારો ઘણો ઉપકાર માનુંછુંજી. તમારી જીંદગીનાં ચાલીસ કીમતી વરસો ચઢતાં કલાસીકલ મ્યુઝીકની ખીલવણીને અર્પણ કરી તેનો ફેલાવો આપણી ઉધરતી ઓલાદમાં કરવાની તમોએ જે કોશેશ કીધી છે તે ખચ્ચીત તમોને માન અને શોભાભરેલી છે. એવી ખંત અને ઉલટ ઘણાં થોડાંઓજ બતાવી શકે અને તેને લગતી વીગતો તેમજ તમારી જીંદગીની બીજી નોંધો વાંચવી ખચ્ચીત રસીલી થઈ પડશે એવું હું ધારૂંછુંજી......"

"રતનબાઇ. જાંગીરજી. દો. કરાકા."

તા. ૨૯-૩-૧૯૩૧.

---

"તમોએ હંમેશ મુજબ કાળજી કરી હમો માટે જે ત્રણ ચોપડીઓ મોકલી તે માટે હમો ત્રણે જણાં ઘણાં ઉપકારી છઈયે. તમારીબી જીંદગીનો હેવાલ તેમજ ખરી મેહેનતનો દાખલો નોંધ લેવા લાયક છે, ને હું ખરાં મનથી ઇચ્છું કે આપણી સઘળી ઉધરતી દીકરીઓ એવીજ નિતી-રીતીની રાહે ઉધરે.

"બીજું વાંચીને ઘણીજ ખુશી છું કે તમારી દીલની વરસોની હોંશ હવે જલદીથી પાર પાડવાની ઉમેદ ધરાવો છો, જેમાં હું તમોને દરેક ફતેહ ઇચ્છું છું. ખુદા તમારૂં ધારેલું કામ હશી ખુશી સાથે પાર પાડે, ને તમારૂં નામ મ્યુઝીકના શોખીનોમાં કાયમ રહે, આંમીન!"

"વીરબાઈજી. નવરોજી. રૂ. એદનવાલા."

તા. ૩૦-૩-૧૯૩૧.

"......તમારી ચોપડી વાંચીને કંઈ નવું જાણવાનું મળ્યું નથી; કારણ મને તો તમારી જુવાનીથી આજ સુધીની ૬૫ ) વરસની જીંદગી કેવી વહિતરાંમાં પસાર કીધી છે, તેનો પુરતો અનુભવ છે. કેહેવત છે કે 'સાચને કદી નહીં લાગે આંચ,' તેજ પ્રમાણે તમારી બાકીની જીંદગી હવે એશ-આરામમાં ગુજારવાંને જોમ અને જોશ સાથે શકિતવાન થાવો. આમીન !......"

"બેહેરોઝબાઇ. અરદેશર નારીયેલવાલા."

તા. ૯-૪-૧૯૩૧.

---

"......તમો વ્હાલાં બહેનજીએ માહારે માટે તમારા કુશળ હાથની લખેલી ચોપડી મોકલી છે તે માટે તમારો ઉપકાર માનું-છુંજી. અને ઇચ્છું છું કે જેમ આજે વર્ષો થયાં ફ-તેહમંદીથી તમે તમારો હુન્નર શીખાડતાં રહયાં છો; તેમજ તમારી જીંદગી સુધી કામ કરી શકો એવી ખુદાતાલા તમોને તંદરોસ્તી અને જોર બક્ષે ! આમીન !

"તમોને ઘણી ફ-તેહમંદી અને લામ્બા આયુષ્ય તથા જશ ઇચ્છું છું."

તા. ૧૪-૪-૧૯૩૧ "જાઇજી. રૂ. અચ્યુ.

---

"......તમારી ચોપડીઓ મળી હતી. થેંક યુ. વાંચીને વરી અગાઉના દીવશો યાદ આવ્યા કે ભીખાઇજી આગળ જતાં હતાં, ને આય બધી વાતો અવાર નવાર તુકડે-તુકડે સમજતાં હતાં. ખરેજ એ ચોપડી હાલના જમાનામા દરેક જણને ઘડો લેવા લાયક છે. એક બાઇ પણ કેટળું બધું કરી શકેછે ! મરજી હોય તો દરેક ચીજ થઇ શકે, મને તો એ બધું અગાઉથીજ ખબર હતું, અને હંમેશાં તમોને દરેક બાબદમાં યાદ કર્યા કરૂં. તમે જાણે કે હું ભુલી ગઇ હોવશ, પણ હું તમને જરાબી ભુલી નથી. તમારા વખાણનારાંમાંની હુ બી એક છેવું, એમ માનજોજી."

તા૦ ૨૨-૪-૧૯૩૧. "ધન ર. શરોફ."

"......ખરા હીરાની પારખ એક જવેરીજ કરી શકે તેમ ઊંચા મ્યુઝીકની કદર એક કુશળ musician કરે એ સીધાંત તમો બેહનજીએ કાંઈક વખત ઘણી અચ્છી રીતે સાબેત કરી દેખાડયું છે!

"મારી હમેશની મૂખ્ય મૂસ્કેલી દરેક સાંભળનારની નાડ સમજી જઈ તે મુજબ મ્યુઝીક સંભળાવવાની છે, પણ તમો બેહેનજીની નાડ તપાસવાની તો મહને જરાએ તસ્દી પડી નહી. આજ સહવારે Mongini Bros. ને ત્યાં વગાડતા બે ઇટાલીયનો જેમાં એક પીયાનીસ્ટ અને બીજો વાયોલીનીસ્ટ હતો તેઓ મી. મેહેલી મેહેતા સાથે આવ્યા હતા. ૯ા) વાગે આવેલા ૧૨) વાગે ગયા. અને તેઓએ પણ તમો બેહેનજીનીજ માફક ઘણું enjoy કર્યું........"

"ખોદાબક્ષ. નશરવાનજી. ગ્રીફીથ્સ."

તા૦ ૨૩-૪-૧૯૩૧.

---

"ખુદા તમો ભલાં બેહનજીનું ભલું કરે એજ હમારી દુવાઓ છે. તમોએ ઘણું ખમચુંચ, ઘણું વેઠયુચ તે વાંચતાં સૌના દીલમાં કેમ લાગણીઓ તમો ભલાં બેહન માટે થતી હશે, તે હમો હમારા અનુભવ ઉપરથી માનીએચ.

"તમો બેહન એક ખરાં દીલશોઝ, ચાહવા લાયક બેહન છેવો, ખુદા તમો ભલાં બેહનને તન-મન-ધનથી સુખી સુખયારી લાંબી જીંદગી આપે, તમારી ભલી મુરાદો પાર પાડે, તમો જેવાં લોક-ઉપયોગી બેહન ઘણું જુવો, તેમાંજ બધાંને ફાયદો છે. એ હમારી ભલી દુવાઓ ખુદાબાપ તમો બેહનજીને આમીન કરે."

"સી ડ્રીમ", કોલાબા, "રતનબાઇ. દારાશા. મેહતા."

તા૦ ૨૩-૪-૧૯૩૧.

---

"તમારી ચોપડી ઘણીજ વાંચવા લાયક વાતોથી ભરપુર છે, ને અસલ અસલનું બધું વાંચવાનું ઘણું ખુશ લાગેછે; અને

તમારી નોંધ-લાયક ને ખરી કીરતીવંત કારકીરદી એમાં ઘણીજ સરલ ને સુંદર રીતે લખાયલી મલે છેજી, ને તેથી એવું એક સરસ પુસ્તક બાહાર પાડવા માટેની હમારી ઘણી મુબારકબાદી કબુલ રાખશોજી. પરવરદેગાર તમો હમાંરાં વાહલાં શીક્ષકને સદા ઘણી ઝાહોઝલાલી સાથે રાખે ને ચહરતાં માન પામો."

તા૦ ૨૪-૪-૧૯૩૧. "**જાલાંમાય. મી. સ્પેનસર.**"

---

"......તમોએ કાળજી કરીને મારી જરને અરધો પરીક્ષાનો કોરસ દેખાડયો છે, તે માટે તમારી મહેરબાની થઈ છેજી.

"બેહનજી એટલી મારી જર પાસે આ વરસ કંઇબી કરીને સીનીયરની પરીક્ષા પાસ કરાવી આપવાની મેહરબાની કરશોજી, કારણ કે મને ઘણી હોંશ છે. મને તમારામાં પુરતો વીશ્વાશ છેજી. તમારીજ કાલજીથી એ એટલુબી શીખી અને પરીક્ષાઓબી આપી, બાકી કોઇબી બીજું એટલું જલદી એને શીખવતે નહિજી."

તા૦ ૨૭-૪-૧૯૩૧. "**ધનમાય. બ. ભરૂચા.**"

---

"......તમો બેહનજી તરફની કીમતી ભેટ મહને ગઇ પરમ દીનેજ માહરાં બેહન જરબાઇ પારખ મારફતે મલી છેજી. અને તે તુરતજ ઘણાં હોંશથી વાંચી લીધી છેજી. બેહન, તમારી વીદવતા, સાલેસાઇ અને સખાવત માટે તથા તમારી જીંદગી-ભરનાં સઘલા પ્રયોગોની રસીલી હકીકત વાંચી વખાણી મોજ મેલવી છે, અને એ માટે ધન્યવાદનાં બે શબ્દો પણ મારા જેવી એક તરફનાં શું કીંમતમાં હોય? જ્યાં જગતનું માન અને ચાહ જીતી ચૂકેલા સંત માહાત્મા ગાંધી જેવા વીર પુરૂષ તરફથી તમો બેહનની પ્રસંશાનાં લખાણ મેલવ્વા તમો ભાગ્યશાલી થયાં છેવો, એટલે જે માન લાયક પારસી બાનુને મલ્યું તે હમો સઘલાં બાનુઓને હરખાવનારૂંજ હું તો સમજું છું. તે કીરતાર તમુને ઘણી લાંબી તંદોરસ્તી, મનની શાંતિ અને ઉદ્યોગ માટેની તમારી ચપલતા સદા કાયમ બક્ષે એવી મારી ભલી દોઆ છે.

તમારી સુંદર કવિતા તમારા મરહૂમ માવતરની યાદમા જે તમે રચી છે, તે ચોપડીની તમો બેહન મને એક કૉપી મોકલાવી શકો તો મારી દીકરી વાંચવા ઘણી આતુર છે, અને મને પણ એ સુદર શયલી મારી પાસ સાચવી રાખવા ઘણું ગમશે......"

"રૂપી. હીરજી. બાટલીવાલા."

તા૦ ૬-૫-૧૯૩૧.

---

"......બેહન તમો હમેશાં સારી પેઠે રેહવો એજ હમારા દુવાઓ તમો માતે છે ને જે ખરી મેહનત ને ધીરજનુ તમોએ મેલવયું છે, તે તમો લાંબી જીંદગી સાથે સુખથી વાપરો એજ હમારૂ ચાહવું તમુને ખુદાબાપ આમીન કરો! તમારી ચોપડી વાચયા પછી હમારૂં જીગર તમો શદગુણી બેહન તરફ વધુને વધુ ખેંચાતુ રેહચ ને મનમાં મગરૂર થઈએચ કે હમારાં ફ્રેનદ બેહન કોણ છે, ને કેવાં છે! હમારા ભલા દુવાઓ તમો વાંચી બેહન પીરોજબાઇને કેહશોજી. પાછાં જલદી મલીએ એમ ઇચ્છુંચ"

"રતનબાઈ. દારાશા. મેહતા."

તા. ૧૬-૫-૧૯૩૧.

---

"......તમારો ઉપકાર માનવાનીજ તક ખુદા આપે તો મેહરબાની. તમે કંઈ થોડું કીધું નથી. હેશાન સાથે સદા તમોને યાદ કરીશું. તમારી લાયકી, તમારી માયા-મેહરબાની, તમારી ભલાઇ તથા તમારો ઉપકાર સદા યાદ રહેશેજ. તમો હવે ઠીક છેવો, તે જાણી ખુશી છું.

"તમો તો સદા પરોપકારી છેવો, એટલે તમારા ઘેરમાં પરોણાઓ તો હોયજ. એજ સાથે લઈ જશો......"

"ખરશેદજી. એ. ફ્રારબસ."

તા. ૨૭-૫-૧૯૩૧.

"......તમોએ ચાહીને હમારે માટે જે વાંચવા લાયક ચોપડી મોકલી તે વીશે હમો બંન્ને તમારાં આભારી થયાંછ.

"ખુદાએ તમારી મેહેનતનો બદલો ગેબી આપ્યોછ, અને હવે પછીથી પણ આપે એવી હમારી ખરાં જીગરની દુવા છે તે આમીન હોજો!

"તમારી માહરા તરફની માયા અને ભલી લાગણી તો માહરાં જીગરમાં સદા કોતરાયલી રેહેશે તે ખરૂં માનજોજી.

"તમોને હમારા હરપલનાં આશીસ આમીન હોજોજી."

કરાંચી, "શીરીન. ન. જાં. કોઠારી."

તા. ૨૮-૫-૧૯૩૧.

---

"......વરસો પછી બી તમારી આટલી રોકાણ છતાં હું તમુને યાદ છું, તે જોઇ મને ઘણી ખુશાલી લાગીછેજી.

"તમારી ચોપડીઓ માટે ઘણોજ આભાર માનું છુંજી. તમારો યાદગારી તરીકે સાચવીને રાખશજી.

"તમો જાંણીને ખુશી થશો કે મારી મોટી દીકરીમાંબી મ્યુઝીક સારૂં ઉતરયું છે, અને બીજી તો ફકત છ મહિનાની છેજી. એ બેઉ જણાં મોટાં થશે ત્યારે તમારી ચોપડીઓ દેખાડી કહેવશ કે હું પણ તમારી પાસે શીખી હતી......"

"જરબાનુ. કું. જસાવાલા."

તા. ૨૮-૬-૧૯૩૧.

---

"જેવી દેખરેખ તમો મારી દીકરી પર આટલાં વરસો થયાં રાખી છે, તેવી સદા રાખજોજી. એ બેદરકાર નહીં રહે તે મને જણાવશોજી."

"ધનમાય. બ. ભરૂચા."

તા. ૬-૯-૧૯૩૧.

"......તમે કેળવાયલાં બેહેનજી નેક માત-પીતાનાં ફરજંદ હોવાથી આટલી હદની લાયકી બતાવો છો.

"તમાંરાં ભલાં કામનો જસ મેળવો, અને જે મસહુર નામ તમોએ જરથોસ્તી કોમમાં આશકારા કર્યું છે, તેથી જયાદ્દા કીર્તી મેળવો ! આમીન!"

"સુનાબાઇ. ખોદાબક્ષ,"

તા. ૧૩-૯-૧૯૩૧. તથા "ખોદાબક્ષ. નશરવાનજી. ગ્રીફીથ્સ."

---

"......ફુઈજી તરીકે ભત્રીજી ઉપર તમે લાગણી બતાવીને એના "પ્રોગ્રેસ' માટે જે કાલજી બતાવો છો તેની અમે પુરતી કદર કરીયે છીયે, અને ઉમેદ રાખ્યે છીયે કે તમારીજ કાળજી ને શિક્ષણનો લાભ લઇ ને એ દીકરી છેવટની પરીક્ષાઓ પણ માન સાથે પસાર કરવાને ભાગ્યશાળી બને, અને ભવિષ્યની જીંદગીમાં પોતાનાં ફુઈજીને સદા હેશાન સાથે યાદ કરતી રહે.

"તમારી ખંતીલી કાળજી સાથે એ દીકરી થોડી ઘણી ઘંટતી મેહેનત લઈ પોતાનો "કૉર્સ" પુરો કરશે તો ઉપર કહ્યું તેમ ફુઈજીની યાદ સદા હેશાન સાથે કરતી રહેશે......"

"એરચશાહ. રૂસ્તમજી. હીરજીબહેદીન."

તા. ૨૩-૧૧-૧૯૩૧.

---

"......તમારી એક વધુ માનભરી ફ-તેહ માટે હું ખરાં જીગરથી મુબારકબાદી આપું છું. હજી આપણી વહાલી કોમમાં તમારી જગ્યા લેય એવું કોઇ નીકલ્યું હોય એમ મારાં સમજ-વામાં આવ્યું નથી, માટે તમારે તો એક "સેનચરી" (અંગ્રેજી શબ્દ લખાઇ ગયો, સદી શબ્દ મારે લખવો હતો) પૂરી કરી એ કાગ ચાલુજ રાખવું પડશે. અલબત ભેજાંનું દહી થાય તેવું કામ છે, પણ એ તો ખુદરત તરફની "સાદી" ટેપ માટે ડરતા નાજી, પણ કામ ચાલુજ રાખશોજી."

"અરદેશર. એમ. પી. કરાઇ."

તા. ૨૬-૧૧-૧૯૩૧

"ગઇ પરમ દીનનાં જામે જમશેદમાં તમારી ચેલીઓએ મ્યુઝીકની ટ્રીનીટી કૉલેજની પરિક્ષામાં ચઢતી માર્કસ મેળવી જે ફતેહ મેળવી છે, તે તમો બેહેનજીનાં જેહેમતભર્યાં કામની ઘણી કદર કરનારૂં અને ઇનસાફ આપનારૂંજ લેખાશે. આ ખુશી થવા જોગ ફતેહ માટે હમો તરફની મુબારકબાદી સ્વિકારશોજી. તમો બેહેનની નબળી તબીયત અને તમારા profession માં તિક્ષણ હરીફાઇ છતાં તમો બેહેનજી હજી હરોળમાં બીરાજો છો તે તમારાં વખાણનારાંઓ અને હિતેચ્છુઓને ખરેજ હરખાવનારૂં છે. આવી વધુ ફતેહ તમો બેહેન તમારી જીંદગીની આખેરી સુધી મેળવો અને સારી તંદરોસ્તી ભોગવી સદા આબાદ અને ખુશખુશાલ રહો એવી હમારી દુઆ તે કિરતાર આમીન કરો!"

"ખોદાબક્ષ. નશરવાનજી. શ્રીરીથ્સ."

તા. ૨૯-૧૧-૧૯૩૧.

---

"......ભાઇજી સોહરાબ મને ચાહતા હતા, અને છેવટ સૂધી અમારી વચ્ચે એ ચાહ રહયો હતો......તમારી પોતાની સંગીત વિદ્યાની વિદ્વતા અને તેમાં તમે મેળવેલી ફત્તેહ એ પારસી કોમને શણગારરૂપ છે. 'માસિક મજાહ'માં મિનોઇ વિષયો પર તમારા લેખ આવતા તે હું તે વેળાએ વાંચતો હતો, ને તે મને હજી યાદ છે. એ સાહિત્ય સેવા ત્યાર પછી તમે છોડી દીધી લાગે છે. ચાલુ હોય તો તેની મને ખબર નથી.. ..."

કવિ અરદેશર. ફરામજી. ખબરદાર.

તા. ૨૨-૧૨-૧૯૩૧.

---

"હું 'થીયરી'નું રીઝલ્ટ વાંચી ખુશી થઈ છું. હું બન્ને પરીક્ષામાં પાસ થઇ તે વાસ્તે હું તમારો ખરાં જીગરથી ઉપકાર માનુંછુંજી. તમો જો મહેનત કરતે નહિ તો હું કદી પાસ થતે નહિ."

તા. ૨-૧-૧૯૩૨. "જર. બ. ભરૂચા."

"......તમોએ હું પાસ થઈ તે તસ્દી લઈને જણાવ્યું તે માટે તમારો ઘણોજ ઉપકાર માનું છુંજી. હું આજે ન્યુસમાં વાંચીને ઘણીજ ખુશ થઈ કે હમો લોકો બધાંજ ઑનર્સ સાથે પાસ થયાં છૈએ. તમોએ માહરી પાછલ ઘણી મહેનત લીધી છે, તે હું તથા મંમા-પપા દરેક જણ સારી રીતે સમજયે છીએ ને ઉપકારી છૈએ. હું દુવા માગું છે કે આય વરસની માફક દરેક વરસ તમારા પ્યુપીલ્સો પાસ થાયે ને તમારી મહેનતને જસ મલે."

તા. ૪-૧-૧૯૩૨. "હીલ્લા. સો. કાપડીઆ."

---

"..... હું ગયે વરસે વેલાત ગઈ હતી અને નવેમ્બરમાં પાછી આવી. લંડનમાં ઘણું સારૂ મ્યુઝીક અને Paderewski વીગેરે સારા સારા વગાડનારાઓને સાંભળવાને હું ભાયગશાલી થઈ હતી. ત્યારે ખરૂં માનજો કે મેં તમને ઘણી વેલા યાદ કીધાં હતાં. તેમાં મુખ્ય Beethovenનુ મ્યુઝીક સાંભળતાં તમે મને ઘણાં યાદ આવતાં હતાં કે મુંબઈમા તો તમેજ એ મ્યુઝીક વગાડતાં હતાં ને તેબી કેવું મજાનું! હવે એક દહાડો હું આવીશ ને તમારે હાથે Beethoven સાંભલીશ."

તા. ૨૧-૧-૧૯૩૨. "પીરોજા. રૂ. કેપટન."

---

"ઘણો લાંબો વખત થયો મને તમારી કાંઈજ ખબર પડી નથી, પણ મારા જીવને એક સંતોશ છે, અને મારી ખાત્રી છે કે તમે હજી જીવતાં તો છેવો, એમજ ઘણું જીવીને ૧૦૧ નાં થજો ! સંગીત વર્ગને માટે સઉને ઘણાંજ ઉપયોગી છેવો.

"ઘણો વખત થયો હું તમને મલવાને ઇંતેજાર છું. પણ તમે તો તમારાં ચલયાંઓને લઈને રોકાયલાં એટલે હું તમારી પુરસદ અને સગવડનાં કયા દીવસો છે, તે યાદ રાખી શકતો નથી. અને જો રાતનાં ૮ વાગતાં પછી આવુંછું તો તમે તો બેઉ જણાં બારણાંને અંદરથી અદગરા દઈને મલવાનેબી નાં પાડો છો

એટલે મારો જે સગવડનો વખત તે વખતે હું વીઝીટ આપી શકતો નથી

"તમે કોઈબી દીવસે રસ્તે સેરીએ તો મલોજ નહી કે? આ વખતનો તમારો કૉનસર્ટ ક્યાં છે? લોકો તેને માટે તગર કરી રહયાં છે ને? આ કાગલ એવા હેતુથી લખુછુ કે તેનાં જવાબમાં મને તમારા મોતીનાં દાણા (અક્ષર) પાછા મલે."

તા. ૧૦-૨-૧૯૩૨. **"ફીરોઝ રતનાગર."**

---

"આપણાં "જામે જમશેદ" ની સેન્ટીનરીની બધી ધામધુમો અને ધધુખર ખુદાનાં હુકમથી ઘણીજ સંપુરણ રીતે પાર ઉતરી છે. આ પ્રસંગની રોકાણોમાંથી પરવારતાં હવે સૌથી પહેલું કામ અમને મળેલા સેંકડો મુબારકબાદી અને ભલી દુવાઓનાં સંદેશાઓનો જવાબ વાળવાનું હું હાથ ધરૂં છું. એ શુભ હીંગામપર તમોએ મોકળેલી ભલી ભલાઈની થોડીક લીટીઓ મારાં હેશાનમંદ જીગરમાં લાંબા કાળ સુધી રોકાઈ રહેશે. પુરાણું "જામે" ૧૦૦ વરસ જોવાં પામયું તેની જેટલી ખુશાલી મને લાગતી નથી, તેટલી તમો જેવાં એક દીલસોજ ખેરખાહ દોસ્તને ધરાવવા આ પત્ર આજે નશીબવંત છે એ વીચારથી મને લાગે છે. "જામે"ની હુમણાની ચઢતી તેનાં નેક કદરવંતા અને મેહેરબાન મીત્ર મંડળનેજ આભારી છે.

"પરવરદેગારના તમો ઉપર આશીશ હોજો! જેવી માયા અમો પર રાખો છો, તેવી સદા ચાલુ રાખજો. વધારે શું લખું?"

બાલાર્ડ હાઉસ,
તા. ૨૪-૩-૧૯૩૨ **"પીજામ"**

---

"......તમો બહેનજી અમારા મરહુમ ભાઇ હોરમસજીનાં જુનામાં જુના વફાદાર બહેનજી હતાં, અને તેનું પવિત્ર નામ અને યાદ હજી પણ તમારા દિલમાં હશેજ.

'તમારૂં નામ કેવા વહાલથી યાદ કરતા હતા તે હું કહી શકતો નથી. તમો બહેનજી તરફ ભારે લાગણી અને માન હતું. અને તમો બહેનજી માટે મારા મહુંમ ભાઈજીને ઘણુંજ ઉંચું મત હતુ"

"ફરામરોજ. અરદેશર. દુબાશ."

તા૦ ૨૭-૬-૧૯૩૨.

---

"......તમોએ તો એને ખાતર પુષ્કળ મહેનત લીધી છે ને આટલી બધી પરીક્ષા ઘણી ટુંક મુદતમા અપાવી મને બહુજ આભારી કીધી છે."

"ધનમાય બી. ભરૂચા."

તા. ૨૭-૬-૩૨.

---

"......જરૂર જરની ઉપર કાળજી રાખી આટલી એને પાર ઉતારશો તો જનમ સુધી હું તેમજ મારી દીકરી જર તમને યાદ કરશે ને આભારી રહેશેજી."

"ધનમાય બી. ભરૂચા."

તા. ૧-૭-૩૨.

---

"......વાહલાં બેહેન, વેલાતની ટ્રીનીટી કોલેજની એકેડેમીનાં તમો એક પનોતાં લાઈફ મેમબર નેમાયાં છો એમ જાણીને હું ને માહરાં બચ્ચાંઓબી કેટલાં રાજી થયાંચ ખરેખર બેહેન એ માન ઘણું બુલંદ ગણાય અને તમારી આટલાં વરસોની અથાગ મેહેનતનો પરવરદેગારેજ આવો ઉત્તમ બદલો આપ્યો છે માટે તમારી તથા વાહલાં બેહેન પીરોજબાઈની ખુસાલીમાં હમો સરવેની પણ ખરાં દીલની ખુશાલી સમજજોજી; હમો સરવે તમો માયાલું બેહેનને મુબારકબાદી આપીએચ અને ઘણી

ખુશ તંદરોસ્તી ને લાંબી જીંદગી સહીત આપે તેમજ એથીબી વધુ અનુપમ માન ભોગાવતાં રેહેવો, એજ હમારી દુવા આમીન હોજો."

"ગુલબાઈ. દીનશાજી. વકીલ."

તા૰ ૧૪-૮-૧૯૩૨.

---

"......તમારી હમેશની ફ્-તેહમંદ કલગીરમાં એક નવું-તેબી સૌથી સરસ-પીછુ ઉમેરાયું છે. તમને હુ ખરાં અંતઃકરણ-પુર્વક મુબારકબાદી આપું છું. એ અનુપમ માન ભોગવવા તમે ઘણાં વરસો જીવી તેનો લાભ સર્વે બાનુઓને આપશો.

"એકવાર ફરીથી તમને ધન્યવાદ આપી તમારાં મનની ભલી મુરાદો બર આવે એવી દુઆ ઇછું છું."

"અરદેશર. એમ. પી. કરાઈ."

તા. ૨૧-૮-૧૯૩૨.

---

"......ગઈ કાલના "કયસરે હીન્દ"માં તમારે માટે વાંચીને એટલી ખુશાળી લાગીછે કે બસ નહી. અમારાં માયાળુ, માતાજી જેવાં, શીક્ષકને આવું પેહલું માન મલ્યુંચ, તે ખરેજ મગરૂર છઈએ. દરેક જણા મગરૂર થાય, એવુંજ તમારૂ કીર્તીવાન નામ, અને કામ કાયમ રેહવો, અને ઘણુ જીવી તમારી ઉમેદ પુરી કરો, એવી માહરી દુવા આમીન ! આમીન !"

"ધન. રતનજી. શરોફ."

તા. ૨૨-૮-૧૯૩૨.

---

"......આજ રોજે તમો ઉપર કાગલ લખતાં અમોને પુષ્કળ ખુશાલી ઉપજે છે, કારણકે મ્યુઝીકની લંડનની ટ્રીનીટી કોલેજની એકેડમીનાં લાઇફ એકેડેમી મેમ્બર થવાનું માન તમારે ફાળે આવ્યુ' છે, અને તે પણ ૫૦ યુરોપ્યનોમાંથી

તમો એકલાંજ પારસી બાનુએ ધરાવ્યું છે, એ ખરેજ આપણી આખી ફૅમીલીને તથા તમારાં નેક મરહુમ માત-પિતાજીને શોભા આપનારૂં છે. મ્યુઝીકમાં આટલો બધો સરસ ને ઉંચો 'તાઇટલ' મેલવવા માટે તમો વહાલાં પુઇમાયને ખરાં જીગરથી અમો મુબારકબાદીનો સંદેશો મોકલ્યે છીએ, તે વાંચી તમારૂં અંતઃકરણ ખુશ કરજો, અને અમારે માથે આખી ફેમીલીનું વડવણ જાળવતાં ને ભવિષમાં તમારા ધંધાની લાઇનમાં વધુ એથી સરસ 'તાઈતલ' તમારે ફાળે લાવતાં, ઘણાં સાલ જીવતાં રહેજો, એવું દયાળુ દાદાર પાસે માંગતાં આ કાગળ બંધ કર્યે છીએ.

"એ બધા 'તાઇટલ' સાથ નચીંત મને અને સુખ સંતોષથી તમોને રહેવા માટે તનદરોસ્તી અને પૈસાનું જોર વધારી આપવા મેહેરબાન ખોદાતાલા ઘણી ઘણી મેહેર કરી કંઈ મોટી જેવી સોરતી લાવી આપે, તો તમારી જે મોટી ઉમેદ 'મ્યુઝીક હૉલ' બંધાવવાની છે, તે પણ જલદીથી બર આવે. આમીન! આમીન !"

લી. સદા તમાંરૂં ભલું ઇચ્છનાર,
તમારી ભત્રીજીની દીકરીઓ,

દેવલાલી. "શીરીનબાઇ જ. શરાફ."
તા. ૨૩-૮-૧૯૩૨. "નાજાં. જ. શરાફ."
"પુતલીબાઈ. જ. શરાફ."

---

"આજના 'Times' માં તમોને મળેલાં અનુપમ માનની ખબર વાંચી હું ઘણી ખુશી થઈ છું, અને એક આગલી શિશ્ય તરીકે તમોને ઘણી ઘણી મુબારકબાદી આપુંછું તે કબુલ રાખશોજી. ઘણાં વરસો સુધી તનદરોસ્તી ભરેલાં રહી વધુ ચઢતી કીર્તી મેળવતાં રહો, એવું મારૂં ચહાવું છે, તે આમીન હોજોજી !

"હું કેવું ઇચ્છું છું કે તમો બેહનજી પણ હવે ધંધાની જંજાળમાંથી ફારેગ થઇ આવાં કોઈ સુખવાસી અને સુંદર શહેરમાં આવી તનદરોસ્તી ભરેલાં રહો.

"કાંઈ નહીં તો થોડાક મહીનાની આશાયશ માટે પણ રહો તો ઘણું મજાતું અને તબીયતને બહુ ફાયદો થાય."

કૅમ્પ, પુના.

તા. ૨૫-૮-૧૯૩૨. **"જરબાઇ. સોરાબ. પારખ."**

---

"જત, તમો બેહનને મ્યુઝીકની એકેડેમીના લાઈફ મેમ્બર થવાનું અસાધારણ માન મેળવવા માટે મારી ખરાં જીગરની મુબારકબાદી કબુલશોજી. ખરેજ એ માન તમોને વષો આગમચ મલવું હતું. ખરા કીંમતી હીરાની કીંમ્મત ત્યાનાંજ ખરા ઝવેરીઓજ આંકે. અહીં જો એ માન કેટલું ચઢીયાતું છે, તે સમજવાની જરાએ અકકલ હતે તો અત્યાર સુધીમાં તો કંઇક મા-બાપો પોતાની દીકરીઓને તમારા હાથમાં સોંપી જતે. મોટી ફી આપી સફેદ ચામરાંમાંથી કોઈ એકબી એવું માંન મેળવનાર તો નીકલ્યું નથી. ચાલો એવાં અનઘડો એવાં માનવંતાં બાનુંનાં હાથમાં નહી આપે એબી ઠીકજ છે. તમારા હાથથી શીખ-નારાંઓનેબી કેટલું માન છે. હા ! તમારા જેવાં ભલાં, સાદાં અને અસાધારણ હુશીયારી ધરાવવા છતાં કેવાં નમાના અને જરાબી મગરૂબાઈ નહીં દેખાડી ગુપચુપ પોતાનું કામ બજાવ-નારાં આપરી કોમમાંથી ઘણાંજ જુજ બાઈઓ મળી આવે. ખુદા તમોને તંદરોસ્તી સાથે સુખી લાંબી જીંદગી બક્ષે અને ભવીષ્યમાં એથી ચઢયાતાં માંન મેળવવા ભાગ્યશાળી બનો. એવાં નમુ-નેદાર બાનુ આપની કોમનેબી કેવી શોભા આપે છે. આજે તો ધુળ જેવું કાંઈ શીખ્યાં તો ધરપર ડોકુ રાખી શકતાં નથી, તેવાં-ઓને ઢડો લેવા જોગ એક કીંમતી નમુનો તમો તો છેઓ. મ્યુ-ઝીક શીખવાનારાંની સંખ્યા તો કોણ જાંણે કેટલી મોટી હશે, પણ તમે જે માન મેળવ્યું તે તો ફક્ત પચાસ અને તેમાનાં તમો એક. એ કેટલું ખુશાલીભર્યુંછે ! એવાં માનવંતાં બાનુનાં ફ્રેન્ડ થવા માટે મને પોતાનેબી કેવું માન છે ! તંદરોસ્તી સાથે સુખી લાંબી જીંદગી ભોગવી તમારાં કામમાં તમોને સદા જશ મલે, અને ધારેલી જેબી શુભ ઉમેદો હોય તે ખુદા પાર પાડે! આમીન!"

તા. ૨૫-૮-૧૯૩૨. **"હીરાંબાઇ. રૂ. સેઠના".**

"...... આવું ઉમદા માન મેળવનારનું તો ચિત્ર છપાવું જોઈતું હતું ! તેટલાં બપોર પછી મળેલા આજના " ટાઈમ્સ "નાં પાનાં ફેરવતાં તમોજ નિકળી આવ્યાં; જે જોતાં હું અતિશય હરખાઈ ગઇ હતી, અને તમોને મારી પ્યારભરી મૂબારકબાદી જણાવવા તુર્ત લખવા બેઠી છું. તમારી છબી ઘણીજ સફાઇદાર છપાયલી છે. આબાદ તમારો જવાનીનો સુંદર ચહેરો, ચળકતી આંખ્યોવાળો બતાવે છે. તમારી ધિરજ અને ખંતનો આ વયે જેવો તેવો બદલો નથી ! એથી વધુ શું મેળવવાનું બાકી રહ્યું છે ? ......"

તા. ૨૬-૮-૧૯૩૨. "ગુલબાનું. હો. તવર્યા."

---

"......ગયા રવિવારે 'કયસર' માં વાંચી, હું ઘણીજ ખુશી થઇ છુ. અને તમને એ અનુપમ માન મળ્યું, તે માટે મારાં ખરાં જીગરથી મુબારકબાદી આપુંછુંજી, તમને એ માન મળ્યું તેથી મને ઘણી મગરૂરી ઉપજી છે; કારણ તમારાં જેવાં એક માનવંત બાનુંના મિત્ર હોવાનું શુભ નસીબ હું ધરાઉં છું, પાક પરવર કરે, અને તમો ઘણી લાંબી, તંદરૂસ્ત અને સુખી જીંદગી ભોગવો, અને એવાં બીજાં અનેક માન મેળવવાને ભાગ્યશાળી બનો એવી મારી દુઆ તમને આમીન થાય!"

"ગુલબાઈ. સો. જ. જીજીભાઇ."

તા. ૨૬-૮-૧૯૩૨.

---

"......'ન્યુસપેપર'માં વાંચ્યાથી જાણીને હું તથા માહરાં મમાજી, પપાજી ઘણાંજ ખુશી થયાં કે તમો ત્રીનીટી કાલેજનાં લાઇફ એકેડેમીક મેમ્બર થયાં છો. હમો સઘળાં તમોને મુબારકબાદી આપ્યે છીએ, ને ચાહીએ છીએ કે એથી વધુ માન તમોને ભવીષ્યમાં મલે !

"લંડનની ત્રીનીટી કોલેજનાં લાઇફ મેમબરો ઘણાજ હુશ્યાર ને મ્યુઝીકમાં પોતાની આખ્ખી જીંદગી ઘસીને ખરેખરો 'ઈન્તરેસટ' દેખાડે તેને બનાવે છે; અને તેવું મોટું માન તમોને

તેબી-એક પારસી લેડી-ને એ લોકોએ આપ્યું છે, તેજ તમારી ખરેખરી ઉંચા શીક્ષણની કદર કરી છે.

"વધુ નહી લંબાવતાં હું તથા માહરાં મંમાજી, પપાજી એટલુંજ ચાહીએ છીએ કે તમોને તમારાં દરેક કામમાં વધુ ને વધુ જશ મલે અને તમારા ઉમદા શીક્ષણનો જયાદા લાભ આપવાને તનદરોસ્તી સાથે લાંબા આયુષ્ય ભોગવો."

"હીલ્લા. સોરાબજી. કાપડીઆ."

તા. ૨૭-૮-૧૯૩૨.

---

"......બાકી હવે બીજાં ભીખાઇજી થતાં વર્ષો નીકળી જશે, તોપણ ખુદા કરે ને કોઈ નીકળે, અને આપરી કોમની મગરૂરી અને નામ રાખે. તમારી આતલી મોડી પીછાણ થઈ, તે હજુર તો ઘણી અગાઉથી થવી હતી. ચાલો, ખુદા તમને તનદરોસ્તી આપે અને હજુર વધુ ભલા કામો કરી તમારાં અંતઃકરણની ઈચ્છાઓ પુરી કરજો."

"ધન. ર .શરોફ."

તા. ૨૮-૮-૩૨.

---

"......ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝીકનાં લાઇફ ઍકેડેમીક મેમબરનું માન મેલવનારાં પહેલાં એક પુરાં પારસી બાનું હમારાં વાહલાં ભીખાઇજીને હમે માન ને હેતથી વધાવી લઈએ છીએ, અને હમારાં માંનવંત શીક્ષક માટે હમે ખરેજ ઘણાં મગેરૂર છઈએ.

"લાયકને મલેલાં લાયક માન માટે જાણી સૌ આજે ઘણાં રાજી થયાં છઇએ. ને તે માટે માહરા જાંહગીરજી તથા હું ને માહરાં બચ્ચાંઓ તમોને ખરાં દીલથી મુબારકબાદી આપી સરવે ભલી દુવાઓ ચાહીએ છીએ જે કીરતાર તમોને આમીન કરે!

"તમારી સુંદર સબી જોઈ મને ખરેજ ઘણો હરખ ઉપજયો છેજી. સદા ઘણાં માનપાન ને ચહરતાં સુખ પામો એજ માહરી પરવદેગાર પાસેની દુવા છેજી. હું પોતે મલવા આવીને તમોને કોટી કરીને મુબારકબાદી આપીશ, ત્યારે માહરો જીવબી ધરાશે. બે ચાર દીવસમાં જરૂર આવીશ."

તા. ૨૮-૮-૧૯૩૨. "નાંજામાય. જાહંગીરજી. ખંબાતા."

---

"......હમે ટાઇમસમાં વાંચીને ઘણુંજ ખુશી થયાંચ કે તમારી છેલ્લાં ૪૨ વરસની મ્યુઝીકની સેવાની કદર બુજી તમને Life Academic Member of Trinity College of Music, London, બનાવ્યાં છે, અને તેને માટે હમે તમોને ખરાં જીગરથી મુબારકબાદી આપીએચ અને ઇછીએચ કે તમે ૧૦૦ વરસના થાવો અને તંનદોરસ્તી સાથે હમેશાં તમે એ મેમબરસીપ ઘણાં વરસ વેર ભોગવો અને ખુશી રહો!"

"માસી ગુલબાઇ તેમજ બેહન પરસીસ."

કરાંચી.

તા. ૨૯-૮-૧૯૩૨.

---

"... હું મારી ખરાં જીગરની અને સાચ્ચી લાગણીની મુબારકબાદી મોકલુ છું. જે માનને તમે લાયક હતાં તે સોનાનો ચાંદ તમારી છાતીએ આવ્યો છે! તમારો જુવાનીનો સબકતો ચેહરો મેં 'જામે'માં જોયો, ત્યારે મારાં આવાંબાઇ મમાની પનોતો પુત્રીને મેં જોઇ!

"......"ગોરદાફરીદ" તમારે માટે જે લખાણ કરયું છે, તેની દરેક લીટીએ તમારી આખ્ખી જીંદગીને સંપુરણ ઇનસાફ આપ્યો છે. મારી પ્રીય બહેન, એવાંજ બીજાં અનુપમ માન મેળવવાને તમો જશવંતા અને ભાગ્યશાળી થાવો!......"

"ફીરોઝ. ર રતનાગર"

તા. ૩૧-૮-૧૯૩૨.

"......વાહલાં ભીખાઈજી, હું આઠ–દસ દહાડા ઉપરનાં 'ન્યુસ' વાંચી ને ઘણીજ ખુશી છું જે આપને મ્યુઝીકની અંદર આટલી મોટી અને માનવનતી પદવી મલી. આપનાં કરતાં કોઈ પણ બીજું તેને માટે લાયક નથી. મને સમજણ નહીં પડતી જે કેવી રીતે લખીને હું આપને જણાવું જે હું કેટલી ખુશી થઈ છું. હું ઘણીજ મગરૂર છું જે હું એક આપનું જુનું 'પ્યુપીલ' ગણાવું છું. મને એટલીજ દીલગીરી લાગે છે જે હું આપની પાસે વધારે વખત શીખી શકી નહી."

મદરાસ,

તા.-૪--૯-૧૯૩૨. "હોમાંય. જાલ. બાટલીવાલા."

---

"......તમો Academy of Music ના Life Member થયાં છો તે જાણી ઘણીજ ખુશી થઈ છું ને તમુને તે માટે મુબારકબાદી આપુચજી. ન્યુસમાંથી તમારી સબી મેં ફાડીને વહાલાં શીક્ષકની તસવીર તરીકે મારી પાસે રાખી છેજી. તમો માનસો નહી પણ મારો જીવ તમુને મલવામાં ઘણોજ ભરાઈ રહયો છેજી."

તા. ૬-૯-૧૯૩૨.

"ખોરસેદ. ફ. નાશીકવાલા."

---

"......આ મુબારકબાદીનું કાગલ લખતાં મને અત્યંત ખુશાલી લાગે છે. ખુદાએ તમોને તમારાં ઘડપણની સાંજે જે અનુપમ માંન મેળવવાને ભાગ્યશાળી કીધાં છે તે માટે હું ને મારા નવરોજી અતિ ઘણાં ખુશી થયાં છઈએ. એ માન મેળવવાને માટે તમો તદન લાયક છેવો. ને એવાં બીજાં માંનો મેળવવાને ભાગ્યશાળી થજો. ખરેજ અત્રેનાં રહીશો તો તમારા કિંમતી હુન્નરની પ્રસંશા કરવાને બેનસીબ રહયાં છે, પણ તમારા હુન્નરની વાજબી ઠેકાણે કદરસનાશી થઈ તે માટે આપણે મગરૂર છઈએ. ખુદા તમોને લાંબી જીદગી

બક્ષે ને આપ-બળથી હુંમેશ આગળ ને આગળ વધતાં રહેવો ને તમારી જીંદગીનાં દીવસો શાંતિ અને સુખમાં પસાર કરો.

"મારાં સાસુજી તેમજ બહેન તહેમીનાં પણ મારી સાથે મુબારકબાદી ઇચ્છવામાં સાંમેલ છે, તેઓ તરફથી પણ કબુલ કરજોજી."

તા. ૭-૯-૧૯૩૨.

"વીરબાઈજી. "ન. રૂ. એદનવાલા."

---

"......આજનાં મેલનાં 'કયસરે હિન્દ' પેપરમાં તમો માહરાં વાહલાંને "ટ્રીનીટી કોલેજનાં એકેડેમીકનાં લાઈફ મેમબર" તરીકેનું જે અનુપમ અસાધારણ માન મલ્યાની, ખુસ ખબર વાંચી માહરા નરીમાન તેમજ હું ઘણાંજ ખુસી થયાંછ. અને હમો બન્ને તમોને એ વીશે ખરાં જીગરથી મુબારકબાદી આપ્યેછ.

"ખુદા એથી પણ ચહડયાતાં માંન મેલવવાને, તમોને તંદરોસ્તી સાથની લાંબી સુખી જીંદગી બખશે, એવું ચાહાયેછ, તે આમીન થાય.

"હાલમાં હમો લંડનમાં છૈયેજી. નવેમબરમાં ઈંડીયા આવશું ને તે વખતે હમારી સ્ટીમર મુંબઇ થઈને કરાંચી જશે તો તમોને મલી ખુસી થઇશુંજી."

લંડન, "શીરીન. નરીમાન. જહાંગીર. કોહારી."
તા. ૧૫-૯-૧૯૩૨.

---

"......બહેનજી તમોએ આટલી બધી મહેરબાની કીધી છે ને આય વખતબી તમોએ જાસતી કલાક આપી શીખવીને એને પરીક્ષામા મોકલો છો તે વાસ્તે હું કાઇ તમારી થોડી ઉપકારી નથી. હું તો તમુને હુંમેશા વખાણુ છું ને ખુશી થાવ છું કે તમારે ત્યાંજ મે એને શીખવા મોકલી છે કે જેથી એ તમારીથીજ પાર પડી છે. ખુદા પાસ દુવા માગું છું કે આ કામ તમારે હાથ પાર પડે."

તા. ૨-૧૧-૧૯૩૨. "ધનમાય બ. ભરૂચા."

"......૫૦ મેમબરની ઍકેડમીમાં લાઇફ મેમબર થવાનું અનુપમ માન ભોગવવા બીજાં પચાસ વરસોનો વધારો થાય ને જીવો જાગો ત્યાં સુધી કોમમાં એવુંજ ઉત્તમ માન જાળવી રાખો! તમારા લાઇફ મેમબર થવાની ખુશ વધાઈ જાણી હતી ને તે પછી તમામ પત્રોએ પણ એ ખુશ વધાઈનીજ ખબર આપી તે પણ મારા વાચવામાં આવી ને બધાંનો સામતો સરવાલો કરી ને સેવતનો મારી તરફથી મુબારકબાદી ઇચ્છું છું. જેમ કરવામાં હું ભુલતો નહી હોઉં તો પેહલો છુ......"

"મેહરજીભાઇ. શો. મેહતા."

તા. ૨-૧૧-૧૯૩૨.

---

"......ભીખઈજી માય, મારી દીકરી તમારી સંગતમાં તમારા જેવી ભલી, ગરીબ, ને દાનાવ થાય. સારી સોબતમાં રહે તો સારાં નીવડે."

"જરબાઇ. શો. પટેલ."

તા. ૨૦-૧૧-૧૯૩૨.

---

"......દીકરી રતીની પરીક્ષાનાં આવેલાં શુભ પરીણામ માટે તમો વહાલાં બહેનજીને ખરાં જીગરનો ધન્યવાદ આપતાં અમારી ખુશાલી જાહેર કર્યે છીએ. એ ફત્તેહ માટે ખરી મુબારકબાદી તમને ઘટે છે, કારણ કે તમારાં શિષ્યોને પરીક્ષા પસાર કરાવવાનીજ નેમથી તમે શીક્ષણ આપતાં નથી, પણ તેઓ "ઑનર્સ" સાથે પસાર થઇ તમારાં શીક્ષણને જેબ આપે એ જોવાને તમે હરદમ આતુર અને જીજ્ઞાસુ રહો છો એટલુંજ નહિં, પણ તેઓ મ્યુઝિક શીક્ષણ મેલવવા સાથે તેઓનાં ચારીત્રની પણ ખીલવણી કરવાની તમારી ખંત અને કાળજી એક માતાને ભૂલાવે તેવી હરદમ માલમ પડી છે. દીકરી રતી માટે તમો બહેનજીએ જે અથાગ કાળજી બતાવી છે તે માટે સંતોશ અને મગરૂરીની નોંધ લેતાં અમને ખચ્ચીતજ ખુશાલી ઉપજે છે.

"ખુદા તમો વહાલાં બહેનને એ બચ્ચાંઓને હજુર ઊંચી તાલીમ–તરબીયત આપવા લાંબી જીંદગી બક્ષે એવી દુવા ગુજારીએ છીએ!......"

"આલાંમાય. એરચશાહ. હીરજીબહેદીન."
"એરચશાહ. રૂસ્તમજી. હીરજીબહેદીન."

તા. ૨૯–૧૧–૧૯૩૨.

---

"......તમારા મુબારક હાથોની સુભ વધાઇની ચીઠ્ઠી મને આજે પોસ્ટમાં મલી છેજી જે વાંચી હમો શરવેને ઘણીજ ખુશાલી પેદા થઇ છેજી. વ્હાલી બેટી મની ઑનર્સ શાથે "૯૪" માર્કસથી 'થીયરી'ની પરીક્ષામાં પસાર થઇ તેનુ સર્વ માન તમો વ્હાલાં બેહનજીને ઘટેછ. કે પેહલાંજ વખતમા તમારી ઉ-તમ તાલીમથી એ પસાર થવા પાંમી છેજી. હમો તે માટે ખરાં અંતઃકરણથી તમારો ઉપકાર માની તે દાદાર પાસે દુવા માંગીએચ કે તમોને ઘણાં લાંબા આયુંષ્ય સાથે શુખી અને આબાદીથી ભરપુર જીંદગી બક્ષે. આમીન!

"......તમારા કરતા શીખવવામાં બીજુ કોઇ ચહડતું હમો સમજતાં નથીજી."

"કુંવરબાઇ." તથા ભાઈ
તા. ૨૮–૧૨–૧૯૩૨. "ફીરોઝશાહ. સી. મીર્ઝા."

---

"......તમારૂં કાગજ મને મલ્યું છેજી. બેટી જર પાસ થઇ તે જાણી હમો ઘણા ખુશી થયાં છઈએ, તેમજ તમારાં ઉપકારી છઇએ; કારણ કે તમારી મહેનતથીજ આવુ શુભ પરીણામ આયું છેજી, તે વાસ્તે હું તમારી ખરાં જીગરથીજ બહુજ આભારી છું. આવતે વરસેબી એમજ પાસ થાય, એવી મારી દુવા છેજી."

"ધનમાય. બી. ભરૂચા."

તા. ૩૧–૧૨–૧૯૩૨.

......વાહલાં ભીખાઇજી, હજીબી તમો મને એટલાં બધાં હેતથી યાદ કરો છો તેથી હું ખરેજ મને ઘણીજ મગરૂર છું ને માહરાં વાહલાં ભીખાઈજીની જીંદગીભરની હેશાનમંદ છું, કારણ ઉતમમાં ઉત્તમ મ્યુઝિક શિક્ષકનાં શિક્ષણથી માહરી જીંદગીમાં ઘણોજ ફાયદો થયો છે, જે માટે માહરાં હંમેશનાં કાળજીવંત ને માયાળુ શિક્ષકનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

"તમોએ જે બધી મહેનતે મ્યુઝિકની કીરતી મેળવી છે તેને માટે હમો તમારા Ex-pupils ને pupilsને મગરૂર થવા જોગ છે. કારણ આટલાં કીરતીવંતાં શિક્ષક પાસે મ્યુઝિકનું શિક્ષણ મલ્યું છે એ બધી કીરતી માટે તમો વાહલાં ભીખાઇજીને ખરેખર ઘણીજ શાબાશી ઘટે છે. ભવિષ્યમાં વધતી જતી કારકીરદી તમો મેળવશો એવી મને પુર ખાતરી છેજી. ને તે માટે તમારે ખરેજ ઘણું મગરૂર થવાનું છે. ને હું તો માહરાં ભીખાઇજી માટે હમેશની ઘણીંજ મગરૂર ને હેશાનમંદ છુંજી."

"આલાં. સો ખંબાતા."

તા. ૧૦-૨-૧૯૩૩.

---

"......તમો કહેશો કે સામી પરીક્ષા આવી અને લેશન માટે નહી આવ્યાં, પન શું કરૂં? બહેનજી હું જરાકબી નગુણી થવા માંગતી નથી અને તમારી આખા વરસની મહેનત બરબાદ કરવા માંગતી નથી એ જરૂર સોમવારે આવસેજી.

"બહેનજી હું તમારો તો જીવસ ત્યાં વેર આભાર માનીસજી, કે આટલીબી તમોએ એને પાર ઉતારી. પણ શું કરૂં? કાલ કેવી છે કરીનેજ મેં એને જલદી અદરાવી દીધી.

" આ છેલ્લી પરીક્ષા છે તે જરૂર એની પાસે મેહનત કરાવી અપાવી દેશોજી."

"ધનમાય. બી. ભરૂચા."

તા. ૨૧-૧૦-૧૯૩૩.

---

"......તમારી "અજલના ફરેસ્તા"ની ચોપડીના સંબંધમાં મ્હેં કોઇ પણ વાર અભીપ્રાય આપ્યો હતો એ વાતની તો મ્હારી યાદદાસ્ત તાજી કરવાથીજ મ્હને ફ્રોમ થઇ છે. એ અભીપ્રાયના કોઇ પણ ભાગનો ઘટતો ઉપયોગ તમે કરો તેમાં મ્હને વાંધો નથી. તમો કાંઈ પણ ખોટું કરો એવાં તો છોજ નહિ. આપણા કાંઇ પણ લખવાથી અને બીજાંઓ તેનો ઉપયોગ કરે તેથી વીદયાની પ્રગટી થતી હોય તો તેમાં ઓર લાભજ છે."

"મહેરવાનજી. મ. બનાજી."

તા. ૧૮-૩-૧૯૩૪.

---

"......આજ દિને તમારા 'મ્યુઝિક સ્ટુડયો'ના સંબંધમાં મારા તરફથી કાંઇક વિચાર લખી મોકળું છું.

"મિઠાં અને રસીલાં શું ઇંગ્રેજી, ગુજરાતી કે હિંદુસ્થાની ગાયનોમાં જેવી મજાહ છે; અને તેથી જે અસાધારણ આનંદ આપણને ઉપજવા પામે છે, તેની કદર એક બેકદર ઈનસાન કદીબી કરી શકે? જેઓ રસીક અને અસરકારક ગાયનની લેહજતની કિંમત કરી શકતાં નથી, તેવાં કઠોર હૈયાંનાં માનવો માટે આપણે શું કહી શકયે! શું સુખમાં કે દુઃખમાં ખરી રૂઢી પર રચાયલાં ગાયનો આપણાં મુંઝવાયલાં અંતરને કેવો સુખરૂપ આનંદ આપે છે; અને ઘડીભર આપણે કેવી શાંતિ અને રાહત પામ્યે છિયે તે સમજાવવું કાંઈ મુસ્કીલ કાર્ય તો નથીજ!

"કેવી અફશોસની વાત છે કે આપણાં સુધરેલા અને 'અપ-ટુ-ડેટ' સોસાયટીઓમાં લેહર મારતા પારસીઓનો એક ચોકકસ ભાગ પોતાની કોમનાં ઉમદા પ્રેકારનું ઇંગ્રેજી મ્યુઝિક શીખવનારાં પારસી બેહનોની ઉદાર કદર નહિ કરતાં, પરજ્ઞાતની ફીરંગી કે ખ્રિસ્તી કોમની બાઇઓને ઉત્તેજન આપવામાં અને તેમની હદબાહર વખાણ કરવામાં પૂર મોજ માની લે છે! શું આપણી પારસી બેહનો જૂદાં જૂદાં વાજીંત્રો જેવાં કે પ્યાનો, વાયોલીન,

મૅનડોલીન વિગેરે પર વજાડતાં અને ગાતાં શીખવવામાં પાછી પાણી કરે એવાં છે? તમો બેહુન આજે વર્ષો થયાં પારસી બેહુનોને પ્યાના ઉપર સુંદર સંગીત વજાડવાનું શીખવો છો, અને અત્યાર સુધીમાં સેંકડો પારસી બાળાઓ સંપુર્ણ રીતે શીખીને ઘણાં ચપળ અને ઉમંગી બનવા પામ્યાં છે તે ઘણાઓને આજે રોશન છે. ખુશીની વાત છે કે તમો ૬૮ વર્ષની આવી મોટી ઉમરે પણ તમારા આલા હુન્નરનો લાભ મારી પારસી બેહુનોને આપતાં રહયાં છો, તે તમારી ૪૫) વર્ષની ઝહેમત ખરેજ સ્તુતીપાત્ર છે, એમ મારે હિંમતથી કહેવું જોઇએ.

"અલબતાં તમારાં કેટલાંક વાર્તા વિગેરેનાં પુસ્તકો મારા વાંચવામાં આવ્યાં છે, અને તે તમોએ ઘણીજ સંભાળથી અને મધુર ઢપે લખેલાં હોવાથી, તેને છાપાએ અને વાંચક-પ્રજાએ પણ વખાણેલાં હું જાણું છું. વળી તમોએ તમારા અતિ વાહલા ભાઇ મરહુમ સોરાબ. પાલમકોટનાં માસિક ચોપાન્યાંનાં અધિપતિ તરીકે કેટલોક વખત સુધી ફરજ બજાવી-તમારી એક પ્રવિણ લેખક તરીકેની શકિત બતાવી આપી હુતી તે ઘણાંઓ સારી રીતે જાણે છે. એક ઉત્સાહી પ્યાનીસ્ટ તરીકે તમોએ જે અનુપમ કીર્તિ મેળવી છે તે સદા નીભી રહે એવી મારી ઉમેદ છે. એક મધ્યમ શાકતનાં બાઈ હોઇને—તમોએ કેટલાંક ઉપ્યોગી ધર્મ-ખાતાંઓને—તમારાં દયાળુ શિષ્યોની સહાયતા સાથે-અનેક જાહેર કોનસર્ટો કરીને રૂ. ૩૮,૦૦૦/- નો ધરખમ ફાલો આપ્યો છે, તે માટે તમોને ભારે ધન્યવાદ ઘટે છે. ભલી નેમ ધરાવતાં કાર્યો માટે જે પારસી બેહુનો પોતાની ઉત્સાહી સહાયતા આપવાને નિત્ય પછાત પડતાં નથી, તે તેમની ઉદાર લાગણીનો આ સાચ્ચો પુરાવો છે, એમ કહેવાને કોણ ના પાડી શકશે?

"એક કારણ માટે હું ઘણો દિલગીર છું કે તમોએ મુંબઈમાં એક "કૉનસર્ટ હૉલ" ની સ્થાપના કરવાનો જે ઉમદા વિચાર ધરાવ્યો છે તે તમારી શ્રેષ્ટ ઉમેદ હુજી સફળ થવા પામી નથી! એ માટે તમોએ અનેક કોનસર્ટો કરીને જે નાણાં ભેગાં કર્યાં

છે, તે ખચીતજ પુરતાં નથી. ખરેજ તમોએ તે માટે પુષ્કળ પ્રયત્ન કરીને જબરી વેઠ કરી છે, છતાં જો તમારાં શિષ્યો અને ચઢયાતાં મ્યુઝિકનાં શોખીન પારસી બેહનો અને ભાઇઓ જો મન પર લઈને પોતાનાં બોહળા લાગવગનો ઉપયોગ કરીને, એ માટેનાં ફંડને ચાલુ ઉપસાવ્યા કરે તો, એક "કોનસર્ટ હૉલ" ઉભો કરવાની-તમારી ઉમેદ હજીબી-તમારી જીંદગી દરમ્યાન બર આવે તો આપણે સહેજબી અજબ થઈસું નહી. અલબતાં આપણાં મશહુર છાપાઓનાં ભલા અધિપતિ સાહેબો ચાહે તો ઘણું કરી શકે; અને ઉપલાં ફંડને માટે કલમ ચલાવે તો-અત્યાર-સુધીમાં ભરાયલી રકમમાં ઘણોક વધારો થઇ શકે.

"હું તમોને ખરાં જીગરથી પૂર તંદરોસ્તી સાથે આરામ ઇચ્છું છું; અને દોવા ગુજારૂં છું કે એ તમારી વર્ષોની ઉ-તમ આશા હવે પછી સંપૂર્ણ થયલી જોવાને, તે મહાન સર્વેશ્વર તમોને સામર્થવાન કરે ! આમીન!"

આલટામૉન્ટ રોડ, "બેજનજી. અરદેશર. દુબાસ."
તા. ૨૧-૪-૧૯૩૪.

---

"......બહેનજી સત માનજો જે તમારી સાથથી છુટાં પડતાં હમો ઘણાંજ દલગીર છેઇએ, પણ ફરજ્યાત અમોને ખાલી કરવું પડયું છે. હમોને ચાલુ વમાસન થાય છે જે હમુને તમારાં જેવાં ભાડુત મળવાનાં નથી. પોતે અગવડ ખમી બીજાંને સગવડ કરી આપે એવો નમુનેદાર ખવાસ ઘણાંજ થોડામાં હશે. એ તમારા ગુણને માટે હમો તમારાં સદાનાં આભારી રહીશું.

"એવાં ભાડુત ફરીથી નહીં મળશે. ખરેજ એ બાબતમાં હમોને ઘણીજ ખોટ ગઈ છે.

"ખુદા તમોને સંભાલી મદદગાર થશે!......"

દેહણું. "શીરીનબાઇ. ખરશેદજી. ફ્રૉબ્સ."
તા. ૩૦-૪-૧૯૩૪. "ખરશેદજી. એ. ફ્રૉબ્સ".

---

"... ..આવતે સાલથા ફારેગ થવા આગળ એક કોનસર્ટ કરવાનાં છો, એ ખબરથી દધાઇ જાઊં છું'......હજી આ ઊમરે પણ એજ હોંશ! તમે ટાઉન હૉલમાં પાછાં જવા માંગો છો! ......ચાલો એ કામબી સફળ કરો અને આ દુનીયાનો ફેરો પણ સફળ કરી વીદાય થજો. મને તમારી અશો યાદ લખવાની ટક કદી આપતા નાં. નવધાર આંસુએ લખું તે કરતાં એ વિચારજ માંડી વાલજો."

"ફીરોઝ. ર. રતનાગર."

તા. ૨૭-૫-૧૯૩૪.

---

"......હવે હમુને એકનો એકજ વીચાર આવે છે. જે ભીખાઇજી-પીરોજબાઈ જેવાં ભાડુત કેઠે મલવાના નથી. નવા ઘરમાં તો એકજ ભાડુત ઉપર છે, તે અંગરેજ છે. ઓ ખુદા! આવાં ભાડુતોથી તેં હમુને કાંય છુટાં કીધાં? જેવી તારી મરજી! બેહેનજી ખુદા તમુને શંભાલે અને તેજ તમુંને જરથી નવાજે.

"......તમે એટલાં ભલાં અને લાયકીવાલાં છેવો જે કોઇબી તમારી સાથે વાંકો ચાલશેજ નહી. બેહનજી હું ખરી મનશની અને લાગણીથી લખું છું જે તમારાં જેવાં દીલસોજ અને આબરૂદાર ભાડુતથી હું છુટો પડું છું. ખરેજ ઘણાંજ થોડાં માણસો તમારાં જેવાં હશે. જ્યાંબી તમે જાવો અને રેહવો ત્યાં સુખી અને આબાદ રહેજો. મેહેરબાન બેહેન એકવાર ફરીથી તમે હમારી તરફ દેખાડેલી અને કરેલી અનેક મહેરબાનીઓ અને ઉપકારો માટે બે હાથ જોડી માફી માંગી દલગીરી સાથે છુટો પડું છું. ખુદા તમારો રાહબાર અને મદદગાર થાવ......"

"ખરશેદજી. એ. ફ્રૉમ્સ."

તા. ૩-૬-૧૯૩૪.

---

"......તમારી મુબારકબાદીની ચીઠ્ઠી દીકરી તેહમોને પુગી છે, અને તે માટે તમારો ઉપકાર માનું છુ. તમોએ તેહમીનાને જે મુબારકબાદી ચાહી તે કરતાં વધારે મુબારકબાદી હું તમુને ઈચ્છું છું. તમોએ એની ઉપર કાળજી રાખી અને મહેનત લીધી, તમારાં પોતાનાં બચ્ચાં માફક ગણી એને જે સંગીતની ઉમદા હુન્નરની તાલીમ આપી તે માટે હું તમારી ઘણી ઉપકારી છેઉ, અને તમારે પગળે એ ચાલી શિષ્યોને પણ એજ માફક તાલીમ આપશે.

"સંગીત (Music) શીખવતી વખતે કેટલાં શિષ્યોને શિક્ષણ આપ્યું અને કેટલાં પાસ થયાં, તેને લગતી જે સુચના તમોએ કીધી છે, તે ખરેખર નોંધી રાખવા લાએક છે."

"દારાશીબાઇ. જાં. બેંકર."

તા. ૮-૭-૧૯૩૪.

---

"...... જ્યારે મેં પહેલું જાણ્યું કે તમો બહેનજી પાછો એક કોનસર્ટ કરનાર છો, ત્યારે ખુદાનાં બંદા હોય તો માનજો કે મને મસમોટો ધર્તીકંપનો આંચકો લાગ્યો......અને તે પણ ફકત ઈનમીન ને સાડેતીનને બદલે ચાર છોકરીઓ સાથે—ત્યારે તો મારી અજાયબીનો કશો પારજ રહ્યો નથી!........

"એક કોનસર્ટ એટલે મોટી જંજાલ, કીમતી વખતની મોટી રોકાણ, અને છોકરીઓનાં ભેજા ઉપર મોટો ભાર અને તે સાથે મોટાં બહેનજીની નબળી ચાલતી તબીઅત ઉપર અણઘટતો બોજો, અને આકેબત શું—સાર્થક શું—પ્રથોજન શું ?-ચાલોજી-જવાબ આપો........."

"એરચશાહ. રૂ. હીરજીબેહદીન."

તા. ૨૫-૫-૧૯૩૪.

---

# એક સાચો ખુલાસો.



"......દીકરી ભીખાઇજીની ૧૯૩૧ ની 'ફૉર્ટી'-ફાઇવ યર્સ' ઇન મ્યુઝિક'માં, "મારો અનુભવ," એ પ્રકરણ હેઠળ દસમે પાને દીકરી ભીખાઇજીને ઇંગ્રજી શિખવવા જે એસારો કર્યો છે, તે સાચો છે; પણ તે પછી ઘણે લાંબે વખતે એક ચોપાનિયાંમાં દીકરી ભીખાઇજીને ખોટી પાડવા જે લખાણ આવ્યું છે, તે મને વાંચી સંભળાવવમાં આવ્યું, કે લીમજીભાઇ અસલી વિચારનાં હતા ને છોકરીઓને ઇંગ્રજી કેળવણી આપવાની વિરૂધ્ધ હતા ! આ ખોટું છે, તેથી હું સચ્ચાઇ જાહેર કરૂં છું:—

જ્યારે મારાં માય, ભાઇ, અને બહેન મરહુમ લીમજીભાઈ. પાલમકોટનાં કોટનાં ઘરમાં રહેતાં હતાં, ત્યારે હું અલેકઝાન્ડ્રા સ્કુલમાંથી મારાં માયને મળવા આવતી હતી, ત્યારે બીજે માળે મરહુમ લીમજીભાઇ, ને તેવણુનાં ધણીઆણી આવાંબાઇને મળવા જતી હતી. બાઇ આવાંબાઇને હું 'ટૅટીંગ'ની લેસ શિખવતી હતી, ત્યારે એક દીવસે લીમજીભાઇએ મને કહયું કે "મીઠીબાઇ, મારી ભીખાઇજીને તમે ઇંગ્રેજી શિખવજો. હમણાં તો એ ગુજરાતી શીખેછ, સાત ચોપડી પુરી કીધા પછી ઇંગ્રેજી શિખ-વશું." આ તેવણુનાં પોતાનાં શબ્દો છે. મારૂં મહીરે નામ મીઠીબાઇ હતું. આ વાતચીત અમોને ૧૮૭૨ કે ૧૮૭૩ માં થઇ હતી. આ સાચ્ચું છે, અને દીકરી ભીખાઇજીનાં આગ્રહથી સચ્ચાઈ જાહેર કરૂં છું. તે જમાનામાં મરહુમ લીમજીભાઇ અને મરહુમ આવાંબાઇનાં વિચારો ઘણા સુધરેલા હતા.

લીમજીભાઇ ગુજરી ગયા પછી ત્રણ વર્ષે દીકરી ભીખાઇજીને મારે ઘેર ઇંગ્રેજી શિખવવા મોકલ્યાં. તે પછી ચાર-પાંચ વષ રહીને અલેકઝાન્ડ્રા સ્કુલમાં ભીખાઇજી ગયાં. ભીખાઇજીને હું ૫૮ વર્ષો થયાં ચાલુ અંગત ઓલખું છું. એવણુનો સ્વભાવ શાંત છે. એવણુને રાંક, ગરીબ મેં આખી જીંદગી સૂધી જોયાં છે. એવ-

ણની ચાલ-ચલણ, નીતી–રીતી, ઊંચો ખવાસ, ખાનદાની ખાસી–યત, તાબેદારી, સચ્ચાઇ, આબરૂ–ઇઝત અને સ્વમાન ઘણાં ચઢીયાતાં મેં હંમેશાં જોયાં છે. ૫૮ વર્ષો થયાં એવણનાં સમા–ગમમાં હું ચાલુ આવી છું, ને દીકરી તરીકેજ ગણું છું.

પારસીઓમાં એવી તાબેદાર, ગુણવંતી, ડાહી, સમજુ, સબુરીવાલી અને સહનશિલ દીકરીઓ ઘણી પેદા પડે એવું હું ઈચ્છુંછું !"

"જરબાઈ. ફકીરજી."
(પટેલ.)

'સી વ્યુ તેરેસ.'
કોલાબા,
તા. ૧૫–૯–૧૯૩૪.

---

"......આજે લગભગ પાંચ દાયકા થયા તમોને આળખવાનું માન સેવક ધરાવે છે, અને તે ધરાવનારનો જશ તમારા મરહુમ ભાઇ શોરાબને ફાલે જાય છે. એ ભાઈએ જોડેલી સાંકળ એવી તો મજબુત છે કે આજ દીન સૂધી એક કડી પણ તુટી નથી.

તમો સરખી એક નમુનેદાર બહેન મેળવવા માટે હું પોતાને ભાગ્યશાલી સમજુછું.

આ લાંબી મુદત દરમ્યાન સેવકને તમારે માટે પૂરતો અભિ-યાસ કરવાનો અવકાશ મળ્યો છે. તમારી સાહિત્યની સેવા માટે આ, અને અગાઉનાં પોથાઓમાં પ્રગટ થયલા મતોથી વધુ સરસ મત હું શું ઉચ્ચારૂં ? એ તમારાં કાર્યો માટે મારો અનુ–ભવ મને શિખવે છે કે એ કામને માટે તમોને કુદરતે જન્મ–થીજ બક્ષેસ કરી છે, અને તે બેશક કેથી ઓધે ઉતરતી આવેલી હોવાથી તમારી કીર્તિમાં વિશેષ ઉમેરો થયલો હું ભાખું છું; તે છતાં બહેન ભીખાઈજી, શું કહું ?

તમારે માટે કેટલીક અદેખી ઓરતો એવી અફવા ચાલુ ઉડારે છે, તેમજ કેટલાક ભોલા અજાણ્યા ભાયડાઓનું ભેજું ફેરવે છે કે તમો ફકત તરજુમાજ કરી શકો છે, ને 'ઓરીજીનલ' લખી શકતાં નથી, તેઓને આ યાદગાર પુસ્તકમાં આવેલાં 'ઓરીજીનલ' લખાણોનો મોટો જથ્થો, અને તે લખાણો વિષે સાક્ષરો, વિદ્વાનો, પંડીતો, છાપો અને સ્કૉલરોનાં ઊંચા અભિપ્રાય અર્પણ કરૂં છું. વાંચો ! એવણની સાહિત્યની વિદ્વતા અને બાહોશી, એક લેખક તરિકે, એક ગ્રંથકાર તરિકે, જાહેરમાં હિમ્મતથી લખનાર તરિકે, ભલા મરદ લેખકનું પણ લક્ષ ખેંચે છે. ગાજર પારખુંઓ ઝવેરી થઇ બેસવાનો દાવો કરે છે ! તમારા ભાઇનાં ચોપાનિયામાં ૨૦ વર્ષો સૂધી કોણે મદદ કરી? તમેજ ! દરેક ચોપાનિયાંમાં અને દરેક વર્તમાન-પત્રમાં ૧૮૯૦ થી ૧૯૩૪ સૂધી જાતી હિમ્મતથી. કોઇનો પણ સરોપરો રાખ્યા વગર સચ્ચાઈ કોણે જાહેર કીધી ? તમેજ ! તે કંઇ વાર્ત્તાનાં તરજુમાં નહિં હતાં ! તે સઘળાં સેંકડો 'ઓરીજીનલ' લખાણો હતાં, ને લોકો તમારાં લખાણો-ખાટાં-તીખાં, ખારાં-મીઠાં વાંચવાની કેટલી હોંસ ને ટગર કરતાં હતાં, તેનો તમોને અને તમારાં દુશ્મનોને ખ્યાલ વટીક ન હતો, પણ હું તે બરાબર સાંભળતો અને વર્ષોથી સમજતો આવ્યો છું. તમારી વિરૂધ્ધ બોલનારાંઓ આજે તેઓજ પંડે તરજુમાં કરાવે છે, ને કરે છે; ને તરજુમાને સો સો વખત પગે લાગે છે, પૈસા ખરચીને ! તમારી સાહિત્ય સેવા બાબે આજે જે જાતની પ્રસંસા જાહેરમાં થાય છે ને થઇ છે, તે આ પુસ્તકમાં વાંચવા હું તેઓને ભલામણ કરૂં છું, કે કંઈ શિખે ને ધડો લે; બાકી તરજુમો શું ને 'ઓરીજીનલ' શું તે જો તેઓ નહિં સમજે તો તેનાં જેવાં અપટ મત બાંધનારાં (ભોગ તેઓનાં) બીજાં કોઈજ નહિં ! તરજુમાં તો તમે ફકત ચાર ચોપડીનો વાર્ત્તારૂપે કર્યો છે, પણ ૪૫) વર્ષો સૂધી તમે જે લખાણો વ-ર્તમાન-પત્રોમાં, ચોપાનિયાંઓમાં, પુસ્તકોમાં કીધાં છે, ને હજી પણ હિમ્મતથી કરો છો, તે ઉપરથી કહી શકું છું કે તમારી કુદરતી વળણ, તમારી કલમમાં જોર-જોમ-જોસ-ખરી રીતે

તો 'ઓરીજીનલ' લખાણ ઉપરજ છે. તમારા ભાઈનાં ચોપાનિયામાં વર્ષો સૂધી 'નેપચ્યુન'નાં તખલ્લુસ હેઠળ હું ૪૫) વર્ષો ઉપર લખતો હતો, ત્યારથી તમારી તેજી કલમનો હું ઘણો વખાણનાર છું; ને ત્યારથી હું તમારાં લખાણો વાંચી આજે મનનો ઉભરો કાઢુછું કે તમોને ખુદાએ જેમ જન્મથીજ સંગીતની નવાજેશ કીધી છે, તેમ સાહિત્યની બક્ષેસ પણ જન્મથીજ કીધી છે. ઓધે ઉતર્યું ! એ તો તમારી તેજસ્વી કલમ અને તમારા પાકટ અનુભવના પ્રતાપ છે; તમો પ્રામાણિકપણે અને સચ્ચાઇની નેમથી તેમજ ભોલાઈથી લખી તમારી ઘડો લેવા જોગ લાગણીઓ પ્રદર્શિત કરો છો !

બીજું, આજે જે ભાયડાઓ અને 'બાઈકા લોક' વાર્તાઓ, તરજુમાં, ને લખાણો કરે છે, તેનાં તેઓને પૈસા જોઇએ છે ને મળે છે, જ્યારે તમે આખી જીંદગીમાં સાહિત્ય સેવા એક પૈ પણ લીધા વગર શોખની બજાવી છે, એ તમો બહેનને ઘણું માનભરેલું છે, ને તે હું વર્ષો થયાં જાણુંછું. સાહિત્યમાં તમારી હુશિયારી જોઇને કેટલાંક સ્ત્રી અને પૂરૂષ લેખકોને તમે દોરવી શકો. (વગર શકે, અને હિમ્મતથી કહેવાની રજા લઉં છું) તમારી આવી કુદરતી વળણ માટે, અને લોકોનાં આવા ઉત્તમ અભિપ્રાય માટે સાહિત્યમાંજ નહિં, પણ સંગીતનાં શિક્ષકો, શિષ્યો, તેમનાં માતા-પિતાઓ તથા ગૂજરાતી અને ઈંગ્રેજી છાપો અને ત્રિનિટી કૉલેજ ઑફ મ્યુઝિક, લન્ડન, તરફની તમો માટે જે પ્રસંસા જાહેર થઈ છે, તે સઘળાંની 'ઓરીજીનલ' નકલો મારા ધંધાની રૂએ મારા હાથમાંથી પસાર થઈ છે, ને હજી પણ તમારાં 'મ્યુઝિક સ્ટુડયો'માં સચવાયલી છે, એમ હું જાણું છું.

મારી તમોને સલાહ ને સૂચના છે કે તમારી કાબેલ કલમને પડતી મેળી કાટ ખાવા દેતાં નાં. બેશક ચણાની બે ફાડ જે દીઠેલું, વેઠેલું, ખમેલું, અનુભવેલું હોય તે પ્રદર્શિત કરવા જરા પણ હિમ્મત હારતાં નાં; પણ બેધડક લાગણી દર્શાવી બાહિમ્મતથી બાહેર પડજો. અત્યાર સૂધી લખતાં આવ્યાં છો, તેમજ લખજો.

સમજુ, ડાહ્યા અને અકકલવાન આદમીઓ તો તમારાં લખાણની તારીફ કરે છે, એ હું વર્ષોથી જોતો અને સાંભળતો આવ્યો છું, ફકતે ખારીલાં, વેરીલાં, કપટી, કીનાખોર ને અદેખાં આસામીઓજ ટોપી પેહરી લઈ તમારી વિરૂધ્ધ બોલે છે; તમો તો સચ્ચાઈને વળગી રહી, તેઓનાં નજીસ વિચારોને પગ તળે કચડાયલાજ રાખી નિર્ભયપણે તમારી નિષ્કલંક સાહિત્ય (શોખની) સેવા ચાલુજ રાખજો. કોઈની લાગણી દુ:ખાય તેની તમે દરકાર રાખશો નહિંજ! તમારી લાગણી ૫૦ વર્ષો સુધી દયાહિણુ ઇનસાનોએ દુ:ખવી છે! અને તે તમે મૂગે મોંહડે અર્ધી સદી સુધી તેઓનું સોસ્યું છે, જો કે ખુદાએ તેઓનો ઇનસાફ કીધો છે, ને બીજાં-ઓનો હજી કરવાનો છે, તેઓની વારી આવશે, ત્યારે આ જેહાનથી પેલી જેહાન સુધી થશે, તે સત માનજો.

તમે જે ૫૦ વર્ષો સુધી મૂંગી આફતો, મૂંગા સંકટો અને દારૂણ દુશ્મનોનાં દુ:ખ મૂંગે મોંહડે સબુરીથી ખમ્યાં છે, તે હું જાણું છું, તે દુન્યાને જાહેર કરો, દેખાડો, જે આજની ઉધરતી ઉછાછલી છોકરીઓને ધડો લેવા જોગ છે. આજે તો બધીઓ કુવામાંજ પડવા માંગે છે!

તમારી સંગીત સેવા એવી જગ-જાહેર, કીર્તિવાન, ફતેહમંદ અને અનુપમ ૫૦ વર્ષો થયાં છે, કે મારે કંઇ બોલવું એ લીલીનું ફુલ રંગવા બરાબર છે! મારા હાથ હેઠળથી પસાર થયલાં અસલ લખાણો અને કાગળો વાંચી આફ્રીન કરૂં છું!

વળી તમો આખી કુંવારી જીંદગી નીતિ-રીતિએ, માન-પાનથી ને લોકોની વાખવાખી સાથે પંસાર કરી છે, તેવીજ રીતે આપણી જરથોસ્તી કોમની દિકરીઓ ચાલે અને વર્તે એવી બંદગી કરૂં છું!........"

મહેરજીભાઇ. શો. મેહતા.

તા. ૨૪-૯-૧૯૩૪.

"......તમો વ્હાલાં બ્હેનની નેક મનશાની પ્રમાણે તમારી કીર્ત્તિમાં વધારો થાવો, તેમજ જગ આશકારા થાવો, ઈઝત-આબરૂનું અને માન-મરતબાનું સુખ હાંસલ થાય, અને તે કિરતાર અને તેનાં યઝદોનાં ભલા આશિર્વાદ તમારી ઊપર સદા વરસતા રહે!......

જેમ ખોરશેદનાં નુરી કિરણોથી દુન્યા રોશન થાય છે, તેમ તમારૂં મુબારક નામ ભલાં કાર્યો અને વિધ્વતાભરી બાહોશી, સુગંધી પુલોનાં પમરાત માફક સદા પમરતાં રહે!......"

"હીલ્લા. અરદેશર. ઍમ. કરાંઇ."

૧૯૩૪.

---

"......તમોને પીછાણનારાંઓ અને તમારા સમાગમમાં આવેલાં સર્વે કોઈ એક અવાજે બોલે છે કે કુંવારાં રહેવા છતાં, તમારી આખી જીંદગી આજની અબળા આલમ માટે નકલ કરવા જોગજ નહીં, પણ નમુનેદાર પુરવાર થઇ છે. તમારાં અંગત દુશ્મનો ગમે તે ભલે બોલે, પણ સમજુ આસામીઓ તે લોકની નીંદા સાંમે ધીકકાર અને ફીટકાર નાંખતાં રહ્યાં છે......"

એરચશાહ. રૂ. હીરજીબેહેદીન.

તા. ૩૧-૭-૧૯૩૪.

"......આખી જીંદગી તમે ખમી-લડીને વખત પુરો કીધો! તમે કેવા કેવા ભોગ આપ્યા છે, તે હું જાણું છું, તે છતાં તમોને વધારે દુ:ખી ને વધારે હેરાન કરી સતાવવામાં દયાહિણ દુશ્મનોનાં હાથમાં શું આવ્યું? ૫૨) વરસો થયાં હું જાણું છું, ત્યાં સુધી, તમે કોઇનું નુકશાન કીધું નથી, કોઇનું બુરૂં કીધું નથી, કોઈનો હક લૂટયો નથી, કોઈનો પૈસો લીધો નથી, કોઇને દુ:ખ દીધું નથી, તે છતાં, સગાઇનું નાતું ધરાવી, અકકલહીણ ને દયાહીણ ઇનસાનોએ ૫૦ વર્ષો સૂધી તમારી ઉપર જે દુ:ખ

પાડયાં છે, તે મોતના માર (તેબી તમારાં માય ને ભાઇની ભલાઈનાં ડુંગરો છતાં) કરતાં પણ ઘણાં અસહ્ય છે, તે હું જાણી શકી છું! કર્પિણ કાવતરાંબાજોએ કાવાદાવા કરી દીલસોઝ દોસ્તોને દુશ્મનો બનાવ્યાં છે! તમારો આ જીવતો, જાગતો દાખલો જગતને કાંય નહિં જણાવતાં? તમે જે અસહ્ય સંકટો જાણે હોઠને 'સીલ' મારીને, ખમ્યાં છે, તે તમે કાંય નહીં દુનયાને દેખાડો? તમે અને બીજાં, બીજાંઓની લાગણીનો ખ્યાલ કરો છો, પણ તમારી ઉપર ૫૦ વર્ષો સુધી ચાલુ દુઃખ પાડયાં, ત્યારે તે દયાહીણ દુશ્માનોએ તમારી લાગણીનો ખ્યાલ કીધો હતો કે? તેબી તમારાં જેવાં તમામ નિર્દોષ ને નિષ્કલંક બાઇ ઉપર! લખો! લખો! આવાં અસહ્ય સંકટો, ને મૂંગી આફતો છતાં તમે કેવાં આબરૂ-ઈઝતે, સ્વતંત્ર રહી સ્વમાનથી રહ્યાં છો! એવીજ રીતે નીતિ-રીતિથી આજની ઉઘરતી, પણ કમઅકકલી છોકરીઓ, તમારી માફક ડહાપણ વાપરી દુઃખ ખમીનેબી રહી શકે એ મારી દુઆ છે!

તમારાં ડહાપણ ઉપર, તમારાં સદાચરણ ને સ્વમાન, તેમજ સબુરી અને સહનશકતી ઉપર, તથા ૫૦ વર્ષો સૂધી મોહડું બંધ રાખી ખમેલી મૂંગી આફતો ઉપર આફ્રીનનાં ઉદગારો શિવાય બીજું કશું લખી શકતી નથી! ૫૨) વર્ષો થયાં તમારા અંગત સમાગમમાં છેવું. તેથી ભલામણ કરૂં છું કે ૫૦ વર્ષો સૂધી તમે શું ખમ્યું છે, તે જાહેરમાં લખો, જણાવો!......

......આજે ચાલુ ૫૨) વર્ષો થયાં હું તમોને એક અંગત મિત્ર તરીકે પીછાણુતી આવી છું. આપણે સ્કુલમાં જ્યારે સાથે શિખતાં હતાં, ત્યારે આપણી 'સ્કુલ-લાઇફ' કેવી સુખી અને દુઃખ-જંજાળથી નિરાળી હતી! આપણે કેવાં નફકરાંપણે સુખ અને આનંદથી ફરતાં હતાં! તે સુખી દિવસો આપણી બંન્નેની જીંદગીમાં પાછા નહિં આવ્યા! અફસોસ।

આપણી દોસ્તી જે તકી રહી તે તમારી ધીરજ અને ખંતનુંજ પરીણામ છે; કારણ હું મારી દુન્યવી અનેક જંજાળોમાં ને

મારાં દુઃખમાં ગુંટાયલી રહું, ને જો કે દીલથી તો હરદમ યાદ કરૂં, પણ કોઇ વખત તો મહીનાઓ સૂધી કંઈ ખબર-અંતર લેવું નહિં, પણ તમોજ મને લખી, યાદ આપી પરપુછ કરતાં રહ્યાં. મારી તરફની ફીદાગીરી માટે હું તમારી ઘણી મેહેરશાનમંદ છું.

૫૦ વર્ષોની તમારી હિમ્મત, સબુરી અને સહનશકિત ઉપર આફ્રીન કરૂં છું ! આજના જમાનાની કેટલી છોકરીઓ એવીજ રીતે નીતિ-રીતિથી ચાલી દુઃખ ખમીનેબી રહી શકે ?

દુન્યામાં તમારાં જેવાં મિત્રો ઘણાં થોડાં હશે, પણ મિત્રતાની પીછાણ કરનારાં કોણ અને કેટલાં ડાહ્યાં માણસો છે ? બધાં પોતાનોજ સ્વાર્થ શોધે છે !......"

૧૯૩૪. "દીનબાઇ. રૂસતમજી. પાલખીવાળા."



# વડોદરામાં છપાયલાં એક પુસ્તકમાંથી ઉતારી લીધેલું મારૂં જીવનવૃત.

---

"૧—મિસ ભીખાઇજી. લીમજીભાઇ. પાલમકોટ.
"૨—જ્ઞાતી—જરથોસ્તી—પારસી.
"૩—જન્મભૂમિ—મુંબઇ.

"જન્મ સમયે કુટુંબ સ્થિતિ બહુ સારી.

"મિસ ભીખાઇજીના બાપના બપાવા પાલનજી જીવનજી, પાલમકોટામાં એકલા અને મોટા પારસી શાહ સોદાગર હતા. તેમણે ૧૮૦૧ માં પાલમકોટામાં વેપાર શરૂ કર્યો હતો, અને તે પછી ૧૮૨૬ માં સ્વર્ગવાસ થતાં એમના એકપૂરા દિકરા ડોસાભાઈએ પચ્ચીસ વર્ષો સૂધી ચલાવ્યો હતો. તેમનો વેપાર લાખોનાં લેખાંથી લખાતો હતો. અને તે પછી ૧૮૫૧ થી ૧૮૬૩ લીમજી-ભાઈ સઘળો વહીવટ ચલાવી મુંબઈ આવી વસ્યા અને ત્યાંના વેપારીઓની આડત ચલાવતા હતા, અને મિસ ભીખાઈજી પાલમકોટનાં જન્મ વેળા ઘણી સુખી અને આબાદ સ્થિતિમાં હતા. પાલમકોટામાં ૬૧ વર્ષો સૂધી એમના વડવાઓ વસ્યાથી એમની અટક પાલમકોટ પડી હતી.

બાઇ આવાંબાઈ, મિસ ભીખાઇજીનાં માતુશ્રી, મરહુમ ઘણાં ડહાપણવાળાં, દૂરઅંદેશ, સહનશિળ, ઉદ્યોગી અને બાહોશ બાનું હતાં. વિધવા થયાં પછી પતિનું ઘર અને નામ જાળવી રાખી બચ્ચાંઓને ઊંચી કેળવણી આપી હતી. એમના વિચાર ઘણા સુધરેલા અને ઊંચી કેળવણી તરફ ઢળેલા હતા. એમના મરણ પછી એમનાં લખાણો અને કવિતાનો એક મોટો સંગ્રહ મળ્યો હતો.

'મિસ ભીખાઇજીના મમાવા પણ ઘણા બાહોશ, ચંચળ અને કેળવાયલા હતા, અને છાપા સાથે સંબંધ ધરાવતા હતા. એ

રીતે સાહિત્યનો શોખ મીસ ભીખાઇજીમાં, અને એમના મરહુમ ભાઇ શોરાબમાં મમાવા અને માતુશ્રી તરફથી, અને સંગીતનો શોખ બાપ-બપાવા તરફથી ઉતર્યો હતો.

"બાઈ ભીખાઈજીએ ગૂજરાતી કેળવણી બાઇ ભીખાઇજી. શાપુરજી બંગાળીવાળી નિશાળમાં સાતમાં ધોરણ સૂધી લીધી હતી. અને ઇંગ્રેજી કેળવણી જાણીતી અલેકઝાન્ડ્રા ઇનસ્ટીત્યુતમાં પહેલ્લેથી છેલ્લે સૂધી લઈ સને ૧૮૯૨ માં મેત્રીકની પરિક્ષામાં ફ-તેહ મેળવી હતી, જ્યાંથી એમણે સ્કૉલરશિપ તેમજ સંખ્યાબંધ ઇનામો, ઈંગ્રેજી, ભરત-ગુંથણ કામ, ગાયન, અને પીઆનો વગાડવામાં દર સાલ મેળવ્યાં હતાં, ઇંગ્રેજી નિશાળની એમની કારકીર્દિ ઘણી કીર્ત્તિવાન નિવડી હતી. તે પછી પ્રખ્યાત ઈટેલ્યન ઉસ્તાદ પ્રોફેસર જી. સ્કીન્ઝી પાસે દસ વર્ષો સૂધી પીઆનો વગાડવાનુ શિક્ષણ શાસ્ત્રાનુસાર શિખ્યાં હતાં; અને લન્ડનની ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિકની જુદી 'થીઅરી' અને પીઆનો વગાડવાની પરિક્ષામાં નવ સર્ટીફીકેતો મેળવી હતી. એજ ઉસ્તાદના શિક્ષણ હેઠળ 'સીન્યર' ની પરિક્ષા પસાર કરનાર એવણ પેહલ્લાં પારસી બાનું હતાં.

"જાણીતાં બાનુ મિસિસ જરબાઇ ફકીરજી પટેલે એમને ઊંચું અને તરેહ પ્રકારનું ભરતકામ શિખવ્યું હતું, અને ઊંચી જાતની હુન્નરમંદ 'વીનીશ્યન લેસ'નું શિક્ષણ મિસિસ સ્કીન્ઝીએ આપ્યું હતું, કે જે જાતની જૂદી જૂદી લેસો ગુંથીને પ્રદર્શનોમાં દેખાડવા માટે ભીખાઇજીને ચાર સોનાનાં ચાંદ કલકત્તા, ભાવનગર, નાગપોર અને અલાહબાદના એકઝીબીશનોમાંથી મળ્યા હતા, અને હટવાના નામદાર મહારાણી તરફથી સોનાનો ચાંદ મેળવનાર એવણ પેહલ્લાં પારસી બાનું હતાં.

"મિસ ભીખાઇજીએ આગળ મરહુમ મી. કાબરાજીનાં તેમજ બીજાં ઘણા મંડળો જેવાં કે મ્યુઝિકલ યુન્યન, સોરોસીસ કલબ, રીપન કલબના જલસાઓમાં ભાગ લીધો હતો, અને આપણા

નામદાર શેહનશાહના કૉરોનેશન પ્રસંગે એમણે લેખક મંડળનાં સભાસદો માટે પોતાનાં શિષ્યો સાથે એક ઈંગ્રેજી સંગીતનો કૉનસર્ટ કર્યો હતો.

"મિસ ભીખાઈજી પારસીઓમાં પેહલાં અને એકલાંજ સંગીતના શિક્ષક છે, કે જેમનાં શિષ્યો આજે વર્ષો થયાં વેલાતની સંગીતની પરિક્ષામાં ફ-તેહમંદીથી પસાર થાય છે; અને મડમ અંગ્રેજ ઉસ્તાદોનાં શિષ્યો જેવી રીતે માન સાથે પસાર થાય છે, તેવીજ રીતે મિસ ભીખાઈજીનાં શિષ્યો પણ ફતેહમંદ ઉતરે છે, અને મુંબાઈમાં સંગીતનો મ્યુઝિક કલાસ ફ-તેહમંદીથી ચલાવનાર પણ એવણ પેહલ્લાંજ પારસી બાનુ-શિક્ષક છે, કે જ્યાં પીઆનો ઉપરાંત 'થીઅરી' નાં શિક્ષણો પણ એવણ આપે છે.

"મિસ ભીખાઈજીની સાહિત્ય સેવા પણ કોઈ પણ પારસી બાનું-લેખક કરતાં વધૂ ચઢીયાતી છે. એમણા લખાણો એક હિંદુ લેખક અને અધિપતિના એમણે વિષેના બોલોમાં બોલ્યે તો— "બાઈ પારસી જ્ઞાતિના હોવા છતાં તેમનો ગૂજરાતી ભાષા ઉપરનો કાબુ આશ્ચર્ય ઉપજાવે તેવો છે. તેમના ગ્રંથોની મ્હોટી ખૂબી તો અમારી નજરમાં એ આવી છે કે તેમાંનાં લેખો ઉંડી લાગણી, ઉંચા પ્રકારનાં જ્ઞાન અને પ્રાચીન હિંદુ ફીલોસોફીનો રંગ જમાવનારા આધ્યાત્મિક વિચારોથી ઓત-પ્રોત ભરેલા છે."

"સાહિત્ય તરફનો એમનો શોખ બાળ્યાવસ્થામાં વાંચણથી શરૂ થયો હતો, જે શોખ ઉમર થતાં પૂર જોશમાં ઉભરી નિકળ્યો હતો.

"મિસ ભીખાઈજીએ નીચલાં પાંચ પુસ્તકો પ્રકટ કર્યાં છેઃ—

૧—નિર્દય નણંદ-૨૯૩) પાનાનું-સને ૧૮૯૪ માં,
૨—ઇનસાફની આરસી-૧૬૦) પાનાનું-સને ૧૮૯૬ માં,
૩—સહનશીળ સુંદરી-૬૮૬) પાનાનું-સને ૧૮૯૭ માં,
૪—વિષારિ વનિતા-૫૬૪) પાનાનું સને-૧૮૯૯ માં,
૫—અજલનો ફરેસ્તો-૨૬૨) પાનાનું-સને ૧૯૧૦ માં.

"ઉપલાં પાંચે પુસ્તકો અનુક્રમે બાઇ ભીખાઇજીએ પોતાનાં પિતાશ્રીને, બીજું પોતાનાં માતુશ્રીને, ત્રીજું પોતાના પિત્રાઈ ભાઈ અને આપણા વડોદરા પ્રાંતના સુબા રૂસ્તમજી. ર. કોઠાવાલાને, ૪થું અલેકઝાનડ્રા સ્કુલનાં સ્થાપક મરહુમ મી. માણેકજી. ખરશેદજીની બુલંદ રૂવપિને, અને ૫ મું પોતાના મરહુમ પ્રેમાળ ભાઇ શેરાબ. લી. પાલમકોટની અશો યાદમાં અર્પણ કર્યું છે.

"ઉપલાં પાંચ ગ્રંથો ઉપરાંત બાઇ ભીખાઇજીએ "ઉછાછલી ઍલીસ" અને "થૅલ્મા" નામની મોટી ચાલુ વાર્તાઓ એમનાં મરહુમ ભાઇના "માસિક રાજાહ" અને "હિંદી ગ્રાફિક" નામના ચોપાન્યાઓમાં લખી હતી. એવણ એક જાહેર લેખક છે, અને સંખ્યાબંધ વર્તમાન-પત્રો અને ચોપાનિયાંમાં હિમ્મતથી ખરાં નામ સાથે લખાયલાં એમણા લેખો અને ઊંચા પ્રકારના વિષ્યો અને વિચારો ચાલુ વાંચવામાં આવે છે. "જ્ઞાન વર્ધક" અને "ગુલશને ઇલ્મ" નામના ચોપાન્યાંઓમાં એમણે બે નહાની 'ઓરીજીનલ' પારસી સંસારી વાર્તાઓ લખી છે. એમણા લખાણો વિષે હિંદુ સાક્ષરોનાં ઘણાં ઊંચા મત છે, તેમજ ધી "તાઇમ્સ ઓફ ઈન્ડયા" અને "ધી બોમ્બે ગેઝેટે" નીચલા શબ્દો એમને માટે ઉચ્ચાર્યા છેઃ—

*The Times of India*. 3rd February 1895 :—

"Miss Palamkote is a past master in Gujerati literature, which she has lately enriched with general works of fiction and numerous essays on social matters which have appeared from time to time in various Gujerati periodicals. Judging from the Gujerati literature of the day Miss Palmkote may now fairly be accorded one of the first places among the male-writers of the Parsee community, for she has acquired such a mastery over the language as would make many accomplished male-writers envious......"

"મરહુમ મી. સોરાબ. પાલમકોટના પ્રવાસ દરમ્યાન તેમનું માનિતું ચોપાનિયું 'માસિક મજાહ' બાઇ ભીખાઈજી એક પ્રિય બેન તરિકે શોખથી ચલાવતાં હતાં, અને મરહુમ મી. પાલમકોટ જ્યારે યુરોપ અને અમેરિકાની મુસાફરીએ હતા, ત્યારે બાઈ ભીખાઈજીએ છ મહિના સૂધી ઘણી ફત્તેહમંદ રીતે ઉપલું ચોપાનિયું એકલે હાથે ચલાવ્યું હતું, અને તેમાં એક અંક ફકત બાનુઓનાં હાથે લખાયલો બાહેર પડયો હતો, જેમાં ૧૨ થી ૧૫ બાનુ લેખકોએ ભાગ લીધો હતો અને તે અંક પ્રસંસાપાત્ર થઈ પડયો હતો.

"સને ૧૯૦૦ નાં સાલનાં હિંદી દુકાલ વેળા લાચારીમાં પડેલાંઓને મદદ કરવા મરહુમ ખાન સાહેબ માણેકજી ચાંદાનાં એકઆનાવાળા દુકાળ ફંડમાં રૂપિઆ એકસો પોતાનાં સગાં-સ્નેહીઓને અરજ કરીને ભરાવ્યા હતા.

"સને ૧૯૦૧ માં તારાપોરમાં મી. ભીખાજી. આદરજી. ગોવેકરનું કુટુંબ મુશ્કેલીમાં આવી પડતાં બાઇ ભીખાઈજીએ 'અખબારે સોદાગર' પત્રમાં એ કુટુંબની મદદ માટે એક જાહેર અરજ કરી હતી, જેનો સારો જવાબ મળવા ઉપરાંત ઉપલા પત્રની મદદ સાથે રૂ. ૧,૧૬૪) ની રકમ મેળવી તે ગરીબ કુટુંબને આપી હતી.

"સને ૧૯૦૧ માં ડૉકટર રાઇડરે બાનુંઓ માટે સ્થાપેલી સરોસીસ કલબનાં એવણ મેમ્બર હતાં અને તે કલબના કૉનસર્ટોમાં હંમેશાં ભાગ લેતાં હતાં. થોડાં વર્ષ પર મી. સી. ઍમ. ખરશેદજીએ સ્થાપેલી મ્યુઝિકલ યુન્યનનાં એવણ મેમ્બર હતાં, અને તેમાં ઉત્સાહથી સંગીતમાં ભાગ લેતાં હતાં.

"પારસી લેખક મંડળમાં એવણ મેમ્બર હતાં અને ગયે સાલ લેખક મંડળની મૅનેજીંગ કમીટીમાં પણ એવણ સભાસદ થયાં છે. એમનું જીવનવૃત્ત છબી સાથે નીચલા પત્રો અને ચોપાનિયાંઓ અને ચોપડીમાં છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન લખાયું હતું.

"જામે જમશેદ" છબી સાથે; "માસિક હિંન્દી આફ્રિક" છબી સાથે; "ભારત જીવન" ચોપાનિયું છબી સાથે, અને મરહુમ મણીશંકર ગોવિંદજીએ "ગૂજરાતી ગ્રંથકારો અને તેમનાં ગ્રંથો" નામે ચોપડી બાહેર પાડી હતી તેમાં બાઇ ભીખાઈજીનું જીવન--વૃત્ત લખાયું હતું.

માત-પિતા અને એક પુરા ભાઈનાં મરણથી બાઇ ભીખાઇજી જો કે આ અવનિમાં એકલાં થઇ ગયાં છે; તોપણ કેળવણીના પ્રતાપે અને સંગીતનો સુંદર હુન્નર મેલવ્યાથી ઘણા માન અને આબરૂ-ઇજ્જતે પોતાના નિર્વાહના સાધન મેળવી સ્વતંત્ર રહી શકયાં છે. એ તે કેળવણી! અને એ તે કેળવણીના પ્રતાપ! ધન્ય છે એમના મરહુમ માતુશ્રીને! એ રીતે સાહિત્ય ને સંગીતને મીસ પાલમકોટે પોતાની જીંદગી અર્પણ કરી છે.

બાઈ ભીખાઇજી. શા. બંગાલીની સ્કુલમાં બે વખત મિસ ભીખાઇજી. પાલમકોટ ગાયનનાં પરિક્ષક તરિકે નેમાયાં હતાં; અને બાઈ રતનબાઇ પાંડેવાળી નિશાળમાં પણ એમણે બે વખત ગાયનનાં પરિક્ષક તરિકે નેમયાં હતાં, જે વેળા કેટલાક ગાયનના સુધારા વિષે એમણે સલાહ અને સૂચના આપી હતી.

બાઈ ભીખાઇજીએ કેટલીક કવિતાઓ પણ લખી છે, જેમાની ત્રણ:—

"મા! તુંજમાં ખોયું છ મેં બેમુલ રતન!"
"ગંભીર એક યાદ!"
"કીધો તારાં મોતે કુટુંબ પર કેહર!"

"ઉપલી ત્રણે કવિતા બાઈ ભીખાઇજીએ પોતાનાં મરહુમ માતુશ્રી અને ભાઈનાં માહેતમભર્યા મોત દરમ્યાન લખી હતી, અને તે પવિત્ર પ્રેમ, અને જુસ્સાદાર લાગણીઓથી ભરપૂર હોવાથી બહુ વખણાઈ હતી.

"એ રીતે સાહિત્ય અને સંગીતને મિસ ભીખાઇજી પાલમકોટે પોતાની જીંદગી અર્પણ કરી છે."

## ધી અલેકઝાન્ડ્રા ગર્લ્સ ઇંગલિશ ઇનસ્ટીટયુશન તરફથી મીસ ભીખાઈજી. લી. પાલમકોટને મળેલાં ઈનામો, "સ્કોલરશીપ," ચાંદ, વિગેરે.

---

"સ્પેશ્યલ પ્રાઇઝીસ."

૧૮૮૬—મીસીસ મોતીબાઇ. કાપડયા, 'ઍસે પ્રાઈઝ'—રૂ૦ ૪૦ નું.
૧૮૮૬—મીસીસ લીમજી. બાટલીબોઈ 'મ્યુઝીક પ્રાઈઝ'—રૂ૦ ૨૦ નું.
૧૮૮૭— " " " " " —રૂ૦ ૨૦ નું.

---

"જૅનરલ પ્રાઇઝ."

૧૮૮૭—"ધી ઍન્યુઅલ એકઝામીનેશન પ્રાઈઝ'.

---

"સ્પેશ્યલ પ્રાઈઝીસ."

૧૮૮૮—મીસીસ રતનજી. પારખ. 'તૅટીંગ પ્રાઇઝ' —રૂ૦ ૧૫ નું.
૧૮૮૮—મીસીસ લીમજી. બાટલીબોઇ, 'મ્યુઝીક પ્રાઈઝ'—રૂ૦ ૨૦ નું.

---

"જૅનરલ પ્રાઇઝીસ."

૧૮૮૮—'ઍપ્લીકેશન પ્રાઈઝ.'
૧૮૮૯—'ધી જૉન જારડીન સ્કૉલરશીપ.' —રૂ૦ ૪૦ ની.
૧૮૮૯—'ઍપ્લીકેશન પ્રાઈઝ'

---

"સ્પેશ્યલ પ્રાઇઝીસ."

૧૮૯૦—મીસીસ વન્ડ્રાવનદાસ 'ફૅન્સી નીડલ-વર્ક પ્રાઈઝ.'
૧૮૯૦—મીસીસ લીમજી. બાટલીબોઈ. 'મ્યુઝિક પ્રાઇઝ'—રૂ૦ ૨૦ નું.

---

"સ્પેશ્યલ પ્રાઇઝ."

૧૮૯૧—મી. એચ. જે. રૂસ્તમજી 'સીંગીંગ પ્રાઈઝ'—રૂા૦ ૩૦ નું.

—————

ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક, લન્ડનની ૯) "સર્ટીફીકેત્સ."

—————

૧૯૧૩—ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક, લન્ડનની "બૉર્ડ તરફથી ઍકેડેમીક મેમ્બર."

—————

૧૯૩૨—લાઈફ ઍકેડેમીક મેમ્બર ઑફ ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લન્ડન.

—————

કલકત્તા, ભાવનગર, નાગપુર અને અલાહાબાદ પ્રદર્શનોમાંથી "**વીનીશ્યન અને હૉનીતૉન**" લેસ માટે મળેલા **ચાર સોનાનાં ચાંદ.**



# મિસ ભીખઇજી લી. પાલમકોટ અને શિષ્યો, તથા સગાં-સ્નેહીઓ અને મિત્રો તરફથી ગરીબો માટે, "વૉર ફંડ" તેમજ ઑસ્પીટલો, કૉનસર્ટ્સ, અને કૉનસર્ટ હૉલ ફંડ માટે મળેલાં નાણાની વિગત.

[ ૧૯૦૦ થી ૧૯૩૪ ]

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| ૧૯૦૦ | માહિમવાળાં મીસીસ પાલનજી ત્યુનરને (તંગીમાં) મદદ ... ... | ૧૦૦-૦-૦ |
| ૧૯૦૦ | ખાનસાહેબ માણેકજી ચાંદાનાનાં એક-આનાવાળા દુકાલ ફંડમાં... ... | ૧૦૦-૦-૦ |
| ૧૯૦૧ | તારાપોરના મરહુમ મી. ભીખાજી. આદરજી. ગોવેકરના કુટુંબને, (તંગીમાં આવી પડયાં, ત્યારે મદદ) ... | ૧,૧૬૪-૦-૦ |
| ૧૯૧૨ | "ધી પારસી રાઈટર્સ એશોશીએશન" (લેખક મંડળ)નાં લાભાર્થે મિસ ભીખાઇજી લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડીયો'માં કીધેલાં 'ફ્રી કૉનસર્ટ' નો ખરચ ... ... | ૨૫-૧૨-૬ |
| | આગળે પાને લઈ ગયા... | ૧,૩૮૯-૧૨-૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| | પાછળે પાનેથી લાવ્યા... | ૧,૩૮૯-૧૨-૬ |
| ૧૯૧૩ | મિસ પાલમકોટના શિષ્યોના મા-બાપ માટે તથા ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિકની સર્ટીફિકેટ્સ વેંહેચી આપવા માટે મિસ પાલમકોટના મ્યુઝિક સ્ટુડીયોમાં કીધેલા ફ્રી કૉનસર્ટનો ખરચ ... ... ... | ૨૭—૦—૦ |
| ૧૯૧૩ | ધી અલેકઝાન્ડ્રા ગર્લ્સ ઈંગલિશ ઇનસ્ટીટ્યુશનના લાભ માટે... ... | ૫—૦—૦ |
| ૧૯૧૪ | મિસ ભીખાઇજી. ડી. પાલમકોટ તરફથી ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિકની સર્ટીફિકેટ્સ તથા ઇનામો આપવા માટે ધી ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટ મધે કીધેલા ફ્રી કૉનસર્ટનો ખરચ ... ... ... | ૪૦૨-૧૨-૦ |
| ૧૯૧૪ | ધી પારસી જેનરલ ઑસપીટલના ફંડ માટે ... ... ... | ૧૨—૦—૦ |
| ૧૯૧૪ | "ધી બેલજીઅન રીલીફ ફંડ" માટે... | ૫—૦—૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૧,૮૪૧—૮—૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| | પાછળે પાનેથી લાવ્યા... | ૧,૮૪૧--૮-૬ |
| ૧૯૧૫ | ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લંન્ડનની સર્ટીફિકેટ્સ એનાયત કરવા માટે, ધી ટાઉન હૉલમાં કીધેલો ફ્રી કૉનસર્ટનો ખરચ ... ... ... | ૨૯૯-૧૨-૦ |
| ૧૯૧૫ | મિસ ભીખાઇજી. લી. પાલમકોટ તરફથી ઇનામોને બદલે 'વિમેન્સ બ્રૅન્ચ ઑફ ધી બૉમ્બે પ્રેસિડનસી વૉર ઍન્ડ રીલીફ ફંડમાં ભરેલા ... ... | ૮૦- ૦-૦ |
| ૧૯૧૫ | ગરીબ જરથોસ્તીઓને તથા બીજાં ફંડોને મદદ કરવા માટે એક શિષ્ય તરફથી મલેલી રીના ... ... | ૬૦--૦-૦ |
| ૧૯૧૫ | લડાઇનાં મેદાનમાં "માઉથ ઑરગન ફંડ" માટે. ... ... ... | ૯૬-૧૨-૦ |
| ૧૯૧૬ | ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લન્ડનની સર્ટીફિકેટ્સ આપવા માટે ધી ટાઉન હૉલમાં કીધેલો ફ્રી કૉનસર્ટનો ખરચ. | ૨૯૯--૧૨-૦ |
| ૧૯૧૬ | ધી જીરાર્ડ ફ્રીમેન થૉમસ ઑસપીટલ માટે ... ... ... | ૧૫૧--૮-૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૨,૮૨૯--૪-૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
| --- | --- | --- |
| | પાછળે પાનેથી લાવ્યા .. | ૨,૮૨૯--૪-૬ |
| ૧૯૧૭ | ધી વીમેંસ બ્રાંચ ઑફ ધી બૉમ્બે પ્રેસીડન્સી વૉર ઍન્ડ રીલીફ ફંડ માટે ટાઉન હૉલ મધ્યે કીધેલા કૉનસર્ટની આવક ... ... | ૧,૫૩૦—૦-૦ |
| ૧૯૧૭ | લડાઇના ફંડ માટે મોકલેલી ચીજો ... | ૭૫—૦-૦ |
| ૧૯૧૭ | ૧૯૧૭ માં કીધેલા કૉનસર્ટનો તમામ ખરચ (મિસ ભીખાઇજી. લી. પાલમકોટ તરફથી ... ... | ૨૫૮-૧૨-૦ |
| ૧૯૧૭ | ધી ઇટાલિઅન રેડ ક્રોસ ફંડ માટે. એક શીષ્ય તરફથી મને મલેલી ફી મેં આપી દીધી ... ... | ૪૮—૦-૦ |
| ૧૯૧૯ | સેંટ ડનસ્ટન્સ હોમ ફૉર બ્લાઇનડેડ સોલજર્સ એન્ડ સેલર્સ ફંડ માટે ટાઉન હૉલમાં કીધેલા કોનસર્ટની આવક... | ૨,૮૦૫—૦-૦ |
| ૧૯૨૧ | ધી માસીના ઓસ્પીટલ ફંડ માટે ... | ૫૦—૦-૦ |
| ૧૯૨૧ | કૉનસર્ટ હૉલ ફંડ માટે ૧૯૨૧ માં મિસ ભીખાઇજી. લી. પાલમકોટે આપેલી નાણાની બક્ષેસ ... | ૧,૨૩૮—૦-૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૮,૮૩૪--૦-૬ |

| સને. | વિગત. | ભેટની રકમ. રૂ. આ. પૈ |
|---|---|---|
| | પાછળે પાનેથી લાવ્યા... | ૮,૮૩૪--૦-૬ |
| ૧૯૨૧ | ધી જાલભાઇ ભરડા મેમોરીઅલ ફંડમાં. | ૨૫—૦-૦ |
| ૧૯૨૧ | ત્રણ શિષ્યો તરફથી મને મલેલી મારી ફી મેં કૉનસર્ટ હૉલ ફંડમાં આપી દીધી ... ... ... | ૬૦—૦-૦ |
| ૧૯૨૨ | ધી માસીના ઑસપીટલ ફંડ માટે ૧૯૨૨ ના કૉનસર્ટમાં મે ભરેલી નાણાની રકમ. ... ... | ૧૦૧-૦-૦ |
| ૧૯૨૨ | ધી માસીના ઑસપીટલ ફંડ માટે ટ.ઉન હૉલમાં કીધેલા કોનસર્ટની આવક ... ... ... | ૫,૦૦૦—૦-૦ |
| ૧૯૨૪ | ધી અલેકઝાનડ્રા ગર્લસ ઇંગલિશ ઇનસ્ટીટ્યુશનના લાભ માટે ... | ૫૦--૦-૦ |
| ૧૯૨૪ થી ૧૯૨૯ | કૉનસર્ટ હૉલ માટે છ વરસ સુધીનું સબ્સક્રિપશન ... ... | ૬૦—૦-૦ |
| ૧૯૨૬ | ધી રથેસ્ટાર મંડળ ફંડ માટે ... | ૨૫-૦-૦ |
| ૧૯૨૬ | સર લેસ્લી વીલસન ઑસ્પીટલ ફંડ માટે... ... ... ... | ૫—૦-૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૧૪,૧૬૦--૦-૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પે. |
| --- | --- | --- |
| | પાછળે પાનેથી લાવ્યા... | ૧૪,૧૬૦--૦-૬ |
| ૧૯૨૬ | કૉનસર્ટ હૉલ ફંડ માટે ૧૯૨૬ ના કૉનસર્ટમાં મેં ભરેલી રકમ ... | ૨૫—૦-૦ |
| ૧૯૨૭ | કૉનસર્ટના ખર્ચ માટે મેં આપ્યા ... | ૧૧--૦-૦ |
| ૧૯૨૮ | ધી માસીના ઑસપીટલ ફંડ માટે ... | ૨૫—૦-૦ |
| ૧૯૨૮ | ધી અલેકઝાન્ડ્રા ગલર્સ ઈંગલિશ ઈનસ્ટીત્યુશનમાં આપેલાં બે ખાસ ઇનામો... | ૨૦—૦-૦ |
| ૧૯૨૮ | ચાર ટકાના પોર્ટ ટ્રસ્ટના બૉન્ડના, દરેક રૂ. ૫૦૦ વાળાં બે બૉન્ડ (ફેસ-વેલ્યુના) જેનું વ્યાજ અલેકઝાનડ્રા ઇનસ્ટીત્યુશનને બે ઇનામો-એક (મારાં મરહુમ માતુશ્રી) બાઇ આવાંબાઈ. લી. પાલમકોટની યાદગારી દાખલ ગાયનમાં. અને બીજું, મિસ ભીખાઇજી. લી. પાલમકોટને નામનું પીઆનોફૉર્ટમાં મારા તરફથી ... ... ... | ૧,૦૦૦--૦-૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૧૫,૨૪૧--૦-૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| | મિસ ભીખાઇજી પાલમકોટ તરફથી—કૉનસર્ટસ તથા જુદા જુદા ફંડોમાં આપેલા જુમલે રૂ... | ૧૫,૨૪૧—૦—૬ |
| ૧૯૨૧ થી ૧૯૨૮ | ટાઉન હૉલ મધે કરેલા સને ૧૯૨૧, ૧૯૨૩, ૧૯૨૪, ૧૯૨૫, ૧૯૨૬, ૧૯૨૭ અને ૧૯૨૮ ના સાલમાં કરેલા બધા મલીને સાત કૉનસર્સો કૉનસર્ટ હૉલ ફંડ માટે ભરેલાં નાણાં, તથા સબ્સક્રિપશન અને વ્યાજ મલી રૂ. ૨૫,૦૦૦ ની રકમ ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝીકને કૉનસર્ટ હૉલ ફંડ સંબંધી ભરવામાં આવેલી તા૦ ૨જી ડીસેમબર ૧૯૩૪ માં સર્વાનુમતે પસાર થયેલા ઠરાવની રૂએ મીસ ભીખાઇજી તરફથી ભરવામાં આવેલી રકમ ... ... | ૨૫,૦૦૦—૦—૦ |
| | કૉનસર્ટસ માટે તથા બીજાં ફંડો માટે અને ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝીક લંડનને એનાયત કરેલી મીસ ભીખાઇજી તરફથી કુલે રકમ રૂ... | ૪૦,૨૪૧—૦—૬ |

## ત્રિનિટી કૉલેજ ઑફ મ્યુઝિક લન્ડનની પીઆનો-ફૉર્ટના 'પ્રેકટીકલ' અને 'થીયોરેટીકલ' પરિક્ષા-ઓમાં (મિસ) ભીખાઈજી. ડી. પાલમકોટનાં શિષ્યોએ મેળવેલી ફત્તેહ.

મારો ખુદાઇ હુન્નર (મ્યુઝિક) મેં જેન્યુઆરી **૧૮૮૫માં** શુરૂ કીધો હતો.

**૧૮૮૫-૧૯૩૫.**

**૫૦ વર્ષ.**

શીખવવાનો અનુભવ— ૪૫ વર્ષનો.

**૧૮૯૦-૧૯૩૫.**

શિષ્યો પરિક્ષામાં દાખલ થયાં ૧૯૦૧ થી.

૧૯૦૧ થી ૧૯૩૪ સૂધીમાં ૨૪૪ શિષ્યો ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક, લન્ડનની પરિક્ષામાં દાખલ થયાં હતાં; તેમાંથી ફકત ૨૭ શિષ્યો નિષ્ફળ નિવડયાં, અને ૨૧૭ પાસ થયાં હતાં.

૩૩ વર્ષોમાં ૨૮ વખત પરિક્ષાનું પરીણામ ૧૦૦ ટકા આવ્યું હતું.

૨૧૭ શિષ્યો જેઓ પરિક્ષામાં ફત્તેહમંદ થયાં હતાં, તેઓ-માંથી ૭૮ શિષ્યો ('ઑનર્સ') માન સાથે પાસ થયાં હતાં.

૧૯૦૨માં એક વિદ્યાર્થી પરિક્ષામાં દાખલ થયાં, અને નિષ્ફળ નિવડયાં હતાં.

૧૯૦૮માં કોઇ પણ શિષ્ય પરિક્ષામાં દાખલ થયાં નહિં હતાં.

---

## ૧૯૦૧ થી ૧૯૩૪નાં સાલ સૂધીમાં પસાર થયલાં વિદ્યાર્થીઓ.

| ફતેહમંદ શિષ્યોની સંખ્યા. | | | સાલ. |
|---|---|---|---|
| ૧ | ... | ... | ૧૯૦૧ |
| ૨ | ... | ... | ૧૯૦૩ |
| ૨ | ... | ... | ૧૯૦૪ |
| ૨ | ... | ... | ૧૯૦૫ |
| ૪ | ... | ... | ૧૯૦૬ |
| ૫ | ... | ... | ૧૯૦૭ |
| ૮ | ... | ... | ૧૯૦૯ |
| ૧૦ | ... | ... | ૧૯૧૦ |
| ૧૧ | ... | ... | ૧૯૧૧ |
| ૭ | ... | ... | ૧૯૧૨ |
| ૧૧ | ... | ... | ૧૯૧૩ |
| ૧૨ | ... | ... | ૧૯૧૪ |
| ૧૫ | ... | ... | ૧૯૧૫ |
| ૯ | ... | ... | ૧૯૧૬ |
| ૧૪ | ... | ... | ૧૯૧૭ |
| ૮ | ... | ... | ૧૯૧૮ |
| ૧૫ | ... | ... | ૧૯૧૯ |
| ૪ | ... | ... | ૧૯૨૦ |
| ૫ | ... | ... | ૧૯૨૧ |
| ૪ | ... | ... | ૧૯૨૨ |
| ૩ | ... | ... | ૧૯૨૩ |
| ૧૪ | ... | ... | ૧૯૨૪ |
| ૯ | ... | ... | ૧૯૨૫ |
| ૪ | ... | ... | ૧૯૨૬ |
| ૩ | ... | ... | ૧૯૨૭ |
| ૫ | ... | ... | ૧૯૨૮ |
| ૭ | ... | ... | ૧૯૨૯ |
| ૬ | ... | ... | ૧૯૩૦ |
| ૭ | ... | ... | ૧૯૩૧ |
| ૫ | ... | ... | ૧૯૩૨ |
| ૪ | ... | ... | ૧૯૩૩ |
| ૧ | ... | ... | ૧૯૩૪ |

## ૧૬ કૉનસર્ટ્સ.

૧૬ કૉનસર્ટ્સ કર્યા, તેમાં ૬ કૉનસર્ટ્સ તદ્દનજ "ફ્રી" હતા; અને તેનો સર્વે ખરચ (મિસ) ભીખાઇજીએ પોતે કર્યો હતો. બાકીના ૧૦ કૉનસર્ટ્સ અને બીજાં ફંડોમાં આપેલી રકમ સાથ (૧૯૧૭ થી ૧૯૨૮ સૂધીમાં) ની આવક કુલ્લે રૂ. ૪૦,૨૪૧-૦-૬ (મિસ) ભીખાઇજીએ સખાવતમાં આપી હતી.

* ૫ કૉનસર્ટ્સ મુંબઇનાં નામદાર ગવરનરો અને તેઓના બખ્તાવર બાનુંઓનાં મુરબ્બીપણા હેઠળ ટાઉન હૉલમાં કર્યા હતાઃ

* ૧૯૧૭—લૉર્ડ અને લેડી વીલીંગડન.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૧૯—ધી ગવરનર | અને | ધી ઑનરેબલ | લેડી | લૉઇડ. |
| ૧૯૨૧— | " | " | " | " |
| ૧૯૨૨— | " | " | " | " |
| ૧૯૩૫— | " | " | " | લેડી બ્રૅબૉર્ન. |

### ૧૬ કૉનસર્ટ્સ

| | સાલ. |
|---|---|
| (મિસ) ભીખાઇજી. લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડયો'માં ... ... ... | ૧૯૧૨ |
| (મિસ) ભીખાઇજી. લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડયો'માં ... ... ... | ૧૯૧૩ |
| ધી ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટમાં ... | ૧૯૧૪ |
| ટાઉન હૉલમાં. ... ... ... | ૧૯૧૫ |
| " " ... ... ... | ૧૯૧૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | સાલ. |
| ટાઉન હોલમાં | | ... | ... | ... | ૧૯૧૭ |
| ” | ” | ... | ... | ... | ૧૯૧૯ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૧ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૨ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૩ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૪ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૫ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૬ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૭ |
| ” | ” | ... | ... | ... | ૧૯૨૮ |
| ” | ” | “ધી પ્યૂરવૅલ પીઆનોફૉર્ટ રીસાઇટલ” | | | ૧૯૩૫ |

[ ઉપલા સઘળા ૧૬ કૉનસર્ટ્સ (મિસ) ભીખાઇજી. લી. પાલમકોટે એકલે હાથે કર્યાં હતા. ]

---

# વધારો.



ઉપર દર્શાવેલી રૂ. ૪૦,૨૪૧-૦-૬ની રકમ ઉપરાંત નીચલી રકમ :—

| | રૂ. આ. પૈ. |
|---|---|
| જુલાઇ ૧૯૩૪માં "ધી ઝોરાસ્ત્રીયન મ્યુઝિક ઍનસૅમબલ" (ઍન્ડ ફંડ)માં ભર્યા ... | ૨૫-૦-૦ |
| તારિખ ૬ ઠ્ઠી જેન્યુઆરી ૧૯૩૫માં ટાઉન હૉલ મધે કરેલા "ફૅરવૅલ પ્યાનોફોર્ટ રીસાઇટલ" પાછળ થયલા ખરચના ... | ૨૮૫-૬-૯ |
| ફેબ્રુઆરી ૧૯૩૫માં મીસીસ શીરીનબાઇ. મંનચેરજી. કામાના પુરૂષો માટેનાં કૉનવેલેસેન્ટ હોમ ફંડમાં ... ... | ૨૫-૦-૦ |
| જુમલે રૂા. | ૩૩૫-૬-૯ |

નો ખરચ મેં પોતે કર્યો હતો, તે જુદો.

ભીખાઇજી. લી. પાલમકોટ.

## મિસ ભીખાઈજી. લી. પાલમકોટ.

**જન્મ-તા. ૧૧મી જેન્યુઆરી ૧૮૬૭.**

કલકત્તા, ભાવનગર, નાગપોર અને અલાહાબાદના પ્રદર્શનોમાથી "વીનીશ્યન" અને ' હૉનીટૉન લેસ " (ઈટાલ્યન આર્ટ) માટે ચાર સોનાનાં ચાંદ જીતનાર.



## Miss Bhikhaiji. L. Palamkote.

**Born-11th January 1867.**

Recipient of four Gold Medals in Venetian and Honiton Lace Work (an Italian Art) in Calcutta, Bhavnagur, Nagpur and Allahabad Industrial Exhibitions.

શ્રી દાદાર હોરમઝદની મદદ!

# પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ.

[૧૮૮૫ — ૧૯૩૫.]

## સંગીતનાં શિક્ષણમાં ૪૫ વર્ષ.

[૧૮૯૦ — ૧૯૩૫.]

મારા ખુદાઈ હુન્નર—મ્યુઝિક—નો

# કનકોત્સવ.

(મનહર છંદ.)

"કાજળની કોટડીમાં વારેવાર વિચરતી,
અરે ઓ કલમ તને વિનંતિ હું કરૂં છું,
શામ મુખવાળી પણ શ્વેત તણી સંગતિમાં,
ભાળી તને આજ તારો ભરૂંસો હું ભરૂં છું;
મન તણો મર્મ તારી આગળ ઊઘાડો કરૂં,
ધરી હૈયે હેત તને હાથમાં હું ધરૂં છું;
નિર્લજ વચન કાંતો, કોઇની નિંદા લખીને,
ડાઘ લગાડે તું રખે, દીલમાં હું ડરૂં છું."

કવિ દલપતરામ. ડાહ્યાભાઇ.

## સચ્ચાઈ!

ઉપલાં કાવ્યમાં મારો શો હેતુ છે, તે વાંચક-વર્ગને ખરો ખ્યાલ આપશે. એક ખગોળશાસ્ત્રી મારે વિષે લખે છે; ને તે ખરી ખુબી-ખામી દર્શાવે છે-જે મારાંમાં છે, તેજ! વાંચો :—

"......You personally are of a philosophic cast of mind, serious in demeanour, and given to reasoning out the problems of life. You cannot tolerate sycophants or time-servers. Hence when you are confronted with such people you are apt to magnify their offences, and denounce them with undue severity. You are entitled to defend your rights when they are unjustly attacked......"

આ કેટલું ખરૂં ને સાચ્ચું છે! આ ખુબી-ખામી મારાંમાં છે, તે હું કબલ કરૂં છું!

આ મારા છેલ્લાં પુસ્તકમાં જે કાંઇ લખીશ, તે ખરૂં, સાચ્ચું, અને સાચ્ચાં શિવાય વાંચક-વર્ગ ને બીજું કશું જણાશે નહિં. સચ્ચાઇથી ભરપૂર ખરા બનેલા બનાવોનું વર્ણન વાંચક-વર્ગને વિદિત કરશે.

મારા પિતાજી ઘણા સાચ્ચા ને હિમ્મતવાન હતા. ઘરમાં પણ કોઇ હેરફેર બોલે, યા ઉડાવનારો જવાબ મળે તો ધાંધલ-ધરપચ ને તોફાન કરી મોટેથી બોલતા :—"સાચ્ચું કેહવ, સાચ્ચુ બોલી દેવ," એટલે બધાં બીહ-ધ્રૃજીને સાચ્ચુંજ બોલતાં ને એવણનાં બાપ-બપાવાબી ધંધામાં અને દરેક બાબતમાં સાચ્ચા ને પ્રમાણિક હતા. એ ખાસિયત જો મારામાં ઓધે ઉતરી આવી હોય તો તેમાં નવાઇ જેવું હું કશું જોતી નથી; ને સચ્ચાઈ જાહેર કરવાની જે હિંમ્મત મારા પિતાજીની હતી, તેજ મારામાં છે, ને આ કલમમાં છે; જો કે ઘણી વેળા તે માટે મને ખમવું

પડયું છે, મિત્રતા ઉપર મટોડું વળ્યું છે, હેત-પ્રિત હવામાં ઉડી ગયું છે, દિલોજાન દોસ્તો દગલબાજ દુશ્મનો બન્યા છે, વફાદાર વ્હાલાંઓ બેવફા બન્યાં છે, ખાર-વેર, કપટથી કેહેર વરસાવી કિનાખોર આદમીઓએ મારી ઉપર આફતનું આસમાન તોડી પાડવામાં ધરતી ઉપર ધરફ્ડી મારી છે; તોપણ આ સાચ્ચી, સ્વતંત્ર, હિમ્મતવાન કલમ, જે કોઈની ઉછીની લીધેલી નથી, જે કલમ ભાડુતી નથી, જે કલમ ખુસામત કરનારી નથી, કોઈનોબી સરોપરો રાખ્યા વિના જ્યારેબી હાથમાં ધરી કે સડ-સડાટ પાણીના રેળા માફક ચાલે છે, તે કલમ સાહિત્યમાંજ નહિં, પણ સંગીતમાં પણ મારી સાથેજ જન્મેલી છે, ને મારી સાથેજ એનો અંત આવશે. મારાં સૌથી વ્હાલાંઓ, માત-પિતા, ને ભાઈ-પિત્રાઈને એ કલમે છોડયાં નથી ! તેઓની ભૂલને મેં જગ-જાહેર કીધી છે, મારી ભૂલો પણ એજ કલમે મેં દુન્યાને દેખાડી છે, અને તે સઘળામાં સચ્ચાઈ, ખરા બનાવો, ખરા આંકડાઓ ને ખરી કહાણી જોશો. સચ્ચાઇ ને સચ્ચાઈ શિવાય બીજું કંઈજ નથી. Fact and figures એ મારો મુદ્રા લેખ છે, ને તે હું અમલમાં મૂકું છું. મોટા મોટા મહાન પૂરૂશો, વિદ્વાનો, કેળવાયલી કન્યાઓ, ને સાધ્વી સ્રીઓ, પતિવૃતા પતનિઓ ને વફાદાર વરો, દિલોજાન દોસ્તો અને સહનશિળ સખીઓ, અને સગાં-સ્નેહીઓએ આ ઠગારી, દગાખોર દુન્યામાં શું ઓછું ખમ્યું છે? અને તે શા માટે? ફક્ત સચ્ચાઈ જાહેર કરવા માટે !! સચ્ચાઈ દુન્યાને દેખાડવા કાજે અસાધારણ હિમ્મતની જરૂર છે, ને તે હિમ્મત જન્મથીજ, તેમજ આલ-ઓલાદે ઉતરી આવેલી હોવી જોઈએ. સને ૧૮૮૫ માં અલેકઝાન્ડ્રા સ્કુલમાં અમારા ઈંગ્રજી-વર્ગને સચ્ચાઇ ઉપર ઈંગ્રેજીમાં નિબંધ લખવા આપ્યો હતો. પરિક્ષકોએ એક વિદ્યાર્થીનો અને મારો નિબંધ એક સરખો ઈનામને લાયક ઠેરવ્યો; પણ ઇનામ નિબંધ માટે એકજ હોવાથી પરિક્ષકે અમો બન્નેને Essay prize વેંહેચી આપ્યું, તે પચાસ વર્ષ ઉપર મને મળેલું ઇનામ આજેબી મારી પાસે મેં સાચવી

રાખ્યું છે. જો કોઇને જોવું હોય તો 'મારા 'મ્યુઝિક સ્ટુડયો'માં પધારી જોવા માટે ખુલ્લું છે :

સચ્ચાઇ જાહેર કરનારાં ઇનસાનો શું ખમે છે, તે આપણે આપણી અત્રાફ બનતા દુઃખદાયક બનાવો જ્યારે જોઈએ છિયે, ત્યારે માલૂમ પડે છે કે જબરી જાતી નબળી જાતી ઉપર ફાવી જાય છે! પેલા "મોટાં ભેજાં" વાળા ભાયડાઓ રૂસાઇને દગલબાજ દુશ્મનોમાં ફેરવાઇ જાય છે, જ્યારે ફરેસ્તા જેવા શખ્સો ફરેબથી ફરી જાય છે, ત્યારેજ તેઓની મરદાનગીનું માપ લેવાની સોનેરી તક મળે છે! હું તો હિમ્મતથી કહું છું કે કેટલાક પૂરૂષો કરતાં ઘણે મોટે ભાગે સ્ત્રીઓનાં ભેજાં કદમાં, વજનમાં ને ખાસિયતમાં ચઢતાં ને મોટાં હોય છે. સચ્ચાઈ જગ–જાહેર થયલી જોતાંજ પોલાદી અંતઃકરણમાંથી દયાનો અંશ ગેબ થઇ જાય છે, હૈયું સૂન મારી જાય છે, ભેજું પોચું પડી જાય છે, ગરૂરીમાં ગંથાઇ જઇને વડાઇ-બડાઈનાં ફુંફાંરા મારતા માટીડાઓ નાતરસ ને નાલાયક ચાલ ચલાવી પોતાને "મોટાં ભેજાં" વાળા જાહેર કરે છે! નબળાં ઉપર સરજોરી કરવા અને ફાવી જવા ફાંફાં મારે છે!

તે સર્વેશ્વરે આ સૃષ્ટિમાં સંગીતનાં મીઠા સરોદ સાંભળવા મને મોકલી છે, પણ જ્યારે કપટી, કિનાખોર અને અદેખાં ઇનસાનોના બેસુર અવાજો મારા કાનને અથડે છે, જ્યારે જીગર ચીરી નાંખનારા જુલમગાર ઘાટકી દેખાવો અને ઘાટકી ડાઘેલ દિલના ઉભરાઓનો સણસણાટ સાંભળું છું—અને તે પણ ફકત મેં સચ્ચાઇ જાહેર કરી તે માટે—ત્યારે મને લાગે છે કે મારા જેવી નિર્દોષ-નિરાધાર નાર માટે આ સોરંગી ક્ષણભંગુર દુન્યા નથી! આ લખાણ સદ્ગ્રહસ્થો માટે નથી. જ્યારે મારી સ્વતંત્ર કલમ હિંમ્મતથી સચ્ચાઈ જાહેર કરે છે, ત્યારે કેટલાંકોનો જીવ બિગડી; આવે છે! આ નાનું પુસ્તક તરકતીઓને એક તમાચો છે, કાવતરાં કરીને નિર્દોષોને કચડી નાંખનારાંઓ માટે કંગાળિયત છે, ઇર્ષાને આધીન ઇનસાનોનો અવતાર પૂરો કરી મૂકે

છે, ઠગારાઓને ઠપકો છે, દારૂણ દુશ્મનો ને દબાયલાં રાખે છે, ગરજનાં ગધેરાંઓ, અડિયલ ખચ્ચરો, જીદ, ઓહુસના અવતારો સલુક-સકાર વગરનાં શખ્સો અને નાદાનોની નાદાનીને નષ્ટ કરવાં એક આરસી છે, જેમાં તેઓ પોતાની બેસિકલ સૂરત જોઇને જીવ લઇને ઉભી પૂછડીએ નાસવા માંડશે એમ ખાતરીથી માનું છું. હું ફરીથી લખું છું કે આ લખાણ અને આ કલમ સદ્ગ્રહસ્થો માટે નથી; પણ જેઓ કબૂલ કરતાં હોય કે ટોપી બરાબર માથાં ઉપર બેસ્તી આવી છે, ત્યારે જાણજો કે તેઓ પોતાના પ્રપંચોનો એકરાર કરે છે, કાવતરાં કબૂલ કરે છે! આ તેઓ માટે ઘણું હિણપસ્તીભર્યું ગણાવું જોઇએ! જેઓ નુકસાન કરીને ફરી જાય છે, અને અન્યાય કરીને ન્યાય પોકારે છે, ત્યારે કવિ દલપતરામની બે લીટી હૈયે ચઢી આવે છે:-

"ન્યાય નિયમ સૌ રંકને, સમર્થને સૌ માફ,
વાઘે માર્યું માનવી, તેનો શો ઇનશાફ?"

તેઓ પોતેજ પોતાને મોંહડે કબૂલ કરે છે! જ્યારે ટોપી બેસ્તી તેઓને આવે છે, ત્યારે આપણે સવાલ પૂછીશું કે એવાં પાપી કુકર્મ, અને પૈસાને માટે એવાં કર્પિણ કાવતરાં તેઓએ કીધાં હતાં? જો કીધાં હોય તો એવો અઝીમ ગુનોહ મઝદાં માફ કરશે, એવી તેઓ આશા રાખે છે?

હું ઘણું વાંચું છું—ખરા બનાવો—કહો કે કલ્પિત (original) વાર્તાઓ, કે જે દરેક વર્તમાન-પત્ર કે દરેક ચોપાનિયાંમા છપાય છે, જેમાં છાપેલા બનાવો એક નહિં પણ અનેક પારસી કુટુંબોને થોડાં કે ઘણાં લાગુ પડે છે, કેટલાક અને તેવા ઘણાખરા બનાવો તેઓનાં કુટુંબમાં ખરા બનેલા હોય છે, પણ તેઓ પોતાનાં વર્ષ વેચવા વકીલની ઓફિસમાં દોડી પ્હોંચતા નથી!

હું ઘણી વાર્તાઓ વાંચું છું, પણ સીધી રીતે યા આડકતરી રીતે તે કોઇબી કુટુંબને લાગુ પડતી હોય છેજ, જેઓ ભલાં ને ઊંચ ખાસિયત-ખમીરનાં હોય છે, તેઓ એવું માનવાની

નીચી પંક્તિએ કદી ઉતરી પડતાં નથી; પણ ડાઘેલ-દિલ, ખાર વેર, કપટ-કેહેર, યા ઇર્ષા-ઝેર ધરાવનારાં અદેખાઇના અવતારો વેરની વસુલાત કરવા કાજે એવું માની લઇ નિર્દોષો અને નિરાધારોની શોખની સાહિત્ય-સેવા નિર્દયપણે નિર્મૂળ કરવાની નિરર્થક કોશેષ કરે છે, કે જે સાહિત્ય-સેવા શોખની અને નિષ્કલંક હોય છે. કાગળો લખવામાં કહો કે જાહેર લખાણ કરવામાં કહો, પણ મારી સ્વતંત્ર, પ્રમાણિક કલમ ખરી ને સાચ્ચી વિગતો ને ખરા આંકડાઓ ને ખરી બાબતો છૂપાવી શકિત નથી. એ કદાચ મારી ખામી હોય, યા ભૂલ હોય તે કબુલ કરૂં છું---એ ખામી કદાચ કુદરતી હોય, જે હુ સુધારી શકિત નથી! સાચ્ચું તે સાચ્ચુંજ. હાથમાં કલમ પકડી એટલે તે સચ્ચાઇ ઉપરજ ઉતરી પડવાની, તે ધરી ધરાયલી નહિ રેહેવાની! ઘણી વેળા સચ્ચાઈ જાહેર કરવા મને ઘણાં સંકટો સહન કરવાં પડયાં છે. પ્રેમાળ જીગરો વિખુટાં પડયાં છે! બીજાંઓએ ભમાવેલાં ભેજાંની હુ વર્ષો સૂધી ભોગ થઇ પડી છું; પા સદીની દોસ્તી તૂટી ગઇ છે! તોપણ એક સહનશિળ, ને સાચ્ચી માતાનું દૂધ પીધેલું હોવાથી સબુરીથી, શાંતિઃથી તે કિરતાર ઉપર વિશ્વાસ રાખી મૂંગે મોંહડે સહન કરૂં છું! મારાં માતાજીની એક શિખામણઃ-

"સચ્ચાઇ સો વર્ષેબી જાહેર થશે," તેથી બીજાંઓની ગમે તેવી ખફગી ખેંચી લેવા છતાં, હું સચ્ચાઇનેજ વળગી રહી છું. હું કૈક વેળા મારાં માતાજીને, યા ભાઈ શોરાબને તેઓની ભૂલ દેખાડી કહેતી હતીઃ-માય! આએ તમે ભૂલ કરોછ; શોરાબ! એમાં તમારી ભૂલ છે—ત્યારે સચ્ચાઇનેજ વળગી રહીને બોલતી હતી, ને ઘણી વેળા તેઓ એકમત થતાં હતાં; પણ કેટલાંક બૈરાંઓ અને માટીડાઓ ખરાબ લાગવાંના ડરથી યા પોતાની મતલબ સારૂ કબૂલ કરતાં નથી કે ખોટું કર્યું છે, યા નુકસાન કર્યું છે. તેઓ પોતાના ડાઘેલ-દિલને એમજ સધ્યારો આપે છે કે અમે જે કીધું છે, તે ખરૂં ને વ્યાજબી છે; ને તે કીધેલું અમે ખોટું કે નુકસાનકારક ગણુતા નથી. ચોર ચોરી કરીને કબૂલ કરતો નથી; લુટારા-પીંઢારાઓ ધૂતી-લૂટીને કહે છે કે "એ તો

અમારો ધંધોજ છે! ત્યારે અમે ખાઇએ શું?" પણ, દુન્યાની નજરમાં તે ગેરવ્યાજબી હોવા છતાં એવાં સ્વાર્થિ ઈનસાનો દરકાર રાખતાં નથી. તેઓ કોઇને હેરાન કરવામાં, દુઃખ દેવામાં, નુકસાન કરવામાં, ધન લૂટી લેવામાં, કે એકનો હક ડૂબાડી બીજાને તેનો હક અપાવવામાં, યા કોઇને નિરાધાર કે નિર્ધન કરવામાં કશું ખોટું સમજતાં નથી; પણ ઈશ્વરના ઈનસાફ માટે મોડે-વહેલ્લે તેઓને તૈયાર થઈનેજ રહેવું પડશે!

---

## એક ખુલાસો.

---

મારી આગળી ૧૯૩૧ ની "ફૉર્ટી-ફાઈવ યર્સ ઇન મ્યુઝિક" નામની ચોપડીમાં મારા જન્મ વિષે એસારો કર્યો છે, તોપણ આ પુસ્તકમાં તારિખ, સાલ, વિગેરે સાચવી રાખવાની નેમથી, તેમજ મારાં જન્મની બાર કલાક આગમજ મારાં મમાઈજી અને મારા પિતાજી (સાસુ-જમાઈ) વચ્ચે જે રસીલી ટપાટપી થઈ હતી, કે જે આગળી ચોપડીમાં લખી નથી, તે મારાં વ્હાલાં માતાજીનાં હાથે લખેલાં પુસ્તકમાં સચવાઈ રહી છે. તે એમનાંજ શબ્દોમાં લખીશ. આ એક રસીલું લખાણ છે, ને હું ધારૂં છું કે વાંચક-વર્ગને તેથી લગાર ગમત ને રમુજ પડશે.

મારો જન્મ માહિમમાં તીર મહિનો ને રામ રોજે યઝદેઝરદી ૧૨૩૬માં, તા. ૧૧મી જેન્યુઆરી ૧૮૬૭ ને દિને રાત્રે અઢી વાગે શેઠ હોરમસજી. જેહાંગીર. દાદીશેઠની વિશાળ, ફળફુલ, બાગ-બગિચાવાળી, વાડીનાં નવા બંગલામાં (મારા મમાવાજીનાં) થયો હતો.

મારાં માતાજીએ મરહુમ બુચી (દિકરી) ધનબાઇ, અને દિકરા સોરાબનો જન્મ કોટમાં મારા પિતાજીની માલેકીનાં ઘરમાં આપ્યો હતો. પણ તે પછી મારાં મમાઇજીએ પોતાને બંગલે દિકરીને

બોલાવવાની ઇચ્છા દેખાડવાથી લીમજીભાઈ (મારા પિતાજી) એ ખુશી જણાવી; કારણ માતાજીની તબિયત ઘણી નબળી થઈ ગઈ હતી.

પણ સાસુ-જમાઇની ટપાટપી **મારા જન્મની દોઢ વર્ષ આગમજની હતી**; કારણ બન્ને આકળાં સ્વભાવનાં હતાં.

### મારાં માતાજી લખે છેઃ—

"શોરાબ સાથે ઉજાગરો થતો, એ વખતે મારી હાલત પણ નબળી હતી, ને જે વખત જતો તેમાં મારે એક બાલકને જનમ આપવાની વકકી હતી. મારાં માયે લીમજીભાઈને કેહ્યું કે તમારે ત્યાં હાલ તો આલીમાયની માવજત કરનાર કોઇ નથી, વાસ્તે મારી મરજી છે કે તમો મારે ત્યાં માહીમ અમો રહીયેછ ત્યાં મોકલો તો ઘણું સારૂં.

લીમજીભાઈએ જવાબમાં મીઠું પીરસયું, કે હા લઈ જાવો, મારો પણ એજ વિચાર છે.

મારા શોરાબ અને આયાને લઈને હું માહીમ મારાં મા-બાપને ત્યાં ગઈ. એવી વકકી વખતે એક પારસણ બાઇને હું ચાલીસ દહાડા મારી આગળ રાખતી, તેજ બાઈને ત્રીજી વખત પણ રાખ્યાં. એ બાઇ ઘણીજ ભલી ને લાયક ને ગરીબ હતી. લીમજીભાઈ આઠ-દસ દહાડે ખબર લેવા આવતા. એમ કરતાં એક માસ નીકળી ગયો.

એક દહાડે લીમજીભાઇ, નહિ વકકી તેવે દહાડે, આવી પ્હોંચ્યા. તેવણ વાડી જવાને બદલે અહીં ઉતરી પડયા ને બોલ્યાઃ- 'આલાં, તારી સરજત મને અતરે મુતલગ લાગતી નથી. માસ એક થઈ ગયો, પણ હું અજબ થાઊંછ, વાસ્તે તું ઘેર ચાલ.'

### સાસુ જમાઇ વચ્ચે ટપાટપી.

મમાઇજી—નારે બા તમે શું અમોને નરસ લગાડવા બેઠાછ કે? એમ કંઈ હોય કે? એ તો હોય ! (ઢીલ થાય.)

લીમજીભાઈ—પણ તેબી ઘેર છે કે રસ્તો? તેબી મારૂ જ મકાન છેની? બધું સરખુંજ છે!

મમાઈજી—વારૂં બા, આજનો દહારો સબુર કરો. એન બાપ આવે, પુછું, પછી, કાલે. આજે નહીં. આએ વાતચીતથી મારાં માય કંઇ ગભરાટ-અકરાટમાં પડી ગયાં, ને જાયને ચુલામા ખોબો ભરીને સુખડ મેલે, ને ખુદા પાસે દુઆ ચાહે કે આજે રાતે, એનો છુટકો થાય તો એ ઘેર જવા નહી પામે! તેવણાં ખાવું-પીવુ, ઘેરનું કામ તજી રડમસ થઇ ગયાં, ચીંતાતુર ને બેચેન બની ગયાં, ને ખુદા મારી શરમ રાખજે એવા બોલ હરદમ વાપરતાં, ને ચુલામાં સુખડ મેલતાં.

સાંજે મારા બાવા આવ્યા. પછી મારાં માયે પહેલાંજ પોતાને ગભરાટ-અકરાટ જણાવી દીધો. તેવણે ધીરજ આપી કે તું મુંગી રહે. તારૂં ને મારૂં અહીં ચાલે તેવું નથી. બોલશો તો વસા ગુમાવસો, વાસ્તે જે કરે તે કરવા દેવો. મારાં માય તેવણ સાથે છછણી પડયાં. ફફડી-ચટકી આંખમાં પાણી લાવી પાછાં ચુલામાં સુખડ મુકવા ગયાં, આએ જોઈ મને હસ્વું આવ્યું, તે જોઈ મારી પર ચીરડાઇ ગયાં.

તું મુંગી મુંગી સાંભળેછ શાની? તારૂં મોહનું નથી કે હવે મહીના દાહરાની રહેલી ને બે-તન દહારા ખાતર કાંહ જાય? લોક શું તુંને ને મને કેહશે? એ તો મને ઘણું હીનપસતી લગારવાનું કરવા બેઠોછ, ને સાથે તું કંઈજ બોલતી નહીં, તારે તો કેહશે જે એની પણ મરજી હોશે.

મેં તેવણુને ટુકમાજ જવાબ દીધો કે તમો બેઉ સ્વભાવનાં ગયેલાં, ત્યાં મારૂં કંઇ ચાલે? તમોને મારેથી એક વખત નારાજ થવાય, પણ તેવણુને કેમ થઈ શકાય?

આ સાંભલી મારાં માય મોટે સાદે બોલ્યાં: ઓવાય! તું શું જવા નીકલીછ કે? મરે આએ શું ફજેતી કેહવાય? અતરે બધું તૈયાર કીધું તે તાંહ લઇ જશે તો કેવું લાગશે?

ઉછલતા મોજાની માંફક તેવણુની છાતીમાં ઉભરા ભરાઈ આવતા, ને તેવણ જેટલાં આકરાં-વીકરાં સ્વભાવનાં હતાં, તેટલાં લાલ થઈ જતાં, ને પાછાં નાસીપાસ થઇ જતાં ને કેહતાં કે 'મરે! વધારે દહાડા થયા તારેજ મારૂં માથું તનખયું કે રખેને કંઇ નવું-જુનું થાય, તેજ થયું! મરે! એતો લેવા આયોછ, તે લઈ જશે. મરે! એની આગલ તો પાદશાહનો ઘોડોબી પાછો જાય, તેવું માણસ! ખોદા મારી શરમ રાખજે, ને આજ રાતે અહીંજ બચ્ચાંનો જનમ થાય તો કેવાં આટલાં મોહનાં થઈ જાય! ને હું શરૂખરી રેહવું. કંઈ નહી, ખુદા છે! ખુદા જોશે ને અહીંજ સરજત થશે! ખુદા મારી અરજ સાંભલશે.'

આખો વખત તેવણુની તાસ-વીસ હું ચુપ થઇ જોયા કરતી. બે વાગાની એ વાત, તે રાતે દસ વાગા. સહવારે ઘેર કેટલે વાગેની ગાડીમાં જવું તે છેલ્લો ઠરાવ હતો. મેં તો ટુંકમાંજ (લીમજીભાઇને) કહ્યું કે તમારે ગમે ત્યારે. લીમજીભાઇ ઘેરથી પકકો ઠરાવ કરીને આવેલા હતા, અને તેવણ પોતાના ઠરાવમાં પાછલ હઠે તેવા માણસ નહીં હતા. એટલું બધાં સારી કાની જાણતાં હતાં.

રાતે ઘરમાં શાંત થયું, માટીડાઓ માળ ઉપર આરામ લેવા ગયા.

રાતે ૧૨) વાગે મારી આંખ અંચીતી ખુલી ગઇ. મારો ગભરાટ મને વધારે લાગો. મેં ધીમેથી મારાં માયનો બરડો ઠોકયો ને તેવણને સજાગરૂ કરી મારે માટે ઘણીજ સંભાલથી ને આસ્તેથી કોઇ જાગે નહીં ને માળ ઉપર જરાબી અવાજ ગડબડ-નો જાય નહીં, તેમ તજવીજ કરવા કહ્યું. તેવણ તો એટલાં ખુશીમાં આવી ગીયાં કે તેવણની ખુશાલીનો પાર નહીં હતો. તેવણે આસ્તેથી બારણું ઉંઘાડી દારૂવાલાનાં નવાજબાઇને બોલાવી મંગાવ્યાં. પારસી બબરચીને ઉઠાડયો. નવાજબાઇ મોડી રાત્રે એક વાગે આવી લાગ્યાં, ને આવી વખતે ઘણાં મદદગાર થઈ પડયાં.

બે વાગા પછી અઢી વાગાને અમલે મેં એક બેટીનો (ભીખાઈજી) જન્મ આપ્યો. મારાં માયે ચુલામાં સુખડ સુંકવાનું જારી રાખ્યું, ને તે પર તેવણુનો જેટલો વીસવાસ હતો તેથી બમણો વધ્યો, ને તેવણુની ફત્તેહ થઈ, તેથી તેવણ શાંત ને નીરાંત થયાં!

આ બનાંવથી લીમજીભાઈને જરા ઠીક નહી લાગ્યું. તેવણુનો સખુન રદ ગયો, ને તેવણ સહવારે નીચે આવી મારી ખબર પૂછી પોતાનો ઉભરો કાઢયો:—'એક દાહારો નહીં થોભાયું? ચાલો, જયાં સરજત!' તેવણ ગુપચુપ ચાહ-નાસ્તો કરી શોરાબને રમાડી ચાલતા થયા."

એક દિકરીની હોંસ હતી, તે દિકરી (ભીખાઈજી) મળી. દિકરી ભીખાઈજીને શિખવવાની અને ઇંગ્રેજી કેળવણી આપવાની તેવણ તરફેણમાં હતા અને તેવણના વિચારો તે અસલી જમાનામાં ઘણા સુધરેલા હતા. આ સાચ્ચી વિગત મારાં માતાજીની એવણના હાથે લખેલી ચોપડીમાં તેવણના અક્ષરે સચવાયલી છે.

મારાં માતુશ્રી ઘણાં હુંશિયાર હતાં. સાતમું વર્ષ બેસતાંજ એક ઈનામની ચોપડી સ્કુલમાંથી લાવ્યાં હતાં; પણ પોતાના માત-પિતા સાથે એડન જવાથી, અને ત્યાં શિખવાનાં કાંઇ સાંધણ નહિં હોવાથી પાછાં મુંબઈ આવ્યાં, ત્યારે અભ્યાસ શુરૂ કર્યો. ઘરમાં એક ભાડુત રહેતા હતા. મી. બમનજી નાંમનાં શખ્સ મારાં માતાજીને ગૂજરાતી શિખવતા હતા. મારાં મમાઈજી મારાં માતાજીને શિખવવા અતિશ્ય આતૂર હતાં; કારણ તેવણને (મમાઈજીને) કોઇએ શિખવ્યાં નહિ, તેથી પોતાનાં ખાવિંદ, જેવણ એડન રેહતા હતા, તેવણ ઉપર પોતાનાં દિલનો ઉભરો ખાલી કરવા અશકત થઇ પડયાં ને ઘણો બળાપો કરવા લાગ્યાં! તેવણે જોયું કે તેવણની દિકરી દેશાવર પરણે, ને શિખેલી નહિં હોશે તો પોતાનાં મા-બાપ કે ધણી ઉપર કેમ કાગળ લખી શકશે ને મારી માફક મનમાં ગુંગલાયા કરશે, તેથી તેવણ ઘરમાં

રહેતા મી. બમનજીને વારંવાર કાળજીથી પૂછે. એક દિવસે તેવણે મારાં માતાજી વિષે કહ્યું ;—

"દીનબઇ માય ! હું આપરાં આવાંબાઇને શિખવતાં જરાબી કંટાળતો કે મારો વખત ખોહતો નથી. એવણતો પોતાની મેળેજ સેહજ દેખારતાં શીખ્યાં છે. મેં એવું ચંચલ શીખનાર કોઈ દહારે જોયુંજ નથી; કારણ એવણ સાત વર્ષનું બધું સદાબરૂં ભુલીજ ગયાં હતાં, તે એક મહીનામાં પાછું બધું ઉચકી લીધુ. એવણને જો વધારે શીખવવામાં આવે તો ખચીત હું કેહુંછ કે એક છોકરા કરતાં સરસ અભ્યાસ એવણનો વધે, એટલાં એવણ હુશીયાર છે, ને ઘણાંજ ડાહ્યાં છે......"

મારાં માતુશ્રીના ડહાપણ વિષે એક વેળા ભાઈ દાદાભાઇ તારાપોરવાળા મારા કાગળમાં લખે છે:—

"આપણા ભલાં, માયાળુ અને ફરેસ્ત,ઈ ખસલતનાં માતાજીનાં લખાણોનો એક મોટો જથ્થો તમારી પાસે છે, તે વાંચી હું ખુશ છું. એક ડાહ્યાં અને દુરઅંદેશ તથા બધી રીતે સુધરેલા અને સ્વતંત્ર ખવાસનાં એ એક નમુનેદાર માતુશ્રી હતાં, તો તેમની પાછળ તેમનાં વિચારોનાં ઝવેરોનો ઝુમખો મળવોજ જોઈએ. હું તેથી અચરત થતો નથી ; પણ અતિ આનંદ પામુંછું."

મારાં માતાજી મને હંમેશાં પોતાનાં લખાણ માટે કેહતાં:- "તારૂં શુધ્ધ ગુજરાતી છે, તે મારાં લખેલાં લખાણમાં તું સુધારો કર." હું હંમેશાં તેવણને હૈયે હાથ દેવાડતી "હા માય, જ્યારે વખત મળશે ત્યારે તમારાં લખાણ હાથ ધરસ."

હું ઇચ્છું છું કે ખુદા તે દહાડો દેખાડે કે એવણનાં લખાણો પુસ્તકનાં આકારમાં છપાવું ! મારી હૈયાતીમાંજ તે મારી ઉમેદ તે કિરતાર પાર પાડે !

માતાજીનાં ડહાપણ અને દુરઅંદેશીના એટલા બધા દાખલાઓ છે કે એકજ આપવો બસ છે : એવણના પિતાજી માહિમથી કોટ સૂધી આવી એવણની સલાહ લેતા હતા !

   

# એક વધૂ ખુલાસો.

આગળી મારી "ફૉર્ટી ફાઈવ યર્સ ઇન મ્યુઝિક"માં જે પ્રસંસા-પત્રો, છાપાનો મત તથા મારો અનુભવ છપાયો છે, તે આ પુસ્તકમાં લીધું નથી. મારી જીંદગીનો હેવાલ પણ તેજ પોથીમાં છે, અને જે તે પોથીમાં નથી છપાયું તે આ પુસ્તકમાં લીધું છે, શિવાય બખ્તાવર પ્રિન્સ ઑફ વેલ્સનો કાગળ, ઇનામની ટીપ, વધૂ સખાવતની ટીપ, અને વિદ્યાર્થીઓની વધૂ સંખ્યા (ઇંગ્રેજીમાં તેમજ ગૂજરાતીમાં) સાચવી રાખવાની નેમથી પાછું લીધું છે; તેમજ મારાં વ્હાલાં મરહુમ માતુશ્રીની યાદમાં મારી, તેમજ ભાઈ શોરાબની કવિતા, અને મરહુમ ભાઇ શોરાબ માટેની મારી કવિતા આ પુસ્તકમાં સચવાયલી રહે એવા હેતુથી દાખલ કીધી છે.

આટલો ખુલાસો વાંચક-વર્ગ સન્મુખ રજુ કરવાની દરગુજર ચાહું છું.

૧૯૩૧ની મારી ચોપડી બાહેર પડી હતી, તેમાં ગફલતીથી સંગીતનાં શિક્ષણમાં સાડત્રિસ વર્ષ છપાઇ ગયાં છે, તે ભૂલ સુધારવાની આ સોનેરી તક હાથ ધરૂં છું. મારાં માતાજીની સલાહ પ્રમાણે હિસાબ રાખતી હતી, હિસાબ રાખવાની મારી એક ચોપડી ગુમ થઈ ગઇ હંતી, તે ચોપડી ૧૯૩૧ની ચોપડી છપાયા પછી મળી! અને મારો ખુદાઈ હુન્નર પણ ૧૮૮૫માં શુરૂં કીધેલો માલુમ પડયો! ખરી રીતે સંગીતનાં શિક્ષણમાં ૪૧ વર્ષો છપાવવાં હતાં; અને મારા ખુદાઈ હુન્નરમાં ૪૬ વર્ષો છપાવવાં હતાં.

ઉપલી ચોપડી છપાયા પછી એક ખરી નોંધ હાથમાં આવી છે, અને તે જોતાં માલૂમ પડયું કે ૧૮૯૦ માં મેં શિખવવાનું શુરૂ કર્યું હતું; અને પેહેલ્લાં બે શિષ્યો, મિસ મીઠોબાઈ. અરદેશર.

ચીનાઈ, (એમના માતાજી તરફથી ઑલબ્લેસ ખાનદાનનાં) જેવણુ હૈયાત છે, અને મરહુમ મીસીસ દીનબાઇ. પેસ્તનજી. ભંડારા હતાં; જેવણુનો કરી લીધેલો દીકરો જેહાંબક્ષ હૈયાત છે.

૧૮૯૦ માં હું ઘણુંજ થોડું મ્યુઝિક જાણતી હતી; પણુ પ્રથમથીજ કોઈને પણુ શિખવવાની મારામાં હોંશ, ઉલટ, ઉમંગ અને કળા હતી. આજે ૬૯ વર્ષની વયે પણુ તેજ શોખ અને ઉત્સાહ શિખવવા માટે ચાલુ છે. મારાં છોકરાંઓ જો રજા ઉપર હોય તો બે-ત્રણુ કલાક વગાડીને પછી ઝુરી-ઝુંફીને બિછાને થઈ જાવું, મ્યુઝિક સ્ટુડયો પણુ મૂંગો થઈ જાય, ને જીવતાંઓનો સંતાપ હૈયે ચઢી આવે! સ્વર્ગવાસીઓ માટે ગમગીની લાગે, તેનાં કરતાં પણુ વધૂ ગમગીની જીવતાંએની બેઅદબ, બેમરવત, ધિકકારવા યોગ્ય, નિર્દય, દયાહિણુ વર્ત્તણુંક છાતી ઉપર ડોહવાઈ-ડહવાઈ આવે! જ્યારે મારાં છોકરાંઓ પાછાં આવે, ત્યારેજ ઉલટ-ઉત્સાહથી પાછી સારી થઇને પોણું દુઃખ ભૂલી જાવું! ગમને ગળી જાવું!

"નોશીરવાન અદલનાં વજીર બુઝોર્ગ ચમ્હેરે ઉસ્તાદ હકીમ એરીસ્તોતાલીસને પૂછેલા સવાલોમાં તેણે નીચે પ્રમાણે જવાબ આપ્યા :—

સ૦—ઈનશાન નેકબખ્ત કેવી રીતે બની શકે?

જ૦—ત્રણુ રીતે ઇનશાન નેકબખ્ત બને છે. જે એલમ લઈ એલમ શિખવે, જે ખયરાત યાને બક્ષેસ કરે, અને જે પોતાનું મોઢું સદા હસ્તું અને શાદ રાખી શકે."

નેકબખ્ત બનવાની આ ત્રણુ રીત મારાંમાં હતી, અને છે; એમ જો કહું તો વાચક-વર્ગ મને મગરૂર માનશે નહિં: ૫૦) વર્ષો સૂધી એલમને આલિંગન કર્યું છે, ૪૫) વર્ષો સૂધી શિખવીને તેમજ કૉનસર્તસ કરીને રૂ. ૩૮,૦૦૦/- સખાવતમા આપ્યા છે, ને મ્યુઝિકથી પચાસ વર્ષો થયાં

ગમને ગળી જઈ મોંહડું હસ્તું રાખ્યુ છે! મારૂં મન અને અંતઃકરણ આખો દિવસ અજાણપણે આનંદમાં રહે છે! એટલે મોહડાં ઉપર નૂર તો હોવુંજ જોઈએ. નહિં વારૂં? આત્માને ખિલવવા મેં ચાલુ પ્રયત્ન કર્યો છે? કારણ આત્માજ એલમ-હુન્નરથી પ્રફુલ્લિત થઇ વધારે સારી દુન્યામાં દાખલ થશે, તે વિષે મેં વાંચેલી થોડી લીટીઓ અત્રે ટપકાવી લેવાની ઇચ્છાને અટકાવી શકિત નથી:—

"If it is true that the soul is immortal, we have to take care of her, not merely on account of the time which we call life, but also on account of all time. We have found that the soul is immortal, so her only refuge and salvation from evil is to become as perfect and wise as possible. For she takes nothing with her to the other world but her education and her culture."

### કેળવાયલી સ્ત્રી વિષે.

"અને તુરતજ માર્કની નજરે સચ્ચાઈનો ઝળકાટ સઘળી મુસ્કેલીનાં એકજ ઉપાય લેખે જણાયો; તે આ હતો-સ્ત્રીને કેળવવી, તેણીને પૂરૂષની પડખે તેના સરખાજ હક ભોગવતી સાથી દાખલ ખરી જગ્યા આપવી; કારણ અંધકારમાંથી છૂટકારો પામેલી માત્ર સ્ત્રીજ પૂરૂષનો છૂટકારો કરી શકશે."

ઝોલા.

---

આ કેટલું ખરૂં છે? એક સ્ત્રી જો કેળવાયલી હોય તો સેંકડો સંકટો, અને અનેક આફતો મૂંગે મોંહડે સહન કરી શકે છે!

* * * *

### મારા ધંધા-હુન્નરને લગતી બાબતોના કાગળો અને લખાણો મેં કાંય છાપ્યાં?

સંગીત વિષે મારો પચાસ વર્ષોનો અનુભવ લખું તે આગમજ મારી આગળી સંગીતની ત્રણ ચોપડીઓ:

'25 Years' Unique Record in the Parsi Community,"—1919,
" Opinions "—1924,
" Forty-five Years in Music "—1931,

માં મારા ખુદાઈ હુન્નર અને ઉમદા ધંધાને લગતાં જે પ્રસંસા પત્રો, અને લખાણો, મારાં સગાંઓ, મિત્રો, ખરેખાંહો ને ભલું ઇચ્છ-નારાંઓ તરફથી વગર માંગવે, નહિં ધારેલાં મળ્યાં હતાં, તે સેંકડો કાગળોમાંથી માત્ર થોડાંક, ગણત્રીનાં છાપવાની મારી નેમ દુશ્મનોને જુઠ્ઠાં પાડવાની હતી. મને અને મારા ધંધાને કચડી નાખવાની નીચ કોશેષ થઇ હતી, તે નષ્ટ કરવા માટે ખુદ દુશ્મનો-એજ મને ફરજ પાડી હતી, અને નહિં કે એક જાહેર-ખબર તરિકે, યા જેમ કેટલાંક અવિચારી ઇનસાનો માને છે-ગણે છે, તેમ મારી તારીફ અને વડાઈ દેખાડવા માટે! હું જાણું છું કે મારાંમાં તારીફ જેવું કશું છેજ નહિં! કૈંક વેળા જે મારી વખાણ થાય છે તે મને અતિશયોકિત જેવું લાગે છે! તે મૂંગે મોંહડે સાંભળું છું, ને તેથી કંઈ હું પુલાઇ જતી નથી કે મગરૂર થતી નથી! ઈશ્વર તરફથી જે "મીશન" (Mission) લઈને આવી છું, તે ગુપચુપ જાહેર-ખબર છપાવ્યા વગર ૫૦) વર્ષો થયાં કરૂં છું. ઉપલી ચોપડીઓમાં છપાયલાં કાગળોથી કેટલાંકો છંછણી પડયાં: "અમારા કાગલ ને નામ કાંય છાપ્યાં?" મે તેઓને ચાર સવાલો પૂછયા:—

શું હવે તમે મારી તારીફ, કે જે ફકત મારા ધંધા-હુન્નરને, અને મારા સ્વભાવ-ખવાસનેજ લગતી હતી, તે લખીને તમે પસ્તાવો છો? તે કાગળો ઉપર **ખાનગી** શબ્દ લખ્યો હતો? તે કાગળો મેં કંઈ માંગ્યાં હતાં? ત્યારે શું તમે જુઠ્ઠું લખ્યું હતું કે હવે પસ્તાવો કરો છો? આ મારા ચાર સવાલોએ તેઓને ચૂપ કરી નાખ્યાં! એક **જાહેર બાબતના** હુન્નર-ઉદ્યોગને લગતાં કાગળો તે ખાનગી કેમ કહેવાય? ને સેંકડો સગાં-સ્નહીઓને પૂછાવવું એ કેવળ કેવું અશકય હોય!

દારૂણ દુશ્મનો અને દગલબાજ દોસ્તોને જમીનદોસ્ત કરવા અને મારી ૬૯) વર્ષની વયે પણ જે અદેખી જુઠી જીભલીઓ જળી જાય છે, તેઓને ચૂપ કરવા, આ પુસ્તકમાં પણ સેંકડો કાગળોમાંથી થોડાં છાપ્યાં છે, તે એજ નેમથી છાપ્યાં છે. મારી વિરૂધ્ધનુ વર્ષો સૂધી ઘણું સાંભળ્યા પછી, એક પછી એક (આ પુસ્તક સાથે) ચાર ચોપડીઓમાં કાગળો છપાવીને

**મે મારો બચાવ કીધો છે.**

તરકત, તોહમત, પ્રપંચ, કાવતરાં, કાવા–દાવા ને જુઠું હું સાંખી કે સાંભળી શકિત નથી! અનેક રીતે અનેક આકારમાં તે હું જગતને આ મારી સાચ્ચી, સ્વતંત્ર કલમથી જુઠાં જાહેર કરૂં છું, અને તે જાહેર કરવા કલમ અને છાપો, આ બે બળવાન હથિયારો **મારો બચાવ** કરી શકે છે! જો મારી જગ્યાએ એક પૂરૂષ હોત તો આવાં જુઠાંઓને ઇનસાફની અદાલતમાં ઘસડી તેઓને સજા કરાવવા પાછળ પડત નહિં!

   

## મારી સાહિત્ય અને સંગીત સેવા.

સાહિત્ય સેવા માટે બે બોલ લખવા ઇચ્છું છું. સંગીત અને સાહિત્ય જો બન્ને કુદરતીજ હોય તો એક આસામી સેહેલથી શિક્ષક થઈ શકે છો અને ઘણી આસાનીથી શિષ્યોને સમજાવી શકવાની શકિત ધરાવે છે — મુખ્ય કરીને પારસી શિષ્યોને — કારણ જો ગૂજરાતી ભાષા ઉપરનો કાબૂ હોય, સાહિત્ય સેવા બજાવી હોય તો એક પારસી શિક્ષક પરજાતનાં શિક્ષકો કરતાં વધૂ સારી રીતે ગૂજરાતી ભાષામાં સંગીતની "થીઅરી" સમજાવી શકે, એટલુંજ નહિં, પણ હિમ્મતથી ગૂજરાતીમાં એક શિષ્ય પોતાનાં શિક્ષકને નિર્ભંયપણે સવાલો પૂછી ખુલાસો મેળવી શકે, જેવી હિમ્મત તેઓ પરજાત આગળ દેખાડી શકતાં નથી, એ મારા પચાસ વર્ષોનાં અનુભવ ઉપરથી કહી શકું છું; પણ જ્યાં શિક્ષકોનેજ ગૂજરાતીનું જ્ઞાન કે ભાન નહિં તો

શિષ્યોની સ્થિતિ વધૂ દયા ઉપજાવવા જોગ થઇ પડે છે! સંગીતમાંજ નહિં, પણ હિસાબ જેવી બાબતમાં પણ શિષ્યોને ગૂજરાતીમાં શિખવ્યાથી તેઓ પરિક્ષામાં ઘણાં સહેલથી પસાર થઇ શકે છે.

સંગીત જેટલોજ મને સાહિત્યનો શોખ છે. મારા વ્હાલા ભાઇ શોરાબનાં ચોપાનિયાંમાં (૧૮૯૦-૧૯૧૦) શોખની સેવા તરિકે મેં લખાણ કર્યાં હતાં, તેમજ મુંબઇનાં ઘણાં વર્તમાન-પત્રો ને ચોપાનિયાંઓમાં શોખની સેવા દાખલ સાહિત્ય સેવા ૪૫) વર્ષો (૧૮૯૦-૧૯૩૫) થયાં, જ્યારે પણ મને વખત મળે છે, ત્યારે કરૂં છું. અગાઉ વર્ષો ઉપર હું જ્યારે જાહેરમાં લખાણ કરતી હતી, ત્યારે કેટલાંક બેઅદબ સગાંઓ ને મૂર્ખા માટીડાઓ બોલતાં: "એ તો પણવાની જાહેર ખબર છે!" તોપણ ૬૯) વર્ષની વય સૂધી કુંવારી રહી મેં તેઓને જુઠ્ઠાં પાડયાં! સાહિત્યનો શોખ મારાં માતાજી અને મમાવાજી તરફથી મારાંમાં ઉતર્યો હતો. જાહેરમાં લખાણ કરવા ઉપરાંત મેં આ પુસ્તક સાથે નવ નહાનાં-મોટા ગ્રંથો લખ્યા હતા:—

| | | |
|---|---|---|
| ૧) નિર્દય નણંદ. | ... | ... સને ૧૮૯૪. |
| ૨) ઇનસાફની આરસી. | ... | ... „ ૧૮૯૬. |
| ૩) સહનશિળ સુંદરી. | ... | ... „ ૧૮૯૭. |
| ૪) વિપારિ વનિતા. | ... | ... „ ૧૮૯૯. |
| ૫) અજલનો ફરેસ્તો. | ... | ... „ ૧૯૧૦. |
| ૬) 25 Years' Unique Record in the Parsi Community. | | ... „ ૧૯૧૯. |
| ૭) Opinions. | ... | ... „ ૧૯૨૪. |
| ૮) Forty-five Years in Music. | | ... „ ૧૯૩૧. |
| ૯) Fifty Years in Music. | | ... „ ૧૯૩૫. |

જ્યારે સંગીતને લગતી મારી ચોપડી Forty-five Years in Music બાહેર પડી, ત્યારે મારા દિલસોઝ ભાઇ ખરશેદજી,

જ. બ. વાહુડયાએ એક ચિઠ્ઠી લખી સવાલ પૂછયો: "તમારી સાહિત્ય સેવા કયાં છે? તમારી ચોપડી મને તે હજી ઘણી અધુરી લાગે છે. સાહિત્ય સેવા વીશે વધુ લબાંણ વિવેચન જોઇએ." એક વેળા મળ્યા, ત્યારે પણ ઉપલોજ સવાલ પૂછવા લાગ્યા! તેમજ ઘણાંઓએ અજાએબી દેખાડવાથી આ મારાં છેલ્લાં પુસ્તકમાં સંગીત સાથે સાહિત્યની શોખની સેવા બજાવતાં જે જે મારાં લખાણો ભાઇ શોરાબનાં સ્વર્ગવાસ થવા અગાઉ યા તે પછી લખાયાં હતાં, અને જે અહિં-તહિં વેર-વિખર હાલતમાં જૂદાં જૂદાં વર્ત્તમાન-પત્રો ને ચોપાનિયાંમાં છપાયાં હતાં, તેમાનાં થોડાંક જાળવી રાખવાની નેમથી આ પુસ્તકમાં સાચવી રાખ્યાં છે. સંગીતથી થયલી સખાવત પેહેલ્લાં સાહિત્યની મદદથી જે સખાવત થઇ હતી, તેના ફકત બે-ત્રણ દાખલા અત્રે ટપકાવી લઉં છું:—

માહિમમાં જ્યારે અમો રહેતાં હતાં, ત્યારે મી. પાલનજી ટ્યુનર નામનાં એક પારસી ગ્રહુસ્થ પોતાના ધણિઆણી અને એક-પુરી દિકરી સાથે માહિમ રહેતા હતા. મારા મમાવાજીનાં કુટુંબ સાથે સારી પિછાણ તેઓને હતી. તે વેળા તેવણ પારસીઓમાં પેહેલ્લા પારસી "ટ્યુનર" તરિકે જાણીતા હતા. મારા ભાઇ શોરાબનાં લગ્ન તાંકણે આ મી. પાલનજીએ કોઇ ઘણા સારાં ચોઘાડયામાં, સવખતે, ને ભાગ્યશાળી હાથે, તેમજ કંઇક આશિષ સાથે પેહેલ્લો પીઆનો એવણે ૧૮૮૫માં મારા માતાજીને સમજાવી મારે માટે ભાઇ શોરાબનાં લગ્નની ભેટ તરિકે ફકત રૂ. ૬૦)માં (સેકન્ડ-હૅન્ડ કૉટેજ પીઆનો) અપાવ્યો હતો. કેટલોક વખત સૂધી તેવણજ મારો પીઆનો 'ટ્યુન' કરતા હતા. તેવણ અને તેવણની એક પૂરી દિકરી સ્વર્ગવાસ થયાથી બિચારાં મિસિસ પાલનજી ઘણી તંગીમાં આવી પડયાં, ત્યારે મારી તરફથી તેમજ બીજાં સખીવજુદ બાનુંઓ અને ગ્રહુસ્થોને સમજાવી એક સારી જેવી રકમ એ વિધવા બાઇને મેં સપુરદ કરી હતી.

સને ૧૯૦૦ નાં સાલનાં હિંદી દુકાળ વેળા લાચારીમાં આવી પડેલાંઓને મદદ કરવા મરહુમ ખાન સાહેબ માણેકજી. ચાંદાનાનાં

એક આનાવાળાં દુકાળ ફંડમાં રૂપિયા એકસો મારી તરફથી, તેમજ સગાં-સ્નેહીઓને અરજ કરીને મેં ભરાવ્યા હતા.

સને ૧૯૦૧ માં તારાપોરમાં મરહુમ મી. ભીખાજી આદરજી. ગોયેકરનું કુટુંબ મુશ્કેલીમાં આવી પડતાં "અખબારે સોદાગર" પત્રમાં એ કુટુંબની મદદ માટે એક જાહેર અરજ મેં કરી હતી, જેનો સારો જવાબ મળવા ઉપરાંત ઉપલા પત્રની મદદ સાથે રૂ. ૧,૧૬૪) ની રકમ મેળવી તે ગરીબ કુટુંબને મરહુમ ભાઈ દાદાભાઇ. એ. તારાપોરવાળા મારફતે મેં મોકલી હતી.

મારી સાહિત્ય સેવાની કદરસનાસી તરિકે નિચલાં પુસ્તકો, વર્ત્તમાન-પત્રો અને ચોપાનિયાંઓમાં મારી સબી, (ઘણી વેળા જીંદગીના હેવાલ સાથે) આવી હતી, તેની એક ટીપ કેટલાંકોની ખાસ ભલામણથી રજુ કરવાની રજા લઉં છું: નીચલાં પુસ્તકો, ચોપાન્યાઓ અને વર્તમાન-પત્રોમાં સબી અને લખાણ:—

૧) "જામે-જમશેદ"— ૧૯૦૯ આગમજ

૨) "કયસરે-હિન્દ"ની પારસી આલબમમાં—૧૯૧૭.

૩) "કયસરે હિન્દ"ની વૉર મેમોરીયલ આલબમમાં—૧૯૨૦.

૪) "ભારત જીવન" ચોપાનિયું.

૫) "ધી ટાઈમ્સ ઑફ ઇન્ડયા" —લાઈફ ઍકેડૅમીક મેમબર થઈ તે વખતે— ૧૯૩૨.

૬) "ધી બૉમ્બે ક્રૉનીકલ" " " " " "

૭) "સુગર સાહેલી," (અમરીતસરનું ચોપાન્યું), " " " " "

૮) "નવરંગ," (ચોપાન્યું) " " " " "

૯) "સાંજ-વર્ત્તમાન" (વર્ત્તમાન-પત્ર) " " " " "

૧૦) "જામે-જમશેદ" ( " " ) " " " " "

૧૧) "કયસરે-હિન્દ" (અઠવાડિક પત્ર) " " " " "

૧૨) "સત્ય મિત્ર" ( " " ) " " " " "

૧૩) "સચિત્ર શાક્ષર માળા (પુસ્તક) લાઈફ્ ઍકેડૅમીક મેમ્બર
થઈ તે વખતે—૧૯૩૨

૧૪) "મુંબઇનાં મહાશયો" ( „ ) „ „ „ „ „

૧૫) "નવા કાળ," (ચોપાન્યું) „ „ „ „ „

૧૯૧૭ ની ધી કયસરે-હિન્દની પારસી આલબમમાં સખી હેઠળ લખેલા લેખ (કેટલાંકોની ભલામણથી):—

"**Miss. Bhikhaiji. L. Palamkote.**

"A well-known Musician : The First Parsi Lady Music Teacher, and the First Parsi as an Academic Member of Trinity College of Music, London. Also a Recipient of four Gold Medals in the Art of Italian Lace. Miss Bhikhaiji. L. Palamkote is a well-known authoress and a public writer besides."

"**મીસ ભીખાઈજી. લીમજી. પાલમકોટ.**

"જાણીતા મ્યુઝીસીયન અને મ્યુઝીકના પહેલ વહેલાં પારસી બાનુ શીક્ષક, જેવણુ લંડનની ત્રીનીટી કોલેજ મ્યુઝીકના ઍકેડૅમીક મેમબર તરીકે આખી કોમમાં પહેલવહેલાં પારસી તરીકે નેમાવાનુ માન ધરાવે છે. એ ઉપરાંત ઈટાલ્યન લેસ બનાવવાના હુન્નરમાં તેવણે ચાર સોનાના ચાંદો મેળવ્યા છે. મીસ ભીખાઈજી પાલમકોટ તે સાથે એક કુશળ ગ્રંથકર્તા તથા જાહેર લેખક તરીકે પણ ગુજરાતી વાંચક આલમમાં ઘણાં જાણીતાં થયાં છે."

૧૯૨૦ની ધી કયસરે-હિન્દની પારસી વૉર મેમોરયલ આલબમમાં સખી હેઠળ લખેલો લેખઃ-

"**Miss. Bhikhaiji. L. Palamkote.**

"**મીસ ભીખાઈજી. એલ. પાલમકોટ.**

"મુંબઈનાં જાણીતાં પારસી સંગીત શીક્ષક, લેખક, અને ગ્રંથકર્તા, જેવણે લડાઇનાં વરસો દરમ્યાન, લડાઈને લગતાં જુદાં

જુદાં ફંડો માટે વારંવાર પોતાનાં શીષ્યોની મદદ સાથે કોનસર્ટો તેમજ મેળાવડાઓ કરી હજારો રૂપ્યાની ઉપજેલી રકમો ભેટ કરી હતી, જેની પીછાણમાં નામદારો લૉર્ડ અને લેડી વીલીંગડન, સર અને લેડી લોઇડ, લોર્ડ જેલીકો, સર આર્થર પીઅરસન, બેરોનેટ, વિગેરે તરફથી પ્રસંશા-પત્રો મલ્યાં હતાં."

એ ઉપરાંત ૧૯૦૫માં જયારે આપણા બખ્તાવર શહેનશાહબાનું કવીન મેરીને બાનુઓ તરફથી માન-પત્ર ને જયાફત ટાઉન હૉલમાં આપી હતી, તે વેળા કોઇ પણ મરદને દાખલ થવાની મનાઇ હોવાથી તે ભપકાદાર અને ધપધપયા મેળાવડાનો રસીલો હેવાલ મરહુમ ભાઇ નાનાભાઇ. ર. ચીચગરે પોતાનાં "અખબારે સોદાગર" નામનાં વર્ત્તમાન-પત્રમાં લખવાનું મને માન આપ્યું હતું. ઘણાં ઇંગ્રેજી અને ગૂજરાતી વર્ત્તમાન-પત્રોનાં રીપોરટરો" તરિકે બાનુઓએ તે યાદગાર મેળાવડાનો હેવાલ લખ્યો હતો, તેમાં મરહુમ ભાઇ નાનાભાઇ. ર. ચીચગરનાં શબ્દો અત્રે ટપકાવી લઉં છું:

"તમે જેવો રસીલો લંબાણ હેવાલ લખ્યો છે, તેવો કોઇ પેપરમાં નથી, ખુદ "ટાઇમ્સ" માંબી નથી, ને તમારૂં લખાણ ઘણાંઓને ઘણું પસંદ પડયું છે! મને પોતાને પણ ઘણુંજ ગમયું!"

જો હું મારાં લખાણોં ('ઓરીજીનલ') નો સંગ્રહ કરૂં તો બીજાં દસ પુસ્તકો ભરાય. મારી સાહીત્ય સેવાને ઉતારી પાડવા એક વેળા એક ઓરતે મારી પીઠ પાછળ મારી વિરૂધ્ધ ટીકા કર્યા હતાઃ "તમે જો એને જોવો તો તમે બરીને કોલસો થઇ જાવો!" આ જુઠ્ઠા અને અદેખાઇની આગમાં ભશ્મ થયલા ટીકાનો જાણે જવાબ હોય, તેમ ઘણે વર્ષે મરહુમ બાઇ જરબાઇ. બાપુજી. લામ (મરહુમ મી. જહાંગીર. બે. મરઝબાનના દિકરીએ મૂંગો તમાચો મારી, તા. ૧૧મી એ ૧૯૩૩ નાં "જામે જમશેદ" માં લખ્યો હતો તે વાંચેલો અત્રે ટપકાવી લઉંછું:

"……શું કહેછ, મેહરૂ, હા, મેં તે બુક પુરી કીધી. હવરાં તો કંઈજ સોહવાતું નહી તે ભીખાઇજી. પાલમકોટની "પચાસ વરસ પ્યાનાના પાસાંમાં" વાંચું છુ ભીખાઇજી બી કેવું હસ્વાનું લખેછ. હં! હીઇઈઈ–હાઆઆઆ……"

કલમથી ને છાપાથી આવીજ રીતે જુઠ્ઠાંઓને જગતમાં ઉંઘાડાં પાડવાં જોઇએ.

હું મારી જુવાનીમાં ઘણી સોસાયટી અને વિધ્વાનોનાં મંડળમાં સામેલ થઇ સભાસદ થતી હતી; જેમાંનાં કેટલાંક નામો નોંધી રાખવા માટે નીચે ટપકાવી લઉં છું:-

| | સાલ |
|---|---|
| ૧. બૉમ્બે સોરોસીસ કલબ. | ૧૮૯૦. |
| ૨. બૉમ્બે મ્યુઝિકલ યુંન્યન. | ૧૮૯૮. |
| ૩. સ્ત્રી-બોધ, અને સોશ્યલ પ્રોગ્રેસ જ્યુબિલી સૅલીબ્રેશન કમીટીમાં સભાસદ. | ૧૯૦૮. |
| ૪. લેખક મંડળની કમીટીમાં સભાસદ અને 'લાઇફ મેમ્બર'. | ૧૯૧૧. |
| ૫. ત્રીનીટી કાલેજ ઑફ મ્યુઝિક લનડનની ઍકેડેમીમાં સભાસદ. | ૧૯૧૩. |
| ૬. ઈરાનીઅન એસોસીએશન. | |
| ૭. તીચર્સ એસોસીએશન. | |
| ૮. કૉનસર્ટ હૉલ ફંડની કમીટીમાં ઑનરરી સેક્રટરી અને ઓનરરી ખજાનચી. | ૧૯૨૧. |
| ૯. ધી અલેકઝાન્ડ્રા સ્કુલની ડાયમંદ જ્યુબીલીની જેનરલ કમીટીમાં એક સભાસદ. | ૧૯૨૩. |
| ૧૦. ધી અલેકઝાન્ડ્રા ગર્લ્સ ઇંગ્લીશ ઈનસ્ટીત્યુશનમાં 'લાઈફ મેમ્બર'. | ૧૯૨૯. |
| ૧૧. 'લાઈફ ઍકેડેમીક મેમ્બર.' ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લનડનની ઍકેડેમીમાં જીંદગી સૂધી સભાસદ. | ૧૯૩૨. |

મારી જુવાનીમાં સોસાયટી અને વિદ્વાનોનાં મંડળોમાં તેમજ ગવર્નમેન્ટ હાઉસ સૂધી હું ફરતી હતી. મારા ૪ કૉનસર્ટ્સ મુંબઈના ગવરનરો અને તેઓનાં બખ્તાવર બાનુંઓનાં મુરબ્બીપણા હેઠળ થયા હતા:—

૧૯૧૭ માં મુંબઇ ઇલાકાની બાનુંઓની શાખાનાં લડાઈનાં ફંડ માટે.

૧૯૧૯ માં લડાઈમા અપંગ થઈ ગયલા સેપાહિો અને ખલાસીઓ માટેનાં 'સેન્ટ દનસ્ટન હોમ'નાં ફંડ માટે.

૧૯૨૧ માં મ્યુઝિક હૉલ ફંડ માટે.

૧૯૨૨ માં ધી માંસીનાં ઑસ્પીટલનાં ફંડ માટે.

ઉપલા ચાર કૉનસર્ટ્સમાથી પેહેલ્લો કૉનસર્ટ ૧૯૧૭ માં ગવરનર લૉર્ડ અને લેડી વીલીંગ્ડન., સી. આઈ., નાં મુરબ્બીપણા હેઠળ થયો હતો; અને ૧૯૧૯, ૧૯૨૧ અને ૧૯૨૨ માં થયલા કૉનસર્ટ્સ ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડનાં મુરબ્બીપણા હેઠળ થયા હતા.



# પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ.
## સંગીત સેવા.

"......Cancel from your mind every idea of superiority over woman. You have none whatsoever. Woman is merely a softer man......"

MAZZINI.

### ૧૮૮૫ થી ૧૯૩૫.
### પચાસ વર્ષ!

---

યા ખુદા! પચાસ વર્ષ! મારા ખુદાઈ હુન્નરને શુરૂ કર્યાને ૫૦ વર્ષો પૂરાં થયાં. એ પચાસ વર્ષો કયાં અને કેમ ગબડી ગયાં એ હવે મને અજાએબી લાગે છે! હું કેમ અને કેવી રીતે જરા પણ ખાંચા વગર આ ખુદાઈ હુન્નરને વફાદારીથી વળગી રહી એ મારે મનથી એક ઉખાણું છે, જે ઉકેળવું મને પોતાને મુશ્કેલ લાગે છે! પાણીના રેળા માફક એ પચાસ વર્ષો વહી ગયાં છે! મારી ખિલતી જુવાનીને કરમાઈ જતી અટકાવવામાં આ ખુદાઈ હુન્નરે ખુદાનો ખ્યાલ આપી મને બચાવી લીધી છે! જો એ ઉમદા હુન્નર ધીરજથી, ખંતથી અને કુદરતી બસારતથી મે હાંસલ નહિં કીધો હોત તો, ઓ ખુદા! મારી જે સ્વતંત્ર સ્થિતિ આજે છે; તેનો શો હાલ થયો હોત! એ ખ્યાલ કરતાંજ હું અવાચક થઈ જાઉં છું!

તે મહાજ્ઞાની મીનોતુએ મારાંમાં મૂંકેલી મ્યુઝીકની ચીંગારીએ એવો ભડકો લીધો કે સીત્તેરની ભરતીમાં આવ્યાં છતાં એ મારી માનિતી મોહિનીમાંથી હું મુકત થઈ શકિત નથી! પચાસ વર્ષો સૂધી એના પાસામાં પ્યારથી દબાયલી–ચંપાયલી, અંતઃકરણમાં અજાણપણે આનંદમાં રહ્યાથી મારે મનથી તો હું હજી પણ જુવાન હોવું તેવીજ લાગું છું. ઘડપણ મને ખુંચતુ નથી!

વગાડતી વખતે જાણે જુવાનીનું જોર-જોમ ને જોસ હોય તેમજ આજે પણ ૬૯મે વર્ષે મારા આંગળાં-હાથ ચાલે છે.

મારા એક પ્રેમાળ પિત્રાઇ-ભાઈએ મારા હાથ-આંગળાં વિષે એક વખત માયાળુ મિળાપ થતાં નીચે પ્રમાણે એસારો કર્યો હતો :—"મેં ઘણાં બૈરાંઓને શેકહૅન્ડ કીધીછ, પણ તારા જેવો મખમલી હાથ મને કોઇનો લાગ્યો નથી! જાણે મખમલમાં હાથ મૂકયો હોય, તેવો તારો હાથ નરમ ને સફાઇદાર છે!"

કૈંક વેળા તેવણ પીઆનોની 'પ્રૅકતીસ'થી મારા હાથનાં ખિલેલા સ્નાયુ તપાસતા, ત્યારે હું મશ્કેરી કરતી: "જોષી માહરાજ! કંઇ ભવિષ કેહોની?" તેવણ હસીને હાથ છોડી દેતા.

એજ ઇશ્વરી હુન્નરે મને સ્વતંત્ર ને સબૂરીવાળી બનાવી છે. એજ ઉમદા હુન્નરે મને મૂંગી આફતમાંથી બચાવી લીધી છે! એજ મ્યુઝિકથી જીવતાંઓનો સંતાપ ને ગેરઇનસાફ હું ભૂલી ગઈ છું! જ્યારે એકકી વખતે ચાર કલાકો સૂધી "પ્રેકતીસ" કરતાં હું થાકતી નહિં હતી, ત્યારે અદેખાઈના અવતારો મને "ઘેલી થઈ ગઇછ"ની ઉપમાં આપતાં! કોઈ કહેતાં: "અફીણ ખાઈને વજારવા બેઠીછ!" શિખતી હતી તે વેળા કોઈ બોલતાં: "એ તો ઘણી "પ્રેકતીસ" ખંતથી કરેછ, તેથી આવરેછ!" જાણે મારામાં તો મ્યુઝિક જેવું કુદરતી કંઇ હોયજ નહિં, તેમ વગર વિચારે બોલતાં! તેઓ સર્વેને પચાસ વર્ષો પછી મેં જુઠ્ઠાં પાડયાં છે! મ્યુઝિક તો મારાંમાં જન્મથીજ હતું, પણ મારો સાદો, સાધારણ, ગરીબ દેખાવ હોવાથી ઘરનાંઓ, સગાંઓ, અને લોકો પારખી શકયાં નહિં! હું જ્યાંબી જાવું ત્યાં રંગ-રાગ! મારો જન્મ થયો ને "જેમ્સ મૅકેબનું રૉયલ ઍકસચેન્જ"નું સુંદર મ્યુઝિક જેવું અવાજ કાઢતું એક ઘડિયાળ ઘરમાં આવ્યું! જ્યાં પગ મૂકું ત્યાં રંગ-રાગ! મારી પાછળ જાણે મ્યુઝિક પૂઠે પડેલુંજ છે; જ્યારે આપણે બીજાંઓને જોઇએ છિયે તો માલૂમ પડે છે કે તેઓ જ્યાં પગ મૂકે ત્યાં આગ, રેળ, માંદગી, મોત! એવાં અવર પગલેનાં! આ ઘડીઆળને મારાં 'હોમ સ્વીટ હોમ'માં

સુંદર સરોદ કાઢતું મેં સાચવી રાખ્યું છે, અને તે ૬૯) વર્ષો થયાં ગુપચુપ પોતાના સોનાનાં કાંટા ફેરવતું ચાલુ મારી માફક ચાલ્યાજ કરે છે! એ ઘડિયાળ મારાં માતાજીને ઘણું ગમ્યું; પણ પિતાજીએ રૂપ્યા આઠસો યા એક હજાર (હવે મને યાદ નથી, પણ આ બેમાંથી એક રકમ ખરી છે,) રૂપિયા ખરચવાનું મન નહિં કર્યું, ત્યારે મારાં માતાજીએ પોતાનાં મહીરેનાં નાણાંમાંથી એ ઘડિયાળ વેચાતું લીધું. કહે છે કે એ જાતના ઘડિયાળો સોથી દોઢસો વર્ષ ચાલે છે. એ તેવણુનો મ્યુઝીક તરફનો છૂપો શોખ જાહેર થયો! મારાં માતાજી હંમેશાં બોલતાં: "મારી ભીખાઈજીનાં જન્મની એ યાદગારી છે."

મારાંમાં એક ખામી છે, ને તે કુદરતી ખામી છે, જે હું સુધારી શકિત નથી. મને થોડો વખત બધાં ઠગે છે, પણ જ્યારે તેઓની ઠગાઈ હું પારખી શકું છું, ત્યારે તેઓનાં વાંક, ગુણ-દોષ ને ભૂલ, સફાઈથી ઉંઘાડા પાડવામાં હું પછાત પડી શક્તિ નથી, અને જે હોય તે ખુલ્લે ખુલ્લું ને ખરૂં, જાહેર કરતાં તેઓને ખારૂં-ખાટું ને કડવું ઝેર જેવું લાગે છે!

કપડાંનાં ભપકા કરતાં (Physical) શારિરીક ને (Moral) નીતિમાન ભપકો, ને સંપૂર્ણતા દેખાડવાની મને વિશેષ હોંસ હોય છે! એક સદ્ગૃહસ્થે મને અચાનક જોતાંજ કહ્યું: "A Picture of physical and moral splendour!" જ્યારે માંરા હક ઉપર ગેરવાજબી ત્રાપ મારવામાં આવે છે; ત્યારે મારૂં રક્ષણ કરવાની મને કુદરતીજ જીજ્ઞાસા થાય છે; પણ તે સાથે એક ખામી મારાંમાં એવી છે કે જે ચીજ નહિં મળે તે મેળવવાની આતૂરતા રાખું છું. એક, બે અને ત્રણ વખતજ કોશેષ કરતાં હું નિષ્ફળ થાવું છું, તો તે પડતું મૂકું છું. અસાધારણ ફત્તેહ મેળવવામાં હું ઘણી વખત ધીરજ અને ખંતને લીધે ફત્તેહ પામી છું; કારણ મારો સ્વતંત્ર, નિર્ભય ખવાસ, છૂટાપણાની હિમાયત કરનારો હિમ્મતવાન છે. વાંચક-વર્ગને જેમ બીજાંઓની ખામી દેખાડું છુ, તેમ મારી પણ સઘળી ખામી બાપોકાર જાહેર

કરૂં છું. મારાં મિત્રોને ઘણી વેળા તેઓનાં વાંક છતાં માયાથી માફ કરૂં છું, અને આ દોરંગી દુન્યાની જુઠ્ઠી માયાને સદા પગ તળે કચડી નાખવાની કોશેષ કરૂં છું. જેઓમાં મ્યુઝિક હોય તેઓમાં પ્રેમ તો હોયજ. પ્રેમ વગર મ્યુઝિક નહિં, અને મ્યુઝિક વગર પ્રેમ નહિં.

## પવિત્ર પ્રેમ.

**પવિત્ર પ્રેમ પાક, ખુદાઈ અને અમર હોવો જોઇએ.** કે જેથી જબરી જાતીનું માન અને લક્ષ ખેંચી શકાય, એટલુંજ નહિં, પણ તે પ્રેમ પરમેશ્વરને, અને તેની કુદરતી ખૂબીઓ અને અજાએબીઓને પિછાણવામાં અને વખાણવામાં દેખાડવો જોઇએ. આ જુઠ્ઠી જગતને માટે **અમર પવિત્ર પ્રેમ છેજ નહિં!** જેમ આતમા અમર છે, તેમ પ્રેમ પણ અમર છે. અને અમર આત્મા માફક પેલી જેહાંન સૂધી આત્મા સાથેજ પ્રેમ પ્હોંચે છે. સંગીત સાથે જો **પવિત્ર પ્રેમ** નહિં હોય તો સંગીતની બલિહારી મીઠાં વગરની વાણી જેવી લાગે છે! આપણો પવિત્ર પ્રેમ પ્રથમ પરમેશ્વરને ચાહવા માટે રાખવો જોઇએ, તે પછી માત-પિતા, ભાઈ-પિત્રાઇ, ને સગાં-સ્નેહીઓ માટે. આવા પવિત્ર પ્રેમનો કેટલાંક અદેખા, જુઠ્ઠા અને મુંવેલા ઉંદર જેવા વાસ મારતા પરવારતા પારસીઓ, અને ગટરનાં જેવી ગંધાતી ગલીચ જીભ-વાળી કેટલીક નજીસ પારસી ઓરતો અનર્થ કરે છે! એ તેઓનાં પોચાં ભેજાંનો એક સાબૂત પૂરાવો છે! અહિં મને લૉર્ડ બેકનની બે લીટી યાદ આવે છે:—

"Virtue is like precious odours, most fragrant where they are incensed or crushed."— BACON.

આવો **પવિત્ર પ્રેમ** ધરાવવા માટે ઉદાર જીગર ઉપર જબરોકાબૂ રાખવો જોઇએ. મક્કમ ઠરાવ, અને મહાન આત્મિક બળ ઈશ્વર આપણને પવિત્ર પ્રેમ માટે આપે છે!

" Virtues only shine regally when they stand in virtuous relationship."

પવિત્ર પ્રેમ માટે ઉપલું લખાણ કેટલું ખરૂં છે?

હું મારી અત્રાફ જોઉછું કે એવું ઊંચુ ખમીર અને ઉદાર ખાસિયત બીજાઓમાં હોતાં નથી. તેઓની મગરૂર, તુમાખી ખાસિયતને લીધે નથી તેઓ પોતાની ભૂલ કબૂલ કરતા, કે નથી કોઇને માફ કરતા. ખુદા તેઓને માફ કરે! જેઓ માફ કરી નહિં શકે તેવા પૂરૂષોમાં પવિત્ર પ્રેમ નથી હોતો.

**પવિત્ર પ્રેમ** એક અદશ્ય આત્મિક ગાંઠ છે, તે બેહસ્તમાં પ્હોંચેછે! તે **પવિત્ર પ્રેમ** સગાઈ અને સ્નેહથી સંધાયલાં આત્માઓને બેહસ્તમાં સાથે જોડે છે. જે પવિત્ર છે, તે અમર રહે છે, જે અપવિત્ર છે તે નાશ પાંમે છે. **પવિત્ર પ્રેમ** કદી નાશ પાંમતો નથી! તે આત્માં માફક અમર છે! તે જુવાની કે ઘડપણ જોતો નથી, તે એકસરખી રીતે આ જગતથી પેલી જેહાંન સૂધી અમર છે! આ ફિલસુફી ઘણાં થોડાં ઇંનસાનો સમજે છે! જેઓ સમજે છે, તેઓનાં જીગરમાં **પવિત્ર પ્રેમે** જીંદગી સૂધીની જગ્યા લીધેલી હોય છે, અને જ્યારે અવિનાશી આત્મા વિનાશી શરિરને છોડી જાય છે, ત્યારે તેની સાથે **પવિત્ર પ્રેમ** પણ વધારે સારી દુન્યામાં દાખલ થઈ વિખુટાં પડેલાં વ્હલાં આત્માઓને મળે છે! ઇશ્વર તેઓને એકત્ર કરે છે. **પવિત્ર પ્રેમથી** જોડાયલાં આત્માઓને છૂટા પાડવાની નથી માણસમાં શકિત કે નથી મોતમાં! **પવિત્ર પ્રેમ** અરસપરસનો નહિં હોય, યા એકતરફી હોય તોપણ તે નાશ પામતો નથી. આ જેહાંનથી પેલી જેહાંન (બેહસ્ત) સૂધી તે અમર છે.

પરમેશ્વર જે સૌથી પવિત્ર અને સૌથી શ્રેષ્ટ પ્યાર છે, તે કિરતારે પંડે જે **પવિત્ર પ્રેમ** ઉત્પન્ન કર્યો છે, તેનો નાશ કદી કરશે નહિં. તે શ્રેષ્ટ પવિત્ર પરમાત્મા કે જેનાં પ્રતાપથી નીતિ અને પ્રેમમાં આપણે મોટાં થઇએ છિયે, તે કિરતાર નિતિ અને

પવિત્ર પ્રેમને ધૂળમાં કદી ભ્રષ્ટ થવા દેશે નહિ; કારણ ધૂળમાંથી કે માટીમાંથી ખુદા નીતિ અને પવિત્ર પ્રેમને ઉત્પન્ન કરતો નથી!

આપણાં વ્હાલાંઓ માટેના ગરમ ગમખાર આંસુંઓ પણ પવિત્ર પ્રેમનો પૂરાવો છે!

તે સર્વ શકિતવાન સાહેબના હાથની ગુંથેલી સાકળમાં એક પણ કડીની ખુટ આપણે જોતાં નથી. પ્રત્યેક ચીજમાં આપણને પરસ્પર સગાઈ જણાય છે, તો માણસમાં કાંય નહિં?

પરમેશ્વરને તેના પૂર પ્રતાપમાં તે નિરન્તર નિરાકારને નિહાળવા આપણે કોશેષ કરવી જોઈએ.

## પવિત્ર પ્રેમનો

અનર્થ કેટલાં બધાં અદેખાં આદમીઓ કરેછે! કારણ તેઓમાં પવિત્ર પ્રેમનો અંશ પણ હોતો નથી. તેઓ પવિત્ર પ્રેમને જાનવરી જોસ્સો સમજે છે, અને અફ્સોસ કે આ અવનિની દુન્યવી માયા (જુઠ્ઠી માયા) ને પ્રેમનું રૂપ આપે છે! જ્યારે અમર પ્રેમ કે જે અમર આત્માની સાથેજ બેહેસ્તનાં પાક મકાનમાં રહેઠાણ કરે છે, તેનું ભાન નજીસ નિંદાખોર ઈનસાનોને હોતુંજ નથી! તેઆ સઘળી ચીજો, સઘળી બાબતો તેમજ માનવીઓને અદેખાઈની આંખ્યોએ જોય છે! જેથી નિર્દોષ નિષ્કલંક ઈનસાનો તેઓને અટકાવી શકતાં નથી.

તે અદેખાઈના અવતારોનાં ખભાં ઉપર જે પાપ અને પશ્ચાતાપનો બોજો હોય છે, તે બોજાથીજ તેઓ નીચાં ને વાંકાં વળેલાં હોય છે. નીચને તમે કદી ઊંચ કરી શકશો નહિં. આપણે તેઓને ઊંચાં બનાવવા માંગ્યે, પણ તેઓ કદી ઊંચાં થઇ શકશેજ નહિં, પાછાં નીચાંજ પડવાનાં! તેઓની ખવીસ ખાસિયત તેવીજ હોય છે!

જેઓ જીંદગી દરમ્યાન શારિરીક મોજ-મજાહને આધીન થયાં હોય, જેઓએ નિર્દોષોની નિંદા કરી હોય, જેઓએ

બીજાઓને ઠગયાં હોય, જેઓએ મનનાં વિકારો અને જીગરનાં જોસ્સાઓને કાબૂમાં નહિં રાખ્યા હોય, જેઓએ બે પ્રેમાળ જીગરને વિખુટાં પાડયાં હોય, જેઓએ બે હેતાળુ અંતઃકરણનાં જોડાણની આડે આવી તેઓનાં સુખનું અને ભવિષ્યનું જીંદગી સૂધી સત્યનાશ વાળ્યું હોય, અને તેઓનું સુખ સદાનું લૂંટી લીધું હોય, તેવાં ખવીસ ખવાસનાં સ્ત્રીઓ અને પૂરૂષોને પવિત્ર પ્રેમની બલિહારી અને મહિમા મામિક બેશક લાગે; અને અર્થનો અનર્થ કરે તો પછી મોતની છેલ્લી ઘડી બેશક એવાં બદબખ્ત ઈનસાનોને ભયંકર લાગશેજ !

જો આ ક્ષણભંગુંર સૃષ્ટીમાં મોજ-મજાહ જેવું કંઇ હોય તો તે ક્ષણીક છે; પણ પવિત્ર પ્રેમ તો આ જેહાનથી પેલી જેહાન (બેહેસ્ત) સૂધી અમર હોય છે, ને તેમાં સદાનું સુખ, હંમેશની શાંતિઃ, આનંદી અહિંથી તે સ્વર્ગ સૂધી અવર્ણ્ય હોય છે!

   

## મરદ શિક્ષકો !



આકાશ ઉપરથી ઉતરી આવેલું સંગીત ઈનસાનનાં આત્માને ઊંચે ચઢાવી બેહેસ્તમાં લઇ જાય છે; તોપણ હું ઘણી વેળા કેટલાંક ભાયડા—બાયડાંઓને બોલતાં સાંભળું છું કે તેઓને મ્યુઝિક નથી ગમતું, ત્યારે મને લાગે છે કે તેઓને પોતાનો જીવબી નહિ ગમતો હશે! કેવું જીગર? ખુદા એવાં અકકલ-હિણ ઈનસાનોથી મને દસ મૈલ દૂર રાખે!

મારી આગળી ત્રણ સંગીતને લગતી ચોપડીઓ (૧૯૧૯, ૧૯૨૪, અને ૧૯૩૧) માં મારાં મ્યુઝિકને લગતું વર્ણન વિસ્તારીને કર્યું છે, એટલે તે હવે પાછું અત્રે રજુ નહિં કરતાં પચાસ વર્ષોમાં શિક્ષકો અને શિષયોનો મને કેવો કેવો અનુભવ મળ્યો

છે, તે વાંચ્યાથી ભવિષ્યનાં શિક્ષકો અને શિષ્યોને મનન કરવા જોગ થઇ પડશે: મારો પોતાનો અંગત અભિપ્રાય લખું છું, તે કોઈને પણ ગ્રહણ કરવા હું આગ્રહ કરતી નથી.

મારી છ વર્ષની ઉમરથી તે મોટી વય સૂધી મરદ શિક્ષકો પાસે શિખ્યાથી મરદો માટે એક જાતનો અભાવ મારા મનમાં ઉત્પન્ન થયો! કારણ? તેઓના કરડા ચેહેરા, ને આંખ્યો! પાજી સ્વભાવ, દયાહિણ દેખાવ ને ધાક-તાપ-ત્રાસથી મને ખિજવાટ ને કચવાટ લાગતો! ઘણી વેળા તેઓનાં ચહેરા તરફ જોવાની બચપણમાં હું હિમ્મત કરતી નહિં--જો કે મેં તો કોઈ દહાડે પણ માસ્તરની એક સોટી ખાધી નથી; ને મારેથી તેઓ કદી નારાજ થયા નથી; તોપણ મારા વર્ગની બીજી નબળી છોકરીઓ તરફ તેઓની ઘાટકી વર્ત્તણુંક જોઈ હું ધાસ્તી ખાઈ જતી કે રખે મારી સાથે પણ તેઓ એવી રીતે વર્તે! બંગાલી સ્કુલમાં મારાં બચપણમાં એક બનાવ નિશાળનાં મારા વર્ગમાં જોયલો મને યાદ છે--લગભગ ૬૧) વર્ષની આ વાત લખું છું: મી. માહુવા નામનાં એક પારસી શિક્ષકે એક વિદ્યાર્થીએ શિખવામાં કંઈ ભૂલ કરી, તેથી તે નહાની છોકરીને પોતાની ટેબલ આગળ બોલાવી ટેબલનું ખાણું ઉઘાડી અંદરથી પેનસીલ કે રૂલર કંઈ કાઢવા કહ્યું! જેવી તે બાપડીએ ખાણામાં હાથ નાંખ્યો કે ખાણું બંધ કરી તેંના આંગળાં કચડી નાંખ્યાં! આ નિર્દય પણાનો નમુનો જોઈ મને તેજ વખતે ઘણો ક્રોધ ઉપજ્યો! તે ઉપરાંત ભાંગેલી સ્લેટની પતીએ બીજી છોકરીઓને ફટકા હાથ ઉપર મારવાની ઘાટકી રીત, ને કાગળની ટોપી ને ગળામાં લખાણવાળા કાર્ડ ને સ્લેટ પહેરાવીને એક વર્ગમાંથી બીજા વર્ગમાં તે બાપડીને ફેરવવાની જુલમગાર તાબેદારી અને ગુલામગીરીથી મરદ શિક્ષકો માટે મને સારો વિચાર મારા મનમાં થતો નહિં. તેઓનાં કરડા ચેહરા મને જોવા ગમતા નહિં? તોપણ હું સાચ્ચું લખું છું કે મારેથી મારા સઘળા શિક્ષકો ખુશ હતા; કારણ હું તેઓને ઘણી મેહેનત આપતી હતી નહિં. લગભગ ઘણો ભાગ અભ્યાસમાં હું પોતેજ સમજી લેતી, યા ઘરમાં ખાનગી

શિક્ષકોને પૂછી–તૈયાર થઇને નિશાળે જતી. ફક્ત હિસાબ અને ઇંગ્રેજીમાંથી ગૂજરાતીમાં, તેમજ ગૂજરાતીમાંથી ઇંગ્રેજીમાં તરજુમો શિખવવા મારાં માતાજીનાં પુઈના દિકરા

**ભાઇ દારબશાહ. જમશેદજી. શો. ખરાસ**

૧૮૮૪માં મારે ઘેર દરરોજ સાંજે આવતા હતા. આ પચાસ વર્ષની વાત લખતાં મરહુમ ભાઈ દારબશાહનો શાંત સ્વભાવ, સભ્યતાભરી રીતભાત, અને શિક્ષણ આપવાની અખૂટ ધીરજથી મારા મન ઉપર ઘણી સારી અસર થઇ હતી. એમને સ્વર્ગવાસી થયાને પચાસ વર્ષો પૂરાં થયાં છે, તોપણ એમનો રાંક, નમાનો ચહેરો, અને એમની શોખની સેવા મારા જીગરમાં આભારની લાગણી સાથે કોતરાયલી રહી છે! એમની ભલાઇ હું ભૂલી શકિત નથી. એવણ 'ઓરીયનટલ લાઈફ ઈનસ્યુરન્સ કુંપની' વાળા

**ભાઇ. મીનોચહેર, જ. શો. ખરાસ**

ના ભાઈ હતા.

તે કિરતાર મરહુમ ભાઈ દારબશાહનાં આત્માને અમર શાંતિઃ બક્ષે!

**બીજા બે મરદ શિક્ષકો**

**મરહુમ ભાઇ બેજનજી. ફ. માદન**

**અને**

**ભાઈ પેસ્તનજી. દાદાભાઇ. વાહડયા**

પણ ભાઈ દારબશાહ જેવા સભ્યતાવાળા, નરમાસવાળા હતા. શાંત મને, ધાંધલ–ધરપચ કે અભિમાન વિના સમજાવવાની એ ત્રણે ભાઈઓની કુશળતાથી મારા મન ઉપર ઘણી આનંદી અસર ઉત્પન્ન થતી; જેનો છાપ ૫૦) અને ૪૫) વર્ષો વહેવા છતાં છેકાઈ ગયો નથી! બાકી બીજા જેટલા મરદ શિક્ષકો પાસે શિખી તેઓ મિજાજના ગયલા, પાજી સ્વભાવનાં, દેખાવમાં કરડા અને આકળા હોવાથી મારા મનમાં માટીડાઓ માટે સારો

છાપ તો જુવાનીમાંથીજ પડયો નથી! આ સાચ્ચું લખુ છું. પૂરૂષોથી દસ ડગલાં દૂર રેહવાનુંજ મન હંમેશાં થાય! મારી જુવાનીમાં જ્યારે હું મંડળીઓ-મેળાવડાઓમાં ફરતી, ત્યારે કેટલાક ગ્રહસ્થો મને વગર વિચારે ને વગર સમજે મગરૂર કહેતા હતા; પણ તેઓને ખબર નહિં હતી કે જે જે પૂરૂષોને મેં સદ્‌ગુણી, સાચ્ચા ને પ્રમાણિક ધાર્યા ને માન્યા હતા, તેઓને પણ વર્ષો પછી આકળા સ્વભાવનાં, મગરૂર, કરડા, કપટી, ખારીલા-વેરીલા, કહેર-ઝેરના ભરેલા જોયા; તેથીજ, અને તેથીજ મને માટીડાઓ તરફ અભાવ ઉત્પન્ન થયો! એ સાચ્ચી વાત આજે લખતાં મને જરા પણ ઓસક લાગતી નથી!

ભવિષ્યની ઓલાદ માટે મારી ભલામણ છે કે છોકરીઓને બચપણથીજ **સ્ત્રી**-શિક્ષકો આગળ કેળવવી કે જેથી તેઓના મન અને જીગર ઉપર માટીડાઓ માટે નહિં ઈચ્છવાજોગ અસર ઉત્પન્ન થાય નહિં!

ફકત અમે બૈરાંઓ હોવાથીજ, માટીડાઓ પોતાનો દોર-દમામ, તોર-તમ્મર અને હુશિયારી દેખાડવાની મતલબથીજ બૈરાં-ઓને જરા જરામાં તોડી પાડી, તેઓને ઉતરતાં અને ઉતરતાંજ રાખવાની નેમ રાખે છે, કે રખેને તેઓ પૂરૂષોને હરાવી-હંફાવી ફાવી જાય! ચંચળ જાત!

યુરોપ્યનો બચપણથીજ પોતાનાં બચ્ચાંઓને સ્ત્રી-શિક્ષકો આગળ શુરૂઆતથીજ શિખવે છે, જેથી છોકરાઓ અને છોકરી-ઓનાં મન અને અંતઃકરણ ઉપર ઘણી સારી અસર થાય છે! છોકરાઓ પણ બાનુંઓને માનથી જોતાં શિખે છે!

❧ ❧ ❧ ❧

# ભવિષ્યમાં થનારાં પારસી બાનું-શિક્ષકો (મ્યુઝિશ્યનો) ને સૂચનાં.

હું જે સૂચના પારસી બાનું-શિક્ષકોને કરૂં છું, તે ફકત "મ્યુઝિક"માંજ. પરજાતનાં મ્યુઝિશ્યનોને નથી કરતી. તેઓની (પારસી) જો મરજી હોય તો ગ્રહણ કરે. તેમાં તેઓને ફાયદો અને લાભ થશે. મેં જેમ કેટલાંક પારસી માય-બાપો, અને શિષ્યોનું ૪૫) વર્ષો સૂધી સોસયું છે, તેમ તેઓ નહિં ખમે, સાવધ-સાવચેત રહે, એ નેમથી લખું છું. હું તેઓનાં તોપનાં મોંહડાં સામે ટટાર ઊભી રહી છું. કેટલાંક પારસી માયોના તરારા ને ધમકી-ભપકીથી હુ ધાસ્તી ખાઇ ગઈ નથી, કે ધ્રૂજી નથી, તે સત્ય માનશો. જે પારસી બાનુંઓ મ્યુઝિક શિક્ષકો તરિકે હમણા એ ઉમદા ધંધામાં પડેલાં છે, તેઓને હું કંઈ પણ સૂચના કરીશ નહિં; કારણ ખાંડણિયાંમાં માથું મૂકયા પછી ધબકારાથી બીહવું શું? પણ હવે પછી થનારાં પારસી બાનું-શિક્ષકો ખાંડણિયાંમાં માંથું મૂંકવા આગમજ એક હઝાર વખત વિચાર કરશે, તો તેઓનાં લાભનુંજ છે!

મ્યુઝિક શિખવવા આગમજ દરેક શિક્ષકનો ગૂજરાતી તેમજ ઈંગ્રેજી ભાષા ઉપર ઘણો સારો કાબૂ હોવો જોઈએ; મુખ્ય કરીને 'મૅત્રીકયુલેશન'ની પરિક્ષામાં ફત્તેહ મેળવેલી હોવી જોઈએ. જ્યારે પારસીનાં બૈરાંઓ પારસી શિક્ષકોને ગૂજરાતીમાં તતરાવી નાંખવાની લાહેરી મારે, ત્યારે તેઓની શુધ્ધી ઠેકાણે લાવવા માટે ફરજયાત જવાબ આપવા ગૂજરાતી ભાષા ઉપર મજબૂત કાબૂ એક શિક્ષકનો હોવો જોઇએ, અને શુધ્ધ ગૂજરાતીનું જ્ઞાન હોવું જોઇએ, કે જેથી તેઓની એક લીટીનો જવાબ પચ્ચીસ લીટીથી ને દલીલથી આપવાને, અને તેઓને મહાત કરવાને સામર્થવાન થઈ શકે; ત્યારેજ તેઓ ચું કે ચાં કર્યા વગર મૂંગાં બેસે? આ

મારો અનુભવ છે! જેઓ મારી સૂચના ઉપર અમલ કરવા ચાહતાં હોય, તેઓએજ ગ્રહણ કરવું.

સ્વમાન પ્રથમ સાચવવું.

મા–બાપ કે શિષ્યો દમ–સમ કરીને તમોનેજ દોરવવાની શેખી કરે તો, તેઓને ઘેર જતાં હોવો તો, દરવાજામાંથી ચાલતી પકડજો, ને જો તમારા ઘરમાં શિખવતાં હોવો તો સાંમો દરવાજો દેખાડવાની હિંમ્મત પકડજો.

આવક ઘટી જશે, એ ખ્યાલથી તેઓનાં ફાંટાને શરણ થશો નહિં.

ફી નહિં આપશે, એ ખ્યાલથી તેઓની મતલબમાં તેઓને ફાવવા દેશો નહિં. ભલે, 'નોટીસ'ની બી ફી જવા દેજો. મેં લગભગ રૂ. ૫૦૦) ખોહ્યા છે.

પૈસા માટેજ મેહેનત કરો છો, એવો વિચાર કદીબી કરશો નહિં. તમારી નેક મનશાની હશે તો ખુદા ધન નહિં ને અન્ન તો આપ્યોજ જશે. 'આર્ટ' નેજ માટે આતૂર છો, અને શિષ્યોને આગળ ને આગળ વધારવાની અને તેઓને જ્ઞાન આપવાનીજ નેમથી શિખવો છો, એવોજ ખ્યાલ અને છાપ શિષ્યો અને મા–બાપનાં મન ઉપર મારજો.

કોઈ કહે કે "પાંચ રૂપિયે ને દસ રૂપિયે મડમ (પારસીઓ ફરંગણોને બી મડમજ કહે છે!) શિખવે છે," તો તેઓને સીધ્ધાં ત્યાંજ ધકેલી દેજો.

પૈસા બચાવવા કે વર્ષ બચાવવા ધીરજ ખોહી દઈને જાણે લૂંટમાં પડયાં હોય તેમ કૂદકા ને ભુસ્કા શિષ્યો કે મા–બાપ મારવા માંગે, અને તમારી પાસે એક મજૂરની માફક મજૂરી કરાવી વગર હકે તમારો આટો કાઢી નાંખે તો તેવાં મતલબી અને ગરજનાં ગધેરાંઓને છોડી દેજો. તેઓની મતલબમાં તેઓને

ફાવવા દેતાં નાં, અને પૈસાની જરા પણ દરકાર કરતાં નાં. ખુદા ગેબી રીતે તમોને બીજી રીતે નવાજશેજ.

જેઓની ઠગબાજી એવી હોય કે પ્રથમ તમારી પાસે શિખવી પછી જુઠ્ઠાં બાહણાં હેઠળ, છીટું શોધીને, બીજા-ત્રીજાં શિક્ષકો આગળ જવું, તો તેવાં નાલાયક ચાલના મા-બાપને, શિષ્યોને (જેવું જણાય) કે તુરતજ પડતાં મૂકજો. મને એ કડવો અનુભવ મળ્યો છે, તેઓને ભવિષ્યમાં કોહું આપવાના અખાડા કરી દસ ડગલાં દૂર રહેજો, તેમાંજ તમારૂં સ્વમાન સચવાયલું રહેશે. આ બાબદમાં તમારૂં જ્ઞાન, તમારો સંતોષ, અને તમારી હિમ્મતની વિશેષ અગત્યતા જોઈએ.

મ્યુઝિક શિખવતી વખતે મા-બાપ કોઈ દહાડે કબૂલ નહિંજ કરશે કે તેઓની દિકરીઓ ઠોઠ છે! ઠોઠ હશે, તોપણ હુશિયારજ કહેશે! તમે તે સાબેત કરજો. મને એવો અનુભવ મળ્યો છે!

મા-બાપ પોતાનાં પૈસા બંચાવવા કે મોજ-મજાહ કરવા જતી વખતે તમારી ફી યા શિખવવાનું બંધ કરે તો તેઓને પાછાં લેતી વખતે દસ-બાર વખત વિચાર કરજો કે જેથી એવો કડવો અનુભવ પાછો નહિં મળે, ને તમારી મેહેનત-જેહેમત પાછી પાણીમાં નહિં જાય.

જે શિષ્યો બૂમ પડાવીને બે-ચાર મહિને ફી આપે, ને એકનાં એક ગોખી રાખેલા જુઠ્ઠા શબ્દો બોલે કે "અમે ભૂલી ગયાં" તો તેવાં બોહસીલાં છોકરાંઓને એકજ શિક્ષા કરજો— તેઓને વગાડી નહિ દેખાડવું-ત્યારેજ તેઓ ઠેકાણે આવશે, ને જુઠું બોલતાં શરમાશે. ઘણી વેળા મા-બાપ પણ પૈસાની બાબતમાં ગેંકાઈ કરી પોતાની સગવડેજ ફી આપે; એટલે દરેક બાબતમાં તેઓજ સુખ-સગવડ ભોગવે, ને શિક્ષકો દુઃખ-અગવડ ખમે!

જેઓ તમારા હકની "નોટીસ"ની ફી જાણી-જોઈને ખોટાં બાહણા કાઢી અગવડ-અડચણ દેખાડી અખાડા કરે, તો તેઓને

'કૉર્ટ'માં ઘસડતાં નાં; પણ ખુદાનાં ઇનસાફ ઉપર છોડજો. દાદારજીની દરબારમાં તેઓનો બરાબર ઇનસાફ થશે! તમો એક-બે માસની ફી ખોહશો; પણ તેઓનાં ઘરની આવકમાં ઘણો મોટો ખાડો પડશે, તે જાણજો અને માનજો. ખુદાની લાકડીનો અવાજ નથી! મને એ અનુભવ મળેલો છે!

ઉપલી સૂચના ઉપર અમલ કરવા તમારૂં મ્યુઝિકનું જ્ઞાન વિશેષ વધૂ હોવું જોઇએ, કે જેથી કોઈ એમ સરખામણી નહિ કરે, કે તમે 'મહેતાજી' ને બીજાં શિક્ષકો 'માસ્તર'? તમે પોતે "ડીપ્લોમા" મેળવયો હોય કે તમે એક પછી એક છોકરાંઓને ઝપાટા-સપાટામાં પાસ કરાવી દેવો, તેમાં કાંઇ તમારી કીર્તિ નથી; પણ તેઓને પરિક્ષા ઉપરાંત આસપાસનું પૂષ્કળ જ્ઞાન આપવું જોઇએ. પ્રથમ તો શિક્ષકોએ પોતે દસથી બાર વર્ષો સૂધી શિખવું જોઇએ, હઝારો રૂપિયા ખરચવા જોઈએ, અને સંગીતમાં સંગીન જ્ઞાન મેળવવા સબૂરી રાખવી જોઇએ, તોજ તેઓ વર્ષો સુધી શિખવી શકે.

શિખવવા માટે તમારી જાહેર ખબર નાં છપાવતાં. એ ઘણું નઓજું લાગે છે! તમારાં શિષ્યોને અથવા સગાં-સ્નેહીઓને લોકને ઘેર મોકલીને શિષ્યો મેળવતાં નાં. ટેકમાં રહેજો.

**શિખનારને** ગરજ હોય છે, **શિખવનારને** નહિં! સૌથી સરસ રસ્તો: છોકરાંઓને શિખવીને જાહેરમાં કૉનસર્ટ કરીને તેઓ પાસે વગડાવજો, તેઓને કૉનસર્ટમાં 'સર્ટીફિકેટ્સ' આપજો, ઇનામો આપજો, અને પરિક્ષાઓમાં દાખલ કરાવજો કે જાહેર ખબરની જરૂરજ નહિં રહેશે—બેશક એ સઘળું કરતાં તન-મન-ધન રોકવુંજ પડશે, ફરવું-હરવું, મોજ-મજાહ બાજુ મુકવુંજ પડશે; ત્યારેજ તમે બાહેર આવશો અને ભીખાઇજીની કદર બુજશો!

છોકરાંઓ છોડી દીધા પછી તરકત કરે તો સચ્ચાઈ સાબેત કરવા ચુકતાં નાં; તેમજ તમારો હક લૂટાંય તો સામાં થઇને

સીધું-સરખું બોલી-લખીને મૂગા બેસજો. ખુદા તેઓનો ઇનસાફ કરશેજ. નગુંણાં અને નાતરસ છોકરાંઓને છોડી દેશો, ત્યારેજ તમારી કદર કરશે, ને તમો દસ વર્ષ વધૂ મેહેનત કરવા જીવી શાકશો.

## સ્વમાનના પર્વત ઉપરથી અપમાનની ખીણમાં ગબડી પડતાં નાં

તમે એક "આર્ટ" શિખવો છો, ને તમારો ધંધો ઉત્તમ છે. તમે 'પ્રોફેશનલ' કહેવાવો, તમારાં છોકરાંઓ કૉલેજની પરિક્ષા આપે, નહિં કે સ્કુલની ! સ્કુલનાં શિખવનારાંઓ શિક્ષકો કહેવાય; જયારે જેઓ કૉલેજની પરિક્ષાઓ પસાર કરાવવામાં મદદ કરે, ત્યારે તેઓ "પ્રોફેસરો" કેહવાય. 'પ્રોફેસર'ની ફી બોલાય, નહિં કે પગાર ! જ્યારે છોકરાંઓ અને તેઓનાં મા-બાપો તમારા લવાજમને પગાર બોલે તો તેઓને એક-બે વેળા સમજાવી ભૂલ દેખાડી **ફી** બોલતાં શિખવજો, જેમકે ડૉકટરોની, બૅરિસ્ટરોની, સોલીસીટરોની ફી બોલાય, પ્રોફેસરોની ફી બોલાય. એમ ધીરજથી સમજાવજો. જો પગાર બોલે તો પૂછજો કે "કોણનો? તમારા બાવાનાં નોકરનો? જો નોકરની પંકિતએ તમે મને મૂકતાં હોવો તો 'ગુડ મૉર્નીંગ'" બોલી સીદધો દરવાજો દેખાડજો, ને તમારૂં સ્વમાન સાચવી રાખી છોકરાંઓનાં મોહડાંમાંથી પગાર બોલ છોડાવજો; તમે કંઈ ભાષા નથી શિખવતાં, 'આર્ટ' શિખવો છો. મારી એક સૂચના છે : સ્વમાનના પર્વત ઉપરથી અપમાનની ખીણમાં કદી પણ ગબડી પડતાં નાં. દોર-દમામ ને તોર-તમ્મર-વાળાંઓ, મગરૂરીમાં અંથાઈ રહેલાં ને ગરૂરીમાં ગંથાઈ ગયલાંઓ જો તમારી પ્રતિષ્ટાને ધોંકો પ્હોંચાડવાની પતરાજી કરે તો તેવાંઓને તજી દેવામાં તમારી શોભા સમજજો ; તે વેળા પૈસાનો ખ્યાલ પગ તળે કચડેલોજ રાખજો. ખુદા એક નહિં તો બીજી રીતે તેમોને આપશેજ.

ધંધાને લગતી રીતભાત ને સલુકાઈ, જેને સંગીતમાં "પ્રોફેશનલ ઍટીકેટ" કહે છે, તેને પૈસાને ખાતર પગ તળે કચડી

નાંખશો નહિંજ ! નહિં તો તમો બીજાં મ્યુઝિશ્યનોની ખફ્ગી ખેંચી લેશો.

જાહેરમાં સંગીત-સેવા પૈસા લીધા વગર કરશો તો ઘણું માન મેળવશો.

તમારૂં જ્ઞાન સંગીતમાં ઘણું હોય ને તમે એકલાં હિમ્મતથી "સોલો" વગાડી શકો તો કોઇનું પણ "ઍકમ્પનીમૅન્ટ" વગાડવાની ઉતરતી પંકિતએ ઉતરી પડશો નહિં; કારણ એક "ઍકમ્પનીસ્ટ" તરિકે તમારી કંઈ ગણના નથી, તમારૂં કંઈ વજન કે ટેક રહે નહિં, તમારી પ્રતિષ્ટા પણ ઓછી! તમે હિમ્મતથી કહેજો: "I would never willingly serve in an inferior capacity !"

તમારી ટેબલ આગળ હંમેશાં એક નેટરની ટોપલી રાખજો ; કારણ તમારાં નગુણાં શિષ્યો, યા તેવાંજ તેઓનાં નગુણાં મા-બાપ તરફ્થી રદ્દબાતલ જેવાં કાગળો આવે કે ઝટ નાંખવા કામ લાગે; અથવા તો તેજ કાગળ એક સાદા પરબિડાંમાં મૂંકી સરનામું કરીને ગુપચુપ પાછું મોકલી દેજો. જવાબ આપતાંજ ના. તેમાંજ, શોભા છે! જેઓમાં કુદરતી મ્યુઝિક નહિંજ હોય, તેઓને છ મહિના, વર્ષ કે ઘણું તો બે વર્ષ તપાસીને પછી છોડી દેજો. એવાં ધોભાઓ પાછળ જીંદગી ઘસીપીસી નાંખવામાં કંઈ સાર નહિં. જલદી છોડી દેશો તો તમો દસ વર્ષ વધૂ જીવશો.

શિખવતી વખતે ઘર-સંસારી ખટપટને મગજમાંથી ખખેરી નાંખજો, દુ:ખને ડાટી દેજો, દુશ્મનોનાં નામ ઉપર મટોડુ વાળજો, વાવુ-વીચ્છણો, ને કપટી કોકટોનો ખ્યાલ નાં કરતાં, પૈસાના ખ્યાલને જીગરમાંથી હાંકી કાઢજો. શિખવવાનીજ કાળજી, ઉલટ રાખજો. તેઓને આગળ વધારવાજ ઉમંગ પકડજો, તોજ તમે ફ્ત્તેહ પામશો. આવક ઘટી જશે એ ખ્યાલથી શિષ્યો કે તેઓનાં મા-બાપનાં ફ્રાંટાને શરણ થતાં નાં.

શિખવવામાં બોહોળું વાંચન, જ્ઞાન, ધીરજ, સંતોષ ને હિમ્મતની જરૂર છે.

મા-બાપ મોજ-મજાહ કરવા જાય, ત્યારે તમારી ફી બંધ કરે તો તેઓનાં છોકરાંઓને પાછાં લઇ, પાછું માથાં દુ:ખણુ કરવા વીસ વાર વિચાર કરજો. તેઓનાં ઘરમાં નહિં ધારેલા અચાનક ખરચનાં ખાડા ખણાશે! જેઓનું ગુજરાનજ એ પ્રી ઉપર હોય, તેઓનો ઉધાર જો ફી બંધ કરે તો કેમ થાય! આ સવાલ પૂછજો કે "તમે બધાં હવા ખાવો, મોજ-મજાહ કરો, પૈસા જીવે ખરચો, ઉડાવો તેટલાં એક શિક્ષક શું ખાય, કે જેનું ગુજરાનજ ફી ઉપર હોય?"

એક શિષ્ય નહિં શિખે તો એકાંતમાં સભ્યતાથી, ધીરજથી, ને નરમાસથી શિખામણ આપી તાબેદારી ને વફાદારીને વળગી રહેવા કહેજો.

બીજાં શિક્ષકના શિષ્યોને તપાસવા કેહ તો સાફ નાં કહેજો—અહિંજ "પ્રોફેશનલ ઍટીકેટ" તમે સાચવી શકશો, ને ત્રાસદાયક ખટપટમાંથી બચી જશો—શિવાય કે પેલાં શિષ્યોના શિક્ષક તમોને આગ્રહથી ભલામણ કરે. જો તપાસો તો ફી ના લેતાં; ફી લેશો તો ઘણું ગોજું લાગશે; પણ કૈંક વાજબી લાગે તેવી સલ્લાહ-સૂચના શિક્ષકને તેમજ શિષ્યોને ખોટું નહિં લાગે તેમ આપજો. મુખ્ય કરીને શિક્ષકને ખાનગી સૂચના કરજો.

મારાં કેટલાંક શિષ્યો શિક્ષકો થયાં છે તેઓ મારી રૂઢીએ શિખવે છે, એટલુંજ નહિં પણ તેઓએ પોતાના શિષ્યોને પરિક્ષામાં ફત્તેહમંદીથી (ઑનર્સ) માન સાથે પાસ કરાવ્યાં છે. તેઓ પોતાનાં શિષ્યોને પરિક્ષામાં મોકલવા આગમજ તપાસવા મને ભલામણુ કરતાં. હું તેઓને પ્રી લીધા વગર તપાસ્તી હતી; ને તેઓ પાસ થતાં. મારે મનથી આ

એક મોટી ફત્તેહ અને કીર્ત્તિ છે!

એક વેળા ત્રીજી પેઢીનાં એક શિષ્યએ પરિક્ષા પાસ કરી, ત્યારે પણ મને એવીજ ખુશાલી લાગી હતી. મને લાગેછે કે મેં કૈંક સંગીતમાં બજાવ્યું છે.

શિક્ષક તરિકે તમારા ધંધાને આગળ વધારવા તમારે પ્રથમ ખરચ કરવો જોઇએ, તોજ તમો ને શિષ્યો જાહેરમાં જશ–કીર્ત્તિ–માન મેળવશો.

૧૯૧૨ થી ૧૯૧૬ સૂધીમાં પેહેલ્લા પાંચ કૉનસર્ત્સ 'ફ્રી' મેં કર્યા હતા. તેમાં શિષ્યોને ઇનામ આપવા સાથે મને રૂ. ૧,૧૩૫) ખરચ થયો હતો.

૧૯૧૨ થી ૧૯૨૮ સૂધીમાં જેટલા કૉનસર્ત્સ કર્યા, તેમાં **મારી ભરેલી રકમનો** સરવાળો રૂ. ૨,૮૧૭–૧૨–૦ થાય છે.

મારા ધંધાને લગતી ત્રણ ચોપડીઓ મેં બાહેર પાડી તેમા ૧૯૧૯ ની 'યુનીક રેકર્ડ' માટે રૂ. ૨૫૦–૧૨–૦, બીજી ૧૯૨૪ ની 'લોક–મત' માટે રૂ. ૨૯૫–૦–૦, ત્રીજી ૧૯૩૧ ની 'મ્યુઝિકમાં ૪૫ વર્ષો' માટે રૂ. ૪૦૦–૦–૦ ખરચ થયો. જુમલે રૂ. ૯૪૫–૧૨–૦ ખરચ થયો હતો. વળી આ પુસ્તક પાછળ લગભગ રૂ. ૭૦૦–૦–૦ ખરચ થવાનો અડસટો છે.

એક શિક્ષક તરિકે આવો મોટો ખરચ કરવાની તમારી હિમ્મત અને તમારૂં ઉદાર દિલ હોવું જોઇએ.

મેં જે મેળવ્યું તેમાંનો પોણો ભાગ મેં પાછો મારા ધંધા–હુન્નરમાંજ ખરચ્યો છે. તમારે પણ પૈસા તો ખરચવાજ જોઇએ.

તમો શિખવતી વખતે પુષ્ટિકારક ખોરાક લેશો, મુખ્ય કરીને દૂધ, પેસ્ત્રી, ફ્રુટ, તો શિખવતી વખતે ઊભાં રહી શકશો. પીઆનો આગળ બેસીને શિખવશો નહિં; મ્યુઝિક કાને સાંભળીને ફરતાં-ફરતાં યા લખવાની ટેબલ આગળ બેસીને શિખવજો ને સાંભળજો.

શિખવતી વખતે ફકત તમારા 'આર્ટનો' વિચાર કરી પ્રમાણિકપણાંને વળગી રહેજો.

મેં ૪૫ વર્ષો સૂધી પ્રમાણિકપણે મેહેનત કીધી છે. એક રૂપિયો લઇ બે રૂપિયાની જેહેમત ઉઠાવી છે. અઠવાડિયાની એક 'તર્ન' કહીને પછી બે-ત્રણ 'તર્ન્સ' આપી છે. અઠવાડિયાના એક કલાક ને બદલે બેથી ત્રણ કલાક પરિક્ષા અને કૉનસર્ટ્સ વખતે આપ્યા છે; તેમજ મને જ્યારેબી વખત મળે, ત્યારે છોકરાંઓને ખાસ બોલાવીને શિખવ્યું છે. ચોથી પેઢીથી એ પ્રમાણિકપણું મારાંમાં વંશપરંપરાથી ઓધે ઉતરી આવેલું છે!

છોકરાંઓ 'તન' ખોહે, યા તમારેથી લેસન નહિં અપાય તો તેઓને 'તન' ભરી આપશો તો મા-બાપ રાજી-રાજી થઈ જશે! તમારી પરથી ઓવરાઇ-પોવરાઇ જશે!!

રજા આપતી વખતે પણ રજાનાં દિવસોમાં તેઓ આળસુ નહિં રહે, તેમ વધૂ મ્યુઝિક કરવા આપવું. શિખતાં છોકરાંઓને ઉલટ અને ઊત્તેજન આપવાનું એક મોટું સાંધણુ કૉનસર્ટ્સ છે. જાહેરમાં વગાડવાથી તેઓ હિમ્મતવાળાં થાય છે, વધૂ બાહેર આવવા ઉમંગ પકડે છે, અને ઉત્તસાહથી મ્યુઝિકમાં અભ્યાસ કરે છે. પરિક્ષા તો તેઓ એકજ આસામી આગળ આપે છે,

જ્યારે ખરી કસોટી, ને ખરી પરિક્ષા તો કૉનસર્ટ્સ છે, જે સેંકડો ને હુજારો આસામી આગળ એક બિકટ પરિક્ષા છે, તે ઉપરાંત છોકરાંઓને જાહેરમાં 'સટીર્ફિકેટ્સ' ને ઈનામ લેવાની હોંશ ને આશા રહે છે! કૉનસર્ટ્સ કરવા આગમજ તમારા ઘરમાં ઘણી વખત નહાનો જેવો મેળાવડો કરી શિષ્યોનાં વાળી-ઓને બોલાવી છોકરાંઓનો અભ્યાસ જોવાની તક આપજો, અને જ્યારે પરિક્ષામાં છોકરાંઓ પસાર થાય, ત્યારે જાહેરમાં કૉન-સર્ટ્સ કરીને મોટા મેળાવડા સનમુખ 'સટીર્ફિકેટ્સ' આપવી.

બનતાં સૂધી કોઇનાં ઘરમાં શિખવવા જવા કરતાં, તમારા પોતાનાંજ ઘરમાં શિષ્યોને બોલાવશો તો આયંદે તેમાં લાભ, અને ઘડપણ સૂધી ફત્તેહ છે. તમો વધૂ સ્વતંત્ર રહી શકશો. જો કોઇ દબરાવવા આવે તો તમો સીધ્ધો દરવાજો દેખાડવા સામર્થવાન થશો!

શિખવતી વખતે સાદાં, આખાં, સ્વચ્છ કપડાં પહેરીને શિખવજો. ઘરમાં કપડાં પહેરતાં હોવ તે ના પહેરતાં—તમારૂં સ્વમાન તેમાં જળવાશે, અને શિષ્યો પણ તમો તરફ માનની નજરે જોશે. શારિરીક સ્વચ્છતા મન ઉપર ખુશ અસર કરે છે.

શિખવવા આગમજ આતશ ઉપર સુખડ મૂંકી શિષ્યોને ફત્તેહ મળે એવી દરરોજ બંદગી કરી, દાદાર હોરમજદની મદદ માંગીને શિખવવાનું શુરૂ કરજો, તેમજ રાત્રે પણ આતશ ઉપર સુખડ મૂંકી મઝદાંની મદદ માંગી આરામ લેજો. બનતાં સૂધી જે કલાકે છોકરાંઓને બોલાવ્યાં હોય, તેજ કલાકે તમે હાજર રહી તેઓને ધડો આપજો. છોકરાંઓ હમેશાં શિક્ષકોનાં દાખલાની નકલ કરે છે.

છોકરાંઓ તમારા ઘરમાં આવે તો એક માવતરનાં જેવી કાલજીથી તેઓને સાચવી-જાળવીને તમારા 'સ્ટુડિયો'માંજ નોકર કે ગાડી આવે ત્યાં સૂધી રહેવા દેજો, ને એકલાં ધકેલી દેશો નહિં. તમારી જોખમદારીનો (છોકરીઓનાં બાબમાં) ખ્યાલ હંમેશાં નજર આગળ રાખજો. જો કોઈનો જીવ બિગડી આવે તો તુરત સારવાર કરજો, આરામ આપજો, જ્યારે જરૂર પડે, ત્યારે છોકરાંઓની આગતા-સ્વાગતા કરવામાં પછાત પડશો નહિં. બનતાં સૂધી તેઓને ઘર જેવું લાગે ને તમે શિક્ષક નહિં, પણ માય કે મિત્ર હોવો એવી લાગણી-દિલસોઝી દેખાડશો તોજ તમારે માટે કહેવાશે કે "તમારી જગ્યા ખાલી છે!"

આખું વર્ષ છોકરાંઓ સાથે શિક્ષક કે શિષ્ય હોય તેમ નહિં વર્તવું; એક માય પોતાનાં બચ્ચાંને ચાહે તેમ હેત-પ્રિત રાખી શિખવવું. પરિક્ષા કે કૉનસર્ટ્સ વખતે નહિંજ પકડું કરે, ત્યારે ધમકાવવાં, ખખરાવવાં, ને ચિઠ્ઠી લખી મા-બાપનું લક્ષ ખેંચવું, કારણ ઘણાં મા-બાપ પોતાનાં છોકરાંઓ નબળાં છે, આળસુ છે, ઠોઠ છે, જીદ-મોંહુસવાળાં છે, એ જાહેર કરતાં નથી, શિક્ષકોથી છુપાવે છે, જો કે તેઓ મનમાં તો સમજે છેજ!'

કવિ તેનીસનની નિચલી લીટીઓ છોકરીઓને વંચાવી સમજાવજો કે તેઓનાં અભ્યાસમાં ઉમંગ પકડે:—

"Girls,
Knowledge is now no more a fountain seal'd;
Drink deep, until the habits of the slave
The sins of emptiness, gossip and spite
And slander die. Better be not at all
Than not be noble."— *Tennyson.*

શિક્ષકોને સૂચના કીધા પછી હું પોતે પણ ઇચ્છું છું કે મારી હૈયાતીમાં મારાં શિષ્યો પોતેજ મેહેનત-જેહેમત ઉઠાવી ઉદાર દિલે એક કૉનસર્ટ ટાઉન હૉલમાં કરે! એનાં જેવી કીર્ત્તિ, ને ફત્તેહ બીજી કોઇ હું સમજતી નથી!

મા-બાપ, શિષ્યો ને શિક્ષકો, એ સઘળાંઓને કીર્ત્તિની ટોચે પ્હોંચવાનો આ બાદશાહી માર્ગ છે.

જો કોઇ શિષ્ય શિખવાની આળસાઇ કરે તો પ્રોફેસર હકસલીની નીચલી લીટીઓ મોંહડે કરાવજોઃ—

"The main purpose of education to be to enable us to do the things we ought to do, when we want to do them, whether we like them or not."—
*Huxley.*

જો એક 'આર્ટ' લીધો તો તેને કોઇબી ભોગે જીંદગી સૂધી વળગી રહેજો. જેઓમાં 'આર્ટ' ની કુદરતી બક્ષેશ નહિં હોય, તેઓ હજાર બાહાને છોડી દઇને પછી બાંગ મારે કે "મારામાં આર્ટ છે," તો જાણજો કે તે ઢોંગ-સોંગ, ફેલ-ફિતૂર ને પાખંડ છે! "આર્ટ" એક ખુદાઇ બક્ષેશ છે, ને જેઓ ખરેખરી ખુદાઇ બક્ષેશ ધરાવે છે, તેઓ આખી જીંદગી સૂધી વ્હાલથી તેને વળગી રહે છે. સાંભળોઃ—

"Art means effort to the end, to the last gasp.

"It spells sacrifice of pleasure, leisure, and often it may be of friends. But its rewards, to the spirit of man* are infinite, and therein may we find its true purpose in human life."

* And why not to the spirit of woman?
*Bhikhaiji. L. Palamkote.*

એક શિક્ષકની કેળવણી સંબંધી લાયકાત શોધવી હોય— પછી તે કેળવણી સંગીતની હોય કે સાહિત્ય તરફની હોય— તો નીચલી લીટીઓ મા-બાપે ગોખી રાખવા યોગ્ય છે:—

"It might be wise to concentrate educational policy a little closer upon the task of discovering the *born* school-master, and then leaving him alone.'

"ઓ! ઓ! પીઆનો બોલ્યો!" આવાં ફેલ-ફિતૂર ને ઢોંગ-સોંગ જ્યારે હું સાંભળું છું, ત્યારે જેમ 'ગપ-સપ' ચોપાનિયાનું આપણે વાંચીને હસ્યે છિયે, તેમ હસું છું.

જેઓએ પીઆનો ઉપર આંગળાં નહિં મૂકેલાં, જેઓને પીઆનોનું જ્ઞાન કે ભાન નહિં, તેઓ જ્યારે આવી વાહીયાત વાત કરે, ત્યારે તેઓને નીચલી લીટીઓ વંચાવજો; ફરીથી ફુરતાજી ને પતરાજી કરી ખોટું ડોળ નહિં દેખાડશે:—

"The enjoyment and appreciation of music are imperfect, that are not founded on attention, knowledge and effort."

   

## શિષ્યોની ફત્તેહ ઉપર શિક્ષકોની કીર્તિ!

શિષ્યોને સમજાવજો કે તેઓએજ પ્રથમ અવલોકન શકિતની ટેવ પાડવી જોઇએ, અને તે બાદ તર્ક શકિત ખિલવવી જોઇએ. જ્યાં સૂધી શિષ્યો પોતેજ જૂદી જૂદી પ્રકૃતિનાં અવાજો વચ્ચેનો તફાવત પારખી શકે નહિં, જ્યાં સૂધી "નોટેશન"નો પાયો

---

* આ 'ઇમપરફેક્ટ' (અપૂર્ણ) અને "નૉલેજ" (જ્ઞાન) શબ્દો નીચે મેં લીટી દોરી છે. લીખાઈજી. લી. પાલમકોટ.

પકડો હોય નહિં અને નિહાળીને જોવાની ખાસિયત ખિલવે નહિં, ત્યાં સૂધી તેઓ મ્યુઝિશ્યનો થઇ શકે નહિ. જૂદી જૂદી ઇંદ્રીઓ મારફતે જ્ઞાન મળે છે મ્યુઝિક વગાડની વખતે નિચલી શકિતઓ એકકી વખતે પોતાનું કાર્ય બજાવે છે: જોવું, સાંભળવું, હાથ ચાલે, પગનો ઉપયોગ થાય, ભેજું કામ કરે, 'તાઇમ' બોલવા માટે જીભનો ઉપયોગ થાય, અને બે હાથ જૂદી જૂદી રીતે જૂદી જૂદી બાજુ જવાથી મગજ શકિત વધૂ ખિલે.

શિષ્યોને હંમેશાં કહેવું: "પૂછો! શું નહિં સમજ પડતું?" આ સવાલ તમે કયારે હિમ્મતથી પૂછી શકો કે જયારે તમારૂં સંગીતનું જ્ઞાન બોહોળું હોય. તમો જો શિષ્યોના સવાલનો જવાબ આપી નહિં શકો તો સૌથી સરસ સલામતીભર્યો રસ્તો તમારે માટે એજ છે કે આ ઉમદા ધંધો છોડી દેવો, તેમાં શોભા છે! જો તેઓ એક રીતે નહિં સમજે તો ફેરવી ફેરવીને અનેક રીતે સમજાવી શિષ્યોનાં મનનું સમાધાન કરજો. મુશ્કેલીનો તોડ તેઓ પોતેજ શોધી કાઢે, એવી સલાહ આપી તેઓનાં મગજની મંદ શકિત અને સુસતીને પખોડી નાંખજો. જેટલું એક શિષ્ય પોતેજ ફાંફાં મારીને શોધી કાઢી ચબરાક ચાળાક બનશે, તેટલું એક શિક્ષકની વારંવારની એકની એક સમજાવતથી સમજશે નહિં. શિષ્ય પોતાનાં મનમાંથી શોધી કાઢે, વિચાર કરે, ફાંફાં મારે, તેટલો વખત તમે ધીરજ રાખી નિરાંતે મૂંગાં બેસજો ને વિચાર કરવા દેજો.

એક ગુરૂ પોતાનાં શિષ્યોને શિખામણ દે છે:—

"Those who shall be a lamp unto themselves, relying upon themselves only, and not relying upon any external help, but holding fast to the Truth

as their lamp, and seeking their salvation in the Truth alone shall not look for assistance to any beside themselves, it is they among my Disciples who shall reach the very topmost height! **But they must be willing to learn**"

ઉપલું લખાણ શિષ્યોને વંચાવજો. છોકરાંઓ નિશાળોમાં કૉલેજોમાં શિખવા છતાં, ઘરમાં ખાનગી શિક્ષકો કે બીજાંઓની ઉપર ફક્ત આધાર રાખીનેજ શિખે, તેઓની જાતી ચાળાકી, જાતી હુશયારી અને વિચાર કરવાની શકિત ખિલતી નહિં હોવાથી ઘણી વેળા હુશિયાર નિકળતાં નથી.

જેઓ ફક્ત 'ડાન્સ મ્યુઝિક' શિખવા માંગતાં હોય તેઓને 'ડાન્સ મ્યુઝિક' શિખવનારાં શિક્ષકો આગળ ધકેલી દેજો!

મોટા મ્યુઝિશ્યનોનાં ઉસ્તાદી (Classical) મ્યુઝિક શિખવવાની તમારી કાળજી વિશેષ હોવી જોઇએ; કારણ ઉસ્તાદી સંગીતથી આપણા અમર આત્માની ખિલવણી થાય છે; જ્યારે 'ડાન્સ મ્યુઝિક' હલકા શોખની પંકિત ઉપર નીચે ઉતરી પડે છે!

શિષ્યોનાં ખોરાક-પોષાક ને તેઓનાં ચારિત્ર ખિલવવાની સંભાળ રાખશો. બાલથી કાન ઢાંકયા હોય તો ખુલ્લા કરાવજો કે મ્યુઝીક સાંભળે. જો કોઈ શિષ્ય નિશાળેથી તમારે ત્યાં આવે તો પ્રથમ "રીફ્રેશમેનત્સ" (Refreshments) મીઠું પીણું વિગેરે પૂરૂં પાડવાની બખીલાઇ કરશો નહિં, તોજ તેણીનું ભેજું કામ કરશે, ને ઉલટ-ઉમંગથી વગાડશે.

મારૂં માનો તો છોકરાઓ, યા મોટા માટીડાઓને મ્યુઝિક શિખવવાનો વિચાર મુદ્દલ માંડી વાળજો—તેમાં ઘણો લાભ,

ઘણા ફાયદા, અને ઘણી રીતે બચી જવાનું છે! છોકરાઓ અને પૂરૂષોને મરદ શિક્ષકો આગળ જવાની ભલામણ કરજો.

જો તમારી પાસે કલાકો ખાલી હોય તો હુશિયાર શિષ્યોને એક ને બદલે બે–ત્રણ "તર્નસ" આપજો. એક કલાકને બદલે બે–ત્રણ કલાક શિખવશો,—મુખ્ય કરીને પરિક્ષા યા કૉનસર્ત્સ વખતે—તો તમારી મેહેનતને જશ મળશે, કીર્તિ વધશે. એટલું યાદ રાખજો કે શિષ્યોની ફત્તેહ ઉપર તમારી કીર્તિનો મજબૂત કિલ્લો ઊભો રહેશે, ને તે શુભ કાર્ય ખુશીથી કરજો. આ અવનિમાં નહિં નોંધાશે, પણ દાદારની દરબારમાં નોંધાવાનુંજ. 'હાથે તે સાથે' એજ તમારી નેકી તમારી સાથે આવશે.

બનતાં સૂધી શિષ્યો કે તેઓનાં મા–બાપ પાસેથી ઉછીનાં પૈસા માંગવાની નીચી પંક્તિએ ઉતરી પડતાં નાં. સ્ત્રમાનનાં પર્વત ઉપરથી અપમાનની ખીણમાં ગબડી પડવા જેવો આ માર્ગ છે!

શિષ્યો યા મા–બાપ તરફથી ભેટ સ્વિકારેવાનાં અખાડા કરજો, તેમાં શોભા છે. હું જાણું છું: પારસીઓ પારસી શિક્ષકોને શું ભેટ આપે છે!–સેવ–રવો, મીઠાઇ–મેવો, પેસ્ત્રી–કેક, ફ્રુટ–ફુલ,—(જે આપણે રોજ પેટ-ભરીને જમ્યે છિયે!) અને નહિં કે સોનું–રૂપું, હીરા–મોતી, માણેક–નીલમ, લોન–બૉન્ડ, રોકડ રકમ! પાછળું મેં મારા શિક્ષકોને આપ્યું છે!

શિષ્યો સાથે એવી રીતે વર્તજો કે તેઓ બંદગી કરતી વખતે તમારૂં નામ તંદરોસ્તીમાં ભણે, અને મહાભારત માંદગીમાંથી ફારેગ થયા પછી ફરેસ્તા કરાવે! આ અનુભવ મને મળેલો છે.

શિખવતી વખતે તમારા ચહેરા ઉપર ચિંતાના ચિન્હો પ્રગટી નહિં નિકળે તેની ચોંપ રાખજો. લાચારી કે ગરીબાઇનો ખ્યાલ આપવાથી દૂર રહી સ્વમાન સાચવી રાખજો. તેઓને મ્યુઝિક ઉપરાંત, આસપાસનું, દુન્યાદારીનું સામન્ય જ્ઞાન આપ-વામાં ઉત્સાહ અને રસ પડે એવી રીતે હસી-બોલી, વાત કરીને સારા દાખલાઓ આપીને, તેઓને ખબરદાર અને હુશિયાર બનાવજો. આ ઠગારી દુન્યાનાં બદમાસ પુરૂષોનાં ઢોંગ-સોંગ; ધતુર-ફિતુર, દગલબાજ દોસ્તી, કાવાદાવા અને કાવત્રાંથી ચોંકેલાં-ચેતેલાં રહેવાની અને બનતાં સૂધી માટીડાઓથી દસ ડગલાં દૂર રહેવાની સલ્લાહ-સૂચના-શિખામણ આપજો તમારી આસપાસ બનતા બનાવોનાં દાખલાઓ ટાંકીને દેખાડજો. એક દિકરી કે શિષ્યનો સૌથી સરસ મિત્ર તેણીની માય ને શિક્ષક છે! જો કમનસીબે માય દિકરીને આ જગતમાં એકલી નાખીને ચાલી ગઇ હોય તો સૌથી સરસ દોસ્ત ને રાહબર ભોમ્યો તમે થઈ પડજો; તેણીને બચાવજો, સંભાળજો, એક માવતરની માફક તેણી તરફ દિલસોઝી દેખાડી સારે રસ્તે સાચવી-જાલવી દોરવજો, સલાહ-શિખામણ આપજો, દેખરેખ રાખજો, તેણીની વળણ કઈ તરફ કેવી છે, તે તમારી તિક્ષણ મન-શકિતથી પારખી લેજો. ઘણાં મા-બાપ અહિં ગોથું ખાય છે! ઘણી વેળા મારાં શિષ્યોની વળણ હું પારખું છું.

બચ્ચાંઓને ધાક-ધમકી, તાપ-ત્રાસ પસંદ નથી, પણ નિરાશ થયલાં જીગરની ઉપર એક શિક્ષકનું માયાળુ વર્તણ માતાના હેતવંતા હાથ કરતાં પણ વધૂ અસર કરે છે. તમે તમારાં શિષ્યોનું મન-જીગર જીતી લેવો તો તમારૂં ઉમદા નેમવાળું શુભ કાર્ય સરંજામ પાર ઉતરશે. યાદ રાખજો કે વિદ્યાદાન મહા પૂણ્ય; અન્નદાન અપૂર્ણ પૂણ્ય! કારણ અન્ન

દાનથી થોડાજ વખત સંતોષ મળે છે, જ્યારે વિદ્યા-દાનથી જીંદગી સુધી સંતોષ મળે છે!

દગલબાજ દોસ્તોથી બાર નહિ પણ બારસો મૈલ દૂર રેહવાની તમે શિષ્યોને ભલામણ કરજો! એવા ભાયડાઓનો વિશ્વાસ કરવો, એ નાગ-સાંપનો વિશ્વાસ કરવા બરાબર છે એમ શિખ આપજો.

કોઇ મતલબી મિત્ર સીપલાટ કરી, કુરતાજી ચલાવી, તમારી આગળ આવી તમારૂં ભેજું ભમાવે તો એવા ભેદ-ભરમવાળા ભાયડાઓથી દસ ડગલાં દૂર રેહજો. મારી તો સલાહ છે કે એવા માટીડાઓ ઉપર મુદ્દલ વિશ્વાસ રાખવો નહિં. હું ફરીથી લખું છું, કે આ સદ્ગ્રહસ્થો માટે નથી.

"પવનની પીઠ ને પૂરૂષના વિચાર,
ફરતાં ને ઢળતાં એક પળનીજ વાર!"

તમે જાણુશો નહિં કે કઇ પળે તેનું "મોટું ભેજું" પોચું થઇ જશે, ને તેનું હૈયું સૂન મારી જશે!

સદ્ગ્રહસ્થો આ દુન્યામાં કેટલા થોડા, અને ઓછા છે! ભાગ્યશાળી સ્ત્રીઓ હોય જે સદ્ગ્રહસ્થોનાં સમાગમમાં આવે! પણ આપણે કેમ જાણ્યે કે તેઓ સદ્ગ્રહસ્થો છે? તેઓનાં સમાગમમાં આવ્યે, ત્યારેજ પારખી શકયે! નહિં વારૂં?

આપણા ધંધા-હુન્નરમાં કે ઉદ્યોગમાં આપણને ઘણી વેળા પૂરૂષોની મદદ તો જોઇએજ જોઇએ; તે વગર તો આગળ નહિંજ વધાય. મારી સલાહ છે કે પૂરૂષોની જરૂર જોગી મદદ લઇ તમારી જાતી-જેહેમત ને કરમાજીથી આગળ વધી સ્વતંત્ર

રેહેજો, કે જેથી નિંદાખોરોને "ખોરાક" નહિં મળે! તેઓને ભૂખે મારવાં! કારણ, પેટે બબે-ચાર-ચાર બેટીઓ છતાં, બીજાંઓની નિર્દોષ, નિષ્કલંક દિકરીઓ વાસ્તે જુઠું બોલતાં એવાં નિંદાખોરોને જરા પણ એબ લાગતી નથી! એવી ગટર જેવી ગંધાતી ગલીચ ઓરતો ઉપર ફિટકાર ને લ્યાનતનો વરસાદ વરસાવજો! નાંકે રૂમાલ ધરજો!

જો કોઇ "કારાંમાય ટાહેલા" જેવા પરવારતા માટીડાઓ વાતો કરીને તમારો કિમ્મતી વખત બરબાદ કરવા માંગે તો મળવાના ઈનકાર કરજો. તમો જો એકલાં રેહતાં હોવો તો બનતાં સૂધી દિવસેજ મુલાકાત લેજો, તોજ તમે આબરૂ-ઇજતે, સ્વમાનથી જીવી-રહી શકશો.

નિંદાખોરોની નઠ્ઠારી જીભલીથી અજ્ઞાન રહેલી નિર્દોષ સ્ત્રીઓને મારી ભલામણ છે કે પૂરૂષોથી અળગ રેહજો—તેઓ સાથે કાગળ-પત્રનો વેહવાર રાખવા આગમજ સો વખત વિચાર કરજો--તમે તેઓની મતલબ કે ભેદ-ભરમ કદી પણ પારખી શકશો નહિં, અને પરિણામ કરૂણારસ કથામાં આવશે, જે કદાપિ તમે સહન કરી શકશો નહિં. મોટે ભાગે બૈરાંઓમાં સહનશકિત નથી હોતી!

પારકા પૂરૂષો તરફ હંમેશાં અવિશ્વાસની નજરે જોશો ને તેઓથી દૂર રેહશો. તેમાંજ તમારી શોભા, તમારૂં સ્વમાન અને તમારી પ્રતિષ્ટા જળવાયલી રેહશે-મનનું સુખ સચવાયલું રેહશે! મનને શાંતિઃ રેહેશે.

મ્યુઝિક શિખો ને તેમાં વખત પસાર કરો કે બધી બળા દૂર થશે! કોઇબી જાતનું વાજીંત્ર વગાડવામાં કે ગાયન

ગાવામાં વખત પસાર કર્યાથી થોડો વખતબી તમારો જીવ આનંદમાં રેહશે, ખુદાઇ ખ્યાલો આવશે અને પોણું દુઃખ ભૂલી જશો.

   

## મારી મુશ્કેલી અને મુસિબત.

સંગીતનાં શિક્ષણમાં ૪૫) વર્ષો સૂધી મને જે અનુભવ મળ્યો છે, તેજ લખીશ.

મને ઘણી મુશ્કેલીઓ અને મુસિબતોમાંથી પસાર થવું પડયું છે—મુખ્ય કરીને મ્યુઝિકની બાબતમાં શિષ્યોનાં કમ-સમજ મા–બાપો તરફથી! જેઓને મ્યુઝિકનું જ્ઞાન નહિં કે ભાન નહિં, તેવાંઓ મને દોરવવા દોડી આવ્યાં! પણ મેં મારાં જ્ઞાનથી તેઓને આખરે હંફાવ્યાં અને હરાવ્યાં છે! જો મારામાં ટટાર ઊભું રહેવાની હિંમ્મત નહિં હોત, ને મારૂં જ્ઞાન આછું કે ઓછું હોત કે મને "આર્ટ" કરતાં પૈસા વધૂ વ્હાલા હોત તો જરૂર તેઓ મને મહાત કરી શકત! પારસી-ઓમાં ઉસ્તાદી (Classical Music) મ્યુઝિકનો શોખ ખિલવવા અને ફેલાવવામાં મેં મોટો ફાલો તન–મન તાવીને જર–જેહે-મતના જોરે આપ્યો છે. તેમ કરતાં મેં ઘણા અવિચારી અને અદેખાં લોકોની ખફગી ખેંચી લીધી છે—મને કહ્યા વિના ચાલતું નથી કે એ તેઓની ખફગીને મેં પગ તળે કચડીને જાણે જાણુતી નહિં હોવું તેમ ૪૫ વર્ષો સૂધી મારા હુન્નરને વફાદાર રહીને મેં ગુપચુપ મારૂં શુભ કાર્ય ચાલુ રાખ્યું. તેથી ઘણાં શિષ્યોને લાભ ને ફાયદો થયો, તે એટલા સૂધી કે કેટલાંક શિષ્યો પોતેજ ઉસ્તાદી મ્યુઝિકને ચાહવાં–વખાણવાં

લાગ્યાં! પૈસા ખરચો તો અભ્યાસનો જે ભાગ હોય તે શિખીને પૈસા વસુલ કરવા જોઇએ, એ સિધ્ધાન્ત દલીલથી પતાવીને તેઓને સમજાવતી હતી.

## પરિક્ષા અને કૉનસર્ટ વખતે ધ્રુજારો!

આ બે બનાવો વખતે દર વર્ષે મારા જીવ ઉપર એક જાતનો ધ્રુજારો શિષ્યો અને તેઓનાં મા-બાપ લાવે! આખું વર્ષ મેહેનત-જેહેમત ઉઠાવી પરિક્ષા વાસ્તે તૈયાર કરૂં ને છેલ્લે તેઓનાં ઘરમાં એવી ભયભીત બિમારી આવે કે જાણે જીવવાની આશા હોયજ નહિં! તેઓ માટે આતશ ઉપર સુખડ મૂંકી દુઆ માંગું કે સારાં થાય!

એક શિષ્ય પરિક્ષામાં જવાની આઠ દહાડા આગમજ તાવથી બિછાને પડયાં! મને ઘેર બોલાવી મંગાવી! હું ઘસડાતી બપોરે એક વાગે ચાર દાદર ચઢીને ગઈ! મેં તેવણુને સમજાવ્યું કે આવતે વર્ષ બીજી ચઢતી પરિક્ષામાં મોકલીશ; પણ નહિં માન્યું ને સાથે એક ડૉકટરને લઇને પરિક્ષા આપવા આવ્યાં ને સુભાગ્યે પસાર થયાં! ફાવેલાં ડાહ્યાં!

એક કૉનસર્ટ વેળા ૧૫-૨૦ દિવસ આગમજથી એક શિષ્યનાં કુઈ ઘરમાંજ એવાં આશા વગરનાં બિમાર થઇ ગયાં, કે જો કંઇ માઠો બનાવ બન્યો હોત તો તેવણુ કૉનસર્ટમાં ભાગ લઇ શકે એમ નહિં હતું, અને 'ડયુએટ' વગાડવાનાં હોવાથી બીજાં શિષ્ય પણ રહી ગયાં હોત! દહાડામાં બે વખત આતશ ઉપર સુખડ મૂંકી દાદારજીને અરજ કરૂં કે જરબાનુંનાં કુઇને બચાવે! મારી અરજ ખુદાએ વાંચી, તેવણુ સારાં થયાં, ને તે શિષ્ય કૉનસર્ટમાં વગાડી શકયાં! આવો ધ્રુજારો દર વર્ષે. વર્ષો સૂધી આવી મુશ્કેલી ને મુસિબતમાંથી હું પસાર થઇ છું!

એક શિષ્ય બોલી ઉઠયાં:—"How I bless you and Mamma!" એક બીજા શિષ્યનાં માય કહેવા લાગ્યાં:—"બીખાઈજી તમારી જગ્યા ખાલી છે." એક આગળાં શિષ્ય પોતાનાં કાગળમાં લખે છે. "હવે બીજા બીખાઈજી થતાં ઘણાં વર્ષો જોઇએ."

એક શિષ્ય મારી "કૅનસર"નાં "ઑપરેશન" વખતની માંદગી વિષે એટલાં ચિંતાતુર થઇ ગયાં કે તેવણે "ફરેસ્તા" માન્યા, ને કીધા!

આ મારી માંદગી વિષે થોડો ખુલાસો કરવા માંગું છું, કારણ લગભગ પોણી પારસી વસ્તી વચ્ચે જાત–જાતનાં બૂમાટા ઉડયા! સને ૧૯૨૧માં કેટલાંક સ્કુલ જતાં છોકરાંઓ સહવારે ૯ થી ૧૦ આવતાં હતાં, જો કે હું હંમેશાં નવ આગમજ 'સ્ટુડયો'માં દાખલ થતી; પણ એક દિવસ દસ મીનીટ મને મોડું થવાથી, નાસ્તો જમ્યા વિના, ઝડપથી આવીને પીઆનોનું મોટું ઢાકણુ ઉઘાડતાં તેની અણી મારી છાતીમાં ભોકાઈ જતાં મારેથી "ઓ!" કરીને બૂમ પડાઈ ગઇ! તે શિષ્યએ કાળજીથી ને દિલસોઝીથી પૂછ્યું: "શુ થયું, બીખાઈજી?" મે કહ્યું, "કંઇ નથી, તમે તમારાં લેસન પર ધ્યાન આપો." જે પછી બાર વાગે બીજા ઓરડામાં જતાં એ વાત મારાં પીરોજમાઇને કહેતાં હું ભૂલી ગઇ! ત્રણ માસ પછી છાતીમાં ગાંઠ થઇ આવી ને બરડામાં દર્દ થવા લાગ્યું. તેથી ફરજ્યાત ડૉ. માસીનાની સલાહ લેવી પડી. ડૉ. માસીનાએ "કૅનસર" (Cancer) જાહેર કીધું, ને બોલ્યા, "જો ત્રણ–ચાર દહાડામાં તમે "ઑપરેશન" નહિં કરાવરો તો આખાં દીલમાં ફેલાઇ જશે ને તે પછી મારી પાસે કંઈ ઇલાજ નથી! તમે આતવારે નહિં તો સોમવારેજ આવો." હું

બ્રેસ્પતવારે ડા. માસીનાની સલાહ લેવા ગઇ હતી, અને તેવણુની સલાહ મુજબ સોમવારે ઑસ્પીટલમાં ગઇ. ત્રણુ દિવસ પછી તા૦ ૧ લી સપટેમ્બર ૧૯૨૧ ને દિને 'ઑપરેશન' કર્યું. 'ઑપરેશન' કર્યાં આગમજ ડૉ. માસીનાએ મને કહ્યું: "જોવો, જેવો તમારો 'મ્યુઝિક સ્ટુડયો' છે, તેવી અમારી આ 'ઑપરેશન' કરવાની જગ્યા છે." બેશક તે ઓરડો ઘણો સ્વચ્છ હતો. મેં ડૉકટર માસીનાને સમજાવ્યું: "હું કંઇ બિહતી નથી. આંખ ઉંઘાડી કે આ દુન્યામાં નહિં તો 'બૅટર લૅન્ડ'મા (વધારે સારી દુન્યામાં). ઓરડામાં અમો ત્રણુ જણાં હતાં. ડૉ. માસીના, ડૉ૦ કાલાપેસી અને હું. બીજા ચાર ડૉકટરો ને એક નર્સને બીજા ઓરડામાં તેવણે સાંતી દીધા! હું તો સમજી કે આ બે ડૉકટરોજ કરશે, પણ મારો શરમાળ સ્વભાવ પામી જઇને તેવણે આ પગલું ભર્યું તેનું તો મને ભાન પણ નહિં! "ચાલો હવે આ સોફા ઉપર અલેટાઇ જાવો," ડૉ. માસીનાએ કહ્યું, "ડૉ. કાલાપેસી તમોને 'કલૉરોફૉર્મ' આપશે," હું તુરત તાબે થઇ. થોડોવાર સૂધી હું તો બેસુદ્ધ નહિં થઇ, તે મને જરા અજબ લાગ્યું, ને મેં ડૉકટર સાહેબને પૂછયું: "હું હજુ બેસુદ્ધ કેમ નથી થતી?" ડૉકટર સાહેબે નરમાશથી કહ્યું, "તમે મૂંગા રેહવો, હું થોડું થોડું આપુંછ." હું બિહધી નહિં! તેનો આ પૂરાવો છે. મારૂં મન મજબૂત હતું તેની આ સાબેતી હતી! ટેબલ ઉપરજ ડૉકટર માસીના બોલ્યા: "ડાર્ઉટફુલ કૅનસર!" એ વાત એક બીજા ડૉકટરે મને પાછળથી કહી. ઑસ્પીટલમાં મેત્રન, નર્સ બધાં મારી ઉપર ખુશ હતાં; તેમાં પંજાબથી એક યુરોપ્યન મેત્રન આવ્યાં હતાં, તેવણુ મારાં આંગળાંઓનાં ખિલેલા સ્નાયુ જોઈ ખુશ થતાં તેવણુ બોલતાં: "She is a very good patient."

રાત્રે બાર વાગે એક નર્સ તપાસવા આવે તે પણ મને કંઇ સંભળાવી જાયઃ "Even in agony she is full of jokes." ડૉક્ટર લાલકાકા મારી આગળ બેસીને મને 'કૅનસર' વિષે સમજ આપે. "ભીખાઇજી, 'કનસર' ૧૩) જાતનાં આવે છે. તમારૂં ખરાબ જાતનું નહિં હતું. કોઇ વેળા માર પડે કે કંઇ ભોંકાઈ જાય, તેથી પણ થાય છે." મેં કહ્યું "ડૉક્ટર! આજ સૂધી કોઇ મારવા તો આવ્યું નથી!"

પણ મેં ડૉક્ટર માસીનાને કહ્યું કે "પીઆનોનું મોટું ઢાંકણુ ઉંઘાડતાં તેની અણી મારી છાતીમાં ભોંકાઇ ગઇ, પછી ગાંઠ થઇ આવી." તેવણે માન્ય રાખ્યું કે "બનવા જોગ છે." મને પછી લાગ્યું કે ચઢતો ચોર ડૉક્ટર સાહેબે પકડયો, તેમાં બચી ગઇ! કેટલાંકોએ બમ ઉડારી કે 'એ તો ઇસ્પીટાલમાં ધરમ ખાતે ગઇ!" કાંય? મારા વડવાઓ શાહુ સોદાગર, હું પોતે સ્વતંત્ર, તો પછી ધરમ ખાતે કાંય જાવું? જે ૨૦) દહાડા હું ઍાસ્પીટલમાં રહી, ત્યાં મારે ખરચે મેં મારે માટે જૂદો ઓરડો લીધો હતો, દિવસની નર્સ જૂદી, ને રાત્રે એક યુરોપ્યન નર્સ મારે ખરચે રાખી હતી. એ ૨૦) દહાડામાં હું રૂપિયા ૮૨૦) નું બીલ આપીને આવી હતી. ધર્મની પેટીમાં રૂ. ૫૦) નાંખ્યા હતા, કૉનસર્ટ વેળા રૂ. ૧૦૦) આપ્યા હતા. તે પછી ઘરમાં ત્રણ ડૉક્ટરો જોવા આવ્યા તેઓની ફી આપી હતી. પેલાં અદેખાં નિંદાખોરોને જુઠાં પાડવા આ લખું છું!

આ માંદગીમાંથી ફારેગ થતાં મને એક હઝાર રૂપિયાનો ખરચ થયો, અને તે પણ એક શિષ્યને શિખવતાંજ ખમવું પડયું! મારો હાથ છૂટો થવાથી હું પાછું મારૂં ગુજરાન કરવાને શક્તિવાન થઇ શકી. સારી થયા પછી પણ દુશ્મનો

અને અદેખાઈના અવતારોએ જુઠ્ઠી વાતો ફેલાવીઃ— "એવણ તો અશકત થઇ ગીયાં—એવણ કંઇ હવે શીખવતાં નથી, એવણ કંઇ વજારતાં નથી; હવે તો બંધ કીધું, ઈત્યાદી, ઈત્યાદી." બેશક હું છ માસ વગાડી નહિં શકી. કેટલાંક જુના શિષ્યો નગુણા થઇ મને છોડી ગયાં! ઘણાં નવાં શિષ્યો આ સાંભળી આવતાં અટકી પડયાં! જ્યારે મારે કાને ઘણી વેળા સાચ્ચી વાત આવી, ત્યારે 'ઑપરેશન' પછી ૧૩) મહિનામાં છોકરાંઓને શિખવીને ડૉ. માસીનાનીજ ઑસ્પીટલ વસ્તે એક કૉનસર્ટ કરી મેં પોતે ટાઉન હોલમાં વગાડયું. તે દિવસે મારા દિલમાં ૧૦૩° તાવ હતી! વગાડયું ત્યારેજ લોકોએ જાણયું કે હું શીખવું છું, ને વગાડી શકું છું—જો કે એવી નબળી તબિયતે હિમ્મતથી એકલે હાથે પાર ઉતારતાં, ને દુશ્મનોને હંફાવીને માહુત કરતાં મને ઘણી મેહેનત-જેહેમત ઉઠાવવી પડી, તોપણ કૉનસર્ટથી રૂ. ૫,૦૦૦) થયા, એટલે મારી જંજાળનો બદલો મળેલો સમજી ખુશ થઇ. તે પછી ૨૦) દિવસો સુધી તાવને લીધે બિછાણે પડી! મે ડૉ. માસીનાને વચન આપ્યું હતું કે જો તમો મારો હાથ છૂટો કરશો, હું વગાડી શકીશ, ને મારૂ ગુજરાન કરી શકીશ તો પેહેલ્લો કૉનસર્ટ તમારી ઑસ્પીટલ માટે કરીશ. મે મારો બોલ પાલયો. મેં એક ભલું શુભ કાર્ય કર્યું.

મારી જીંદગીમાં મેં ત્રણ જોડાં સાંધયા છે, અને એ ત્રણે શિષ્યોનાંજ ઘરનાં. શિખવતાં શિખવતાં આ શુભ કાર્ય મેં કર્યું છે.

આ ત્રણ જોડાં હૈયાત અને સુખી-સંતોષી છે. મારે મનથી આ પૂણ્યવંતું અને શુભ કાર્ય છે. બે જોડાં ઘણાં ગુણવંતાં પૂરવાર થયાં, જ્યારે એકજ જોડાંને માથે નગુણાપણાનો ચાંદલો

વળગેલો છે! જો કે તેઓ મને જોતાં કે ઓળખતાં હવે નથી; માય થયાં, મમઈ થયાં, બાવા થયા, મમાવા થયા; તોપણ તેઓ સંપીલાં ને સુખી છે, તે જોઈ હું ખુશ છું. ભલે મારી સાથે નહિં બોલે!

તે કિરતાર એ ત્રણે જોડાંને સુખ, સંતોષ, સંપ સાથે આબાદ અને લાંબા આયુષ્યનાં રાખે! આમીન!

આ ભલાઇ માટે મેં કંઈ પણ લીધું નથી! એક પૂણ્યવંતું ધાર્મિક કાર્ય સમજીને કીધું છે.

ઉપકારનો બદલો અપકારથી વાળવા, ને ભલાઇનો બદલો બુરાઇથી વાળવાની જેઓની સૂજત હોય, તેઓ માટે મારે જરા પણ દિલગીર થવાનું નથી!

અહિં કવિ દા. એ. તારાપોરવાલાની બે લીટી પ્રસંગોપાત લાગુ પડતી છે:—

"ભલાંની ભલાઇ, બુરાંની બુરાઇ,
ગુલાબ આપશે ખુશબો, કાંટાથી ઘેરાઇ."
(દીલજાન.)

મારો સ્વભાવ, અને મારી ખાસિયત પંદર વર્ષો સૂધી જાણ્યા—પારખ્યા—પિછાણ્યા પછી એક વેગા મીસીસ તીરીઝા સ્કીન્જીએ મને નિચલા શબ્દો સંભાળાવ્યા હતાઃ—

"A pearl thrown into the Community!"

**અર્થ:**—"કોમમાં એક મોતી ફેંકી દેવામાં આવ્યું છે?" મેં તે વેળાએ હસી કાઢયું—મેં માન્યું નહિ! મેં ધાર્યું કે

આ અતિશયોક્તિ છે! પણ હવે મને લાગે છે કે આ ફિતુરી ખલક ધતુર–ફિતુર, ઢોંગ–સોંગ ને ફિસાદ-પાખંડથી ભરપૂર છે!

મારા જેવી એક નિર્દોષ, નિરાધાર નારને આ અવનિમાં ઉતારવા ઈશ્વરે આ સૃષ્ટિનાં સંકટો સોસવાને મારાંમાં કેટલી સહનશક્તિ છે, તેની પરિક્ષા કરવા આ ધરતી ઉપર મને ધકેલી દીધી છે! હા! પરમેશ્વરની એ ગિકટ પરિક્ષામાંથી માન (Honours) સાથે હું પસાર થઇ છું! જો હું એક મરદ હોત તો આ પરિક્ષા આપવાની, યા આ તરકતી જગતની જુઠ્ઠી જીભલીની મેં દરકાર કરી નહિં હોત! એક માટીડા પાછળ લોકો ગમે તેવાં તરકત કરે, તોહમત મૂકે, જુઠ્ઠું બોલે, પણ તે કયાં સહેજ પણ દરકાર કરે છે? તે તો તેઓને કૂતરાનો અવતાર આપે છે, ને પીઠ ફેરવીને ચાલી જાયછે! પણ—પણ મારો બચાવ કરનાર મારી બાજુએ કોઇ નહિં હોવાથી, અને હું એક સ્રી હોવાથી

**મે પોતેજ મારો બચાવ કર્યો છે.**

એ મારી જીંદગીની સાંજે મારે મનથી એક મોટો સંતોષ છે—પછી તમે માનો કે નાં માનો.

મારો ગંભીર અને ટેકવાળો દેખાવ, ને ચેહરો જોઇ ઘણાં પૂરૂષો મને ધરખમ સમજતા હતા, અને કોઇએ પણ (મારી આંખ્યો જોઇ) મારી નજીક આવવાની હિંમત આજ સૂધી કીધી નથી!

એક વેળાં મારાં શિષ્યોની પરિક્ષા ટાઉન હૉલમાં હતી. હું તેઓ સાથે હસી-બોલીને વાત કરતી હતી, તેટલાં ત્રીનીટી કૉલેજના એક પરિક્ષક આવી લાગ્યા, તેમને જોઇને છોકરાંઓ

બીજા ઓરડામાં ચાલી ગયાં. હું તે ઓરડામાંજ થોભી. અને પરિક્ષક સાથે વાતચીત કરતાં તેવણે એકાએક પૂછયું:—"તમે શિક્ષક છો?" મેં પૂછયું કે 'તમે કેમ જાણ્યું?"

"તમે શિક્ષક જેવાંજ દેખાવો છો!" તેવણે જવાબ આપ્યો ને હસી પડયા.

આજની છોકરીઓનાં દેખાવ, ઢબ-છબ, અદબ-અદા તમે જોવો છો? કેવાં બધાં છલકાઇ-મલકાઇ, વેરાઇ-વિખરાઇને કકડા-બુકલા થઇ જાય છે!!

હું મારા પિત્રાઇ-ભાઇ સાથે ઘણી વેળા બાહેરગામ એકલી જતી, ફરતી. વાદવિવાદ અમે ઘણી વેળા એકલાં કરતાં. તેવણુનો પણુ મારા સદ્‌ગુણુ માટે શ્રેષ્ટ મત હતો, ને મને વ્હાલથી વખાણુતા હતા. જો કે અમે ચાર-પાંચ વર્ષ મળતાં, તો પણુ તેવણુ મને એકસરખીજ સદ્‌ગુણી અને નીતિવાન વર્ષો સૂધી જોઇ કોઇ વેળા અજાયબી દેખાડતા! અને તકરાર દરમ્યાન કેહતા, "એ બધું તુંને કોણે શીખવ્યું!"

"મારાં માયે!" હું હિંમ્મતથી જવાબ આપતી. મારા પિત્રાઇ ભાઇ ઘણી વેળા વાતચીત કે કાગળ-પત્રોમાં હેત-પ્રિતથી "તું-તાં"-થી વાત કરતા, અને લખતા હતા; કારણુ અમો વચ્ચે વર્ષો સૂધી ભાઇ-બ્હેન જેવો સારો એખલાસ હતો.

મારા સંગીતના પ્રોફેસર પણુ ઘણી વેળા સ્વમાનની તકરાર નિકળતાં બોલતાઃ

"Oh! You are a mountain!" અર્થ: "ઓ! તમે તો સ્વમાનનો મોટો પર્વત છેવ!" તેવણે મને ૨૨ વર્ષોમાં કોઇબી દિવસ માથાં ઉપરની સારીની સોડ વગર જોઈ નથી! માન આપવાની અને સ્વમાન સાચવવાની મારી ઉમદા કળા તેવણ સમજી ગયા હતા!

એક વેળા એક પારસી ગ્રહુસ્થ મારે ત્યાં એક પારસી ('બૉકસર') મુક્કાબાજને લઇ આવી કોઇને 'બૉકસીંગ' શિખવવાની ભલામણ કરવા લાગ્યા. હું તુરતજ બોલી ઉઠી: "મને શિખવો! મારાં પીરોજબાઇ અને હું એકલાં છિયે, તેથી મારે 'બૉકસીંગ' શિખવું છ." તે ગ્રહુસ્થ તુરતજ ઊભા થઇને દૂરથી મારી આંખ્યો તરફ પોતાનાં બે આગળાં દેખાડી પોકારી ઉઠયા: "ભીખઇજી! આએ તમારી બે આંખ્યો એવી છે કે કોઇ તમારી નજીક આવેજ નહી!" મેં હસીને કહ્યું: "હા ભાઇ, હા, કંઇ કહેવાય નહિં! દુન્યામાં બધા બનાવો બનેછ, જો કે અમો બંન્ને ઘણી સંભાળથી રહયે છિયે!"

વાંચો! ભાઇ પીરોઝ રતનાગરનો કાગળ, જે આ પુસ્તકમાં બીજી બાજુ છપાયો છે, તે!

હું ઘણાં જાત-પરજાતનાં પૂરૂષોનાં સમાગમમાં મારા ધંધા-હુન્નરને લીધે આવી છું, ઘણા સગાઓ-સ્નેહીઓને મળી છું, પણ તે સઘળાઓએ મારી તરફ માન અને ધાસ્તી (awe)થી જોયું છે.

આજ સૂધી કોઇબી પુરૂષે કંઈપણ મારે માટે ખોટો ખ્યાલ કરવાની હિમ્મત કીધી નથી! મારી આંખ્યો ને ગંભીર ચેહેરોજ જોઇને તેઓ ડરી જતા!

મારી સાડત્રીસ ને બેંતાલીસ વર્ષની વય સૂધી મારૂ અમીરી-ખમીર, ખાનદાની ખાસિયત-ખવાસ, મારો શાંત સ્વભાવ, અને સદાચરણ જોનાર, જાણનાર, પિછાણનાર-પારખનાર, અને વ્હાલથી વખાણનાર મારાં માતાજી, મારા ભાઇ શોરાબ, અને મારા પિતાઇ-ભાઇ હતા. તેઓ મારી અણુહઠ સહનશીળતા, તેમજ સંતોષ, સબૂરી જોઇ મનમાં ખુશ થતા.

વારસા-ફાલા-આઇતી દોલત પોતાની પાછળ કંગાળ કંકાશ-નાશ, અને માંદગી-મોત લાવે છે! ઘણાં થોડાંઓ સુખથી આઇતો વારસો-ફાલો ખાઇ શકે છે! તેનાં કરતાં તો વિદ્યાનો વારસો અખૂટ ખજાનો છે, કે જે કોઇ ચોરી-લૂટી લે નહિં!

આ પ્રકરણમાં મેં જે મારે માટે લખવાની હિંમ્મત કરી છે, તે કંઇ મારી વાખવાખી કે વડાઇ કે તારીફ માટે નથી; પણ દુશ્મનોને જુઠ્ઠાં પાડવા, ખરાબ ખવાસના ખવીસોને ખોટાં પાડવા, અને નજીસ નિંદાખોરોને માહત કરવા લખ્યું છે!

સાચ્ચી વાતો માનતાં શરમ શેણી હોય ?
જેવું કીધું-થયું હોય, તેવું જગત જોય !

૬૯ વર્ષની કુંવારી સ્થિતિમાં હું એવી સરસ રીતે આબરૂ-ઈજતે માન-સ્વમાનથી રહી છું, કે બીજાં સદ્‌ગુણી બાનુંઓ અને ડાહ્ના-સમજુ પૂરૂષો પોતાનાં કુટુંબની દિકરીઓને મારે પગલે ચાલવાનો દાખલો દેખાડે છે! એક સ્રી-શિક્ષકેજ નહિ, પણ કોઈબી બાનુંએ એક બાનું (Lady) નાં દરજાને જેબ આપે તેવી રીતે રહેવું-વસવું-વર્ત્તવું જોઈએ. આપણા દુખને દાબી દેવું જોઇએ, સંતાપને સાંતી દેવો જોઇએ.

૫૦) વર્ષો સૂધી સબરી રાખી મૂંગે મોંહડે જે સંકટો અને મૂંગી આફતો ગમને ગળી જઇ મેં સહન કરી છે, તે જોનાર ને જાણનાર જગદીશ્વર શિવાય બીજું કોઇ નથી! ઘણી વેળા મારાં માતાજી અને ભાઇ સોહરાબ પણ જાણતા નહિં હતા; કારણ જીગરમાં ૫૦) વર્ષો સૂધી ઘર કરી બેઠેલો ગમ હું મારા અંતઃકરણમાંજ ડાટી-સાંતી રાખી ગળી જતી, ડચકાંઓને દબાવી દેતી, ને આંસુંઓને જબરીથી અટકાવી રાખતી! કોઇ મને 'ધીરજનો અવતાર' કહે તો હું ધારૂં છું કે એના કરતાં વધૂ સારો એલકાબ મારે માટે બીજો કોઇ નથી. મારા ધંધા-ઉધોગ-હુન્નરમાં શિખતી વેળા કે શિખવતી વખતે, મુલાકાત આપતી કે લેતી વખતે, જાહેર મેળાવડાઓ કે લગ્ન-નવજોતમાં, વાતચીત કે હસ્તી-બોલતી વખતે મારૂં દુઃખ ભૂલી જતી, જો કે જીગરમાં હોલી સળગેલીજ હોય; પણ મોંહડાં ઉપર દીવાળી દીપાવળી દેખાતી! તેથીજ બીજાંઓ મને ઘણી સુખી સમજતાં. તેથીજ મારાં શિક્ષકોને તેમજ મારાં શિષ્યોને પણ મારાં સંકટનો સેહુજ પણ ખ્યાલ ન હતો. છાતીમાં છૂપાયલા આવા સંતાપ સાથે સંગીતનાં ખુદાઇ હુન્નરે મને ટેકાવી રાખી હતી! મ્યુઝિકથી નહિં જણાય તેમ જીવ તેટલો વખત આનંદમાં રેહતો, ને સઘળાંઓને મારી વય કરતાં દસ-બાર વર્ષ હું જુવાન દેખાતી! મારી જીંદગીનાં પેહેલ્લાં ૧૬) વર્ષો ઘણાંજ સુખદાયક પસાર થયાં હતાં; દુઃખ, જંજાળ, આફત, સંકટથી નિરાળાં હતાં. કેવાં સુખી વર્ષો!

છેલ્લાં ૫૦) વર્ષોમાં મારી ઉપર ત્રણ આફતો વરસીઃ પ્રથમ વ્હાલાં માતુશ્રીનો (મોતથી) વિયોગ! બીજી વેળા વ્હાલા ભાઇ શોરાબનાં મોતનો કહેર! ત્રીજી અસહ્ય મૂંગી આફત મારા પિત્રાઇ-ભાઇનો અચાનક સ્વર્ગવાસ!

આ અસહ્ય સંકટો મેં સબૂરીથી મન ઉપર કાબૂ રાખી સહન કીધાં; તોપણ વૃધ વયે-૬૮ મે વર્ષે-આ છેલ્લી આફત હું ખમી શકી નહિં! મારી હીમાલ્યન કોશીશ છતાં હું હિમ્મત હારી ગઇ! તે કિરતાર આ મારાં ત્રણ વ્હાલાંઓ સાથે મને જલદીજ સ્વર્ગમાં મિળાપ કરાવે!

   

## મારી હિમ્મત અને ધીરજ.



મ્યુઝિક શિખવામાં, શિખવવામાં, મારા ધંધા-હુન્નરમાં, પરિક્ષાઓ અપાવવામાં ને કૉનસર્ટ્સ કરવામાં, તેમજ સગાં-સ્નેહીઓનાં ગેરઈનસાફ અને દુશ્મનોનાં તરકત-તોહમત મૂંગે મોંહડે સબરીથી સહન કરવામાં, ૫૦) વર્ષો સૂધી જખમી જીગરને શાંત કરી ગુપચુપ ગમ ગળી જવામાં મેં એક પેહલવાનનાં જેવી હિમ્મતથી અને સહનશીળતાથી (એક મરદ કરતાં પણ વધૂ) ખમવામાં ડહાપણ દેખાડયું છે!

આ સઘળા સંતાપ, દુઃખ અને તરકતી તોપનાં મોંહડાં સામે હિકમત અને હિમ્મતથી મને ઊભી રાખનાર મારૂં મ્યુઝિક હતું, એટલુંજ નહિં, પણ મારી બાજુએ મારો ખુદા સદા ઊભો રેહતો હતો!

કેટલીક બાબતોમાં ૫૦) વર્ષોમાં મેં એવી હિંમ્મત અને સબૂરી દેખાડી છે કે કોઇ ભલો માટીડો પણ હારી ખાય!

મને તો લાગેછે કે કંઇ તે કિરતાર તરફની ગેબી બસારતે કે ગેબી અવાજે અંતરાત્મામાં પ્રવેશ કર્યો હોય! ઘણી વેળા ઘણી મુસિબતમાંથી તે મીનોતુમે મને બચાવી લીધી હતી, તે મેં ઘણે વર્ષે પાછળથી જાણ્યું! મઝદાંનાં માર્મિક હાથે મને ઘણી વેળા રક્ષણ આપ્યું છે!

મારી મુસિબતનાં ઘણાં નહિં, બે–ચાર જાણુવાજોગ જાહેર દાખલાઓ ટપકાવું છું.

એક વખતે ટાઉન હૉલમાં જે દિને કૉનસર્ટ નકકી કીધો હતો, તેજ દિને માહત્મા ગાંધી કંઇ ભાષણ આપવાના હતા. કંઇ હુલ્લડ થવાની વકકી હતી! પોલીસ કમીશનરે ચોકકસ રસ્તાઓ બંધ કર્યા હતા. ઘણા જાણીતા હિમ્મતવાન ગ્રહસ્થોએ કૉનસર્ટ મુલતવી રાખવા આગ્રહ કર્યો, ને મને ગભરાવી–દબહાવી! તોપણ મેં હિમ્મત રાખી ટાઉન હૉલમાં જવાનો ઠરાવ કર્યો! કારણ મેં પૂષ્કળ મેહેનત કીધી હતી. ઘણાંઓએ ધાર્યું કે લોકો આવશેજ નહિં, પણ અર્ધા કલાકમાં ટાઉન હૉલ ભરાઇ ગયો! તેજ દિને સહવારે જે ગ્રહસ્થ પ્રમુખ થવાના હતા, તેવણે પણ કાગળ લખ્યો કે "મારી ગાડી હુલ્લડ-ખોરો રસ્તા ઉપરથી પસાર થવા નહિં દેશે તો હું નહિં આવીશ." તેવણુબી ટાઉન હૉલમાં આવી પ્હોંચ્યા, અને કંઇ પણ ધાસ્તી યા મુશ્કેલી વિના કૉનસર્ટ આસાનીથી પાર ઉતર્યો! મારી બાજુએ મારો ખુદા હતો, ને અહુરમઝદે મને હિંમ્મત આપી હતી! પોલીસ અમલદારો માટે તે એક મોટો ચિંતાતૂર દિવસ હતો. મીસીસ ગુલબાઈ. દી. વકીલ બોલ્યાં:—"બીખાઇજી આવાં ઠાવકાં, ઠરેલ ને સમજુ થઇને એમ કેમ હિંમ્મત કીધી?"

બીજો દાખલો: આ ઘરમાં હું પચ્ચીસ વર્ષો થયાં છું, પણ ૧૯૧૪ માં મને એક વખત ઘર ખાલી કરવાની 'નોટીસ' મળી! મેં આ ઘરથી થોડે દૂર મારાં એક શિષ્યનાં પિતાજીની માલેકીનું ઘર ભાડે લીધું. તે ઘરના ભાડુતો ગભરાયાં કે આખો દહાડો પીઆનો વગાડી ભીખાઇજી અમારૂં માથું-ભેજું ખાઇ જશે—૨૫) વર્ષો થયાં આ મારા 'સ્ટુડયો' માટે કોઈબી ભાડુતે એ વાંધો ઉઠાવ્યો નથીજ! ખરી રીતે કોઇએ પેલાંઓને જબરાં ભમાવ્યાં હતાં. રાત્રે આંઠ વાગેબી તેલીફોન આવે "તમે તે ઘરમાં નાં જતાં 'હૉનતેડ હાઉસ' છે! ત્યાં ભૂત છે, રાતે દસ વાગે બારણાની 'સ્ટોપર' પરી જાયછ, ને પલંગનાં પૈયા ઉંચકાયછ"! પાછળથી માલૂમ પડયું કે આ તમામ જુઠું હતું! ઘરવાળાને બોલાવી મંગાવ્યા, પણ તેવણ ગંભીરાઇથી બોલી મને સમજાવવા લાગ્યા: "ભીખાઇજી! તમે ભણેલાં થઇને ભૂત-ડાકણનું કેમ માનોછ! આ આખી લાઇનમાં જાહેર થઇ ગીયું કે ભીખાઇજી પાલમકોટ મારા ઘેરમાં રહેવા આવનાર છે, ને તમો જો નહીં આવશો તો મારૂં ઘેર અણીયાલું થશે. જાવો, ભાડું નાં આપતાં, પણ તમે આવીને રેહુવો-જોવો તો ખરાં! તમે બૈરાંઓનું નાં માનો —" હું હિંમત કરીને ગઇ તો ખરી, ને છોકરાંઓ પણ તેજ દિને શિખવા ત્યાં આવ્યાં. છોકરાંઓ સુંદર સારીઓ પહેરીને આવે ને વગાડે, એટલે પાસેની સ્કુલનાં છોકરાઓ સીડી ચઢીને જાલી પકડીને જોવા ઊભા રહે કે આજે અહિં કંઇ લગ્ન--નવજોત છે! કોઇએ બીજેજ દિને બૂમ ઉડારી કે સામે મેદાનમાં લશ્કરી છાવણી આવીને પડવાની છે! એટલે મને છોકરીઓની સંભાળ રાખવાની ચિંતા મનમાં ઊભી થઇ! પછી રાત્રે પેલી બારણાની 'સ્ટોપર' બરાબર દસ વાગે પડી ગઇ! પેલા ભૂતની વાત જાણે ખરી

પડી! પણ પાછળથી જણાયું કે બારણાની 'સ્ટોપર' એટલી ઢીલી થઇ ગયલી કે માળ ઉપર કોઇ ચાલે તો તૂટી પડે!

ત્રીજે દહાડે પંદર છોકરાંઓ આવ્યાં, તે બધાં શિખવા આવવા નાં કહે—"ભીખાઇજી ચાલો, પાછાં આપરાં ઘેરમાં; હજી પહેલી તારીખ થઇ નથી, ને નવા ઘેરવાળાએ તો તમોને કહેલુંજ છે કે રેહજો. હજી તો તમારૂંજ તારૂં ઘેરને મારેલું છે——" એ ત્રણ દિવસો અમે ત્યાં રાત્રે નિરાંતે ઊંઘાયાં નહિં. ઘરમાં કંઇ મરણ થયું હોય ને દિલગીરી લાગે તેવી શોકાતૂર ત્રણ રાત્રી પસાર કીધી! બિચારા ઘેરવાળાને પાછા પકડાવી મંગાવ્યા: "છોકરાંઓ આવવા નાં કહેછ, તે હું શું કરૂં? તમે મને રજા આપો કે મારે ગમે ત્યારે હું મારા જુના ઘરમાં પાછી જાવું." તેવણ લગાર ઉસ્કેરાઇને બોલ્યા: "પણ તમે એક મહીનો તો રેહવો! આ કેવું મને ખરાબ લાગશે? પછી હું તમોને પહેલે માલે સગવડ કરી આપશ. જો તમો જશો તો એ માસનું ભાડું લેવશ?" હું કબૂલ થઇ. તેવણ સીડી ઉપરથી ઉતર્યા કે તુરતજ મેસર્સ રેઝ કું. ના ઘાટીઓને બોલાવી ચાર દિવસમાંજ મેં તે ઘર પાછું ખાલી કીધું! એ ચાર દિવસમાં મને એકસો રૂપિયા (એક માસનાં ભાડાં સાથે) નાં ખરચમાં ઉતરવું પડયું! હું ખરૂં કહું છું કે મારી જગ્યાએ કોઇ મરદ હોત તો તેણે પણ ચાર દિવસમાં ઘર ખાલી કરવાની હિમ્મત કરી નહિં હોત! આ મને મારાં ધંધાને લીધે કરવું પડયું. તે વેળાબી મારી બાજુએ કોઈ નહિં હતું; ફકત મારો ખુદા! અને તેની બક્ષેસ: હિંમ્મત ને ધીરજ! જે દિને જુના ઘરમાં પાછી આવી તેજ દિને સાંજે પંદર છોકરાંઓને મારા પ્રોફેસરે પરિક્ષા લેવા પંદર દહાડા આગમજથી પોતાને બંગલે બોલાવ્યાં હતાં; (કારણ તેવણનો પગ ભાંગી ગયો હતો, તેથી

મારા 'સ્ટુડયો'માં આવવા અશક્ત હતા.) તે બધાં (પંદર છોકરાંઓ)ને લઇને તેજ સાંજે ગઇ, ને જ્યારે તેવણે જાણ્યું કે મેં ચાર દહાડામાં પાછું ઘર ખાલી કીધું, તે સાંભળી તેવણતો દિગમૂઢ થઇ ગયા! આવી હેજગારી ને આવી હિંમ્મત એક મરદ, કે એક મરદ–શિક્ષક પણ નહિં કરી શકે! મને તે દિને મનની અશાંતિ ઉપરાંત તનની થાક એટલી બધી લાગી હતી કે રાત્રે આરામ લેતી વખતે ખુદાને મેં સવાલ પૂછયો: મને ભુવાડવામાં તારી શું મતલબ છે? કોઇ જાણે મારા કાનમાં ધીમેથી બોલતું હોય તેમ એક ગેબી અવાજ સંભળાયો: ધીર ધર! ખમ! આટલાં વર્ષો કેમ ખમ્યું? બીજાં થોડાં વર્ષ વધૂ ખમ! તુંને ઇનસાફ મળશે!

મારી મનશાની પ્રમાણે હું તો મારા જુનાં ઘરમાં પાછી આવી; પણ જેઓએ નગુણાં થઇ મને હેરાન કરવા "નોટીસ" આપી હતી, તેઓને પોતાનું ઘર છોડીને જવાની જગદીશ્વરે ફરજ પાડી!

૧૯૧૦નાં માર્ચ માસમાં આ ઘરમાં આવીને રહી કે એપ્રિલ માસમાં (એકજ મહિનામાં) પોકારો પડયો: "ઘેર વેચવાનું છે!" તે પછી ત્રણ ઘરવાળા બદલાયા! અસલ પ્રથમ ભાડું જે રૂ. ૪૦) હતું, તે વધીને રૂ. ૬૦) થયું. બીજા ઘરવાળાએ રૂ. ૬૫) કીધું, ત્રીજા ઘરવાળાએ રૂ. ૮૫) કીધું, પણ પછી પાછું રૂ. ૬૫) કીધું! ૨૫) વર્ષો સૂધી આ ધડક–ધુજારા ચાલુ રહ્યા, ને ઘરઘર બારણા ઠોકીને વખત કવખત ધૃજાવે કે "ઘેર દેખાડો, લેવું છે." દલાલો પોતાની દલાલી ખાવા વર્ષો સૂધી બધાને મોકલ્યાજ જાય! આ લખું છું ત્યારે પણ એવીજ બેજારી હજી પણ ચાલુજ છે! નહિં શિખવવાનો કરાર, નહિ બપોરે આરામ

લેવાનો વખત, કોઇની મુલાકાત લેતાં હોઇએ, જમતાં હોઇએ, લખતાં-વાંચતાં વગાડતાં કે શિખવતાં હોઇએ, ત્યારે વખત-કવખતે પારસીઓ, હિંદુઓ, મુસલમાનો, હોરાજીઓ, પરજાતના બધા ઘરમાં ઘુસી જઈ ઘરનાં ચારે છેડા જોઈ જાય! ઉપરનો માળ ને નીચેનું ભોયતળિયું જ્યારે ખાલી પડે, ત્યારે એજ અવતાર! કુંચી આપો, ઘેર જોવું છે. આપણે શું જાણ્યે કે તેઓ કેવી ચાલચલણ કે આબરૂ-ઇજતનાં છે? તે દિવસે રાત્રે ઉંઘ નહિં આવે, ને વિચાર આવે કે કાંય નહિં એઓમાંનાં કોઇ બદમાસ માણસો હોય? તોપણ ખુદા ઉપર એકીન અને પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખ્યાથી મેં ભાઇ શોરાબના સ્વર્ગવાસ પછી જોયું કે જેઓએ મને વગર કારણે, વગર વાંકે, ભલાઇનો બદલો બુરાઇથી વાળીને હેરાન કીધી, તેઓને સર્વેશ્વરે એવી સજા કીધી છે કે હું પોતે પણ ઘણી વેળા ઘણી દિલગીર થઇ છું!

કોઇ વેળા મારાં છોકરાંઓ કહે: "ભીખાઇજી! અમે તમારી માફક કુંવારાં રહી ગુજરાન કરશું ને મજેહના સ્વતંત્ર રહીશું. કોઇનો કેવો પાજી સ્વભાવ, કે ખરાબ ખવાસ, કોઇ જરા જરામાં રૂસાઈ જાય તો તે કાંહ આપદા કાહર્યે? જીંદગી કંગાલ થઇ જાય! એવી તાબેદારી-ગુલામગીરી નહીં જોઇએ." તોપણ મેં તેઓને એ બાબતમાં ઉત્તેજન નથી આપ્યું. હું હંમેશાં શિખામણ આપું કે પરણી જાવો. મારી ઉપર શું મૂંગી આફત છે તે તમે શું જાણો? એક બૈરાંને પોતાનું ગુજરાન કરવું એ એક મોટી, મૂંગી આફત છે! ધંધો હોય કે હુન્નર હોય, પણ હાડકાં નહિં ચાલે ને નસીબ આગળ નહિં ચાલે તો તમો શું કરી શકો? 'ભૂંડો ભૈયો વેઠે તો ભાજી-પાલો હેખે!' 'નાંખ્યા ધર્મે ને ખાય કર્મે!' એ કેહવતો યાદ રાખો. તમારા નસીબમાં જો દુઃખ હોય તો કુંવારી સ્થિતિમાં

પણ તમો દુઃખ જોવો. સૃજતનું સૌ." આવી સારી શિખામણ આપું. કોઇના ધ્યાનમાં ઉતરે ને કોઇનાં ધ્યાનમાં નહિંજ ઉતરે! બધાં મારીજ માફક રહેવા માંગે, પણ મારા મનની વાત, ને મારાં દુઃખ ને સંતાપથી બિચારાં તમામે તમામ અજાણ્યાં! તેઓ સાથે સારી રીતે હસી–બોલી ને વાત કરૂં તેથી સમજે કે ભીખાઇજી ઘણાં સુખી છે!

એક બીજી મુસિબતઃ શાંતિઃથી જરા જંપીને બેઠી હોવું કે કોઇ અધિપતિ હાંફતા--હુંફતા મારી ૪૦) સીડી ચઢી દોડી આવેઃ "ભીખાઇજી, આ પેલા ચાનજીભાઇ ચકમો ફરિયાદી માંડવાની ભપકી દેખાડેછ. કહેછ કે એ તો અમારા કુટુંબ વાસ્તે, ને અમારેજ વાસ્તે લખ્યુંછ. શું કર્યે હવે?" અધિપતિની આપદા જોઇ મેં કહ્યું:—"એ પાપીઓને પૂછોની કે તમે એવાં કાળાં–કર્તુક ને કુકર્મી કાવતરાં કીધેલાં છે કે? તમે કોઇનો હક ડૂબાડી બીજાંને હક અપાવ્યોછ? તમોએ કોઇને ધીમું ઝેર આપી પૂરા કર્યાછ? તમોએ ખુનીઓની ઉપમાં મેળવી છે? જો તેમ હોય, ને ટોપી બેસતી આવતી હોય તો તમો પોતેજ તમારો ગુનાહ કબૂલ કરોછ! તમારે વાસ્તે એ ઘણું શરમ ને હિણપસ્તી ભર્યું નથી? તમે પોતેજ જગતમાં ઉંઘાડા પડશો! લોકો તમારીજ ઉપર લ્યાનત નાંખશે!"

અધિપતિ જરા અકળાવા લાગ્યા. મેં તેવણ આગળ એક ઇંગ્રેજી ચોપડી ઉંઘાડીને વાર્તા દેખાડી, ત્યારે તેવણ બિચારાની ચિંતા દૂર થઇ. તે વાર્તા તો એક ઇંગ્રેજી વાર્તા ઉપરથી મેં લખી હતી; પણ તે કેઠી ડાઘેલ દિલમાં દાખલ થઇ ગઇ! વળ્યું કંઇ નહિં! પેલા ફરીયાદી માંડનારાઓ ધતૂર–ફિતુર કરીને ઠંડાગાર થઇને પાછળે પગે નાઠા! મને મારા ધંધા ને

હુન્નર સાથે સાહિત્ય--સેવા બજાવવાનો વખત મળતોજ નહિં હતો; તોપણ અધિપતિઓનાં આગ્રહને શરણ થઇ રાત્રે આઠ વાગે લખવા બેસી શોખની સાહિત્ય–સેવા બજાવતી હતી. કવિ ખબરદાર તેમજ બીજા ઘણા સાક્ષરો પણ કાગળો લખી સાહિત્ય–સેવા કેમ છોડી દીધી, કેમ બંધ થઇ તે પૂછે. કવિ ખબરદાર ને ભાઇ એરચશાહ હીરજીબેહેદીનનાં કાગળો વાંચક–વર્ગને વિદિત કરશે. તે પછી ઘણાં વર્ષો સૂધી સાહિત્ય ઉપર વખત રોકવા કરતાં મારા ધંધા, ને મારા ખુદાઇ હુન્નરનેજ વળગી રહીને ખુદાઇ ખ્યાલો તરફ મારૂં મન રોકયું. મારાં લખાણ વાસ્તે અધિપતિઓ, લેખકો, સાક્ષરો ને વાંચક–વર્ગને કેટલી આતૂરતા હતી, તે ભાઇ એરચશાહ હીરજીબેહદીનનાં કાગળો વાંચ્યાથી વાંચક–વર્ગ વાકેફ થશે.

દરેક વર્તમાન–પત્ર અને દરેક ચોપાનિયાંમાં જે ચાલુ વાર્તાઓ આવે છે, તે ઘણાં પારસી કુટુંબોને લાગુ તો પડતી હોય છેજ, પણ તેઓ ધમકી–ભપકી આપી 'કોર્ટ'માં જવામાં (ગજ-વામાં ત્રણ દમરી લઇને) પોતાની દમરીની અક્કલનો ખુરદો કરી વર્ષ વેચતા નથી!

ત્યારે–ત્યારેજ મારી નજર સામે એક ઉજ્જડ વેરાન, ઠંડો બરફનો પર્વત દેખાયો કે જેની ઉપર નિરાશાનો એક મૂંગો નીસાસો નાંખી હું ચઢી, અને શોખની સાહિત્ય–સેવા પેલા બરફસ્થાનમાં થોડો વખત મેં કબરવાસ કીધી!

સઘળાં અજબ થયાં ને પૂછવા લાગ્યાં! "ભીખાઇજીની સાહિત્ય–સેવા કયાં ગુમ થઇ ગઇ? કોણે ગેબ કીધી? એવણ લખતાં કાંય નહિં?" થોડો વખત પછી એક ગેબી હાથે મને એસારો કરી બોલાવી: મારાં કાનમાં કંઇ ધીમેથી સંભળાયું:

"ચાલો, આવો!" આ બે શબ્દોએ મારા અંતઃકરણમાં રોશ-નીનાં કિરણો ફેંકયાં: "ચાલો, આવો પાછાં! સબુરી રાખો! ખમો! આટલાં વર્ષો કેમ ખમ્યું? ભર દરીયો તરી કિનારે આવીને ડુબી નાં જાવ! પેલા ઠંડા બરફના પર્વત ઉપર કબરવાસ થયલી તમારી સાહિત્ય–સેવાને ખણી કાઢો! લખો! કંઇ લખો! દુન્યાને દેખાડો કે વર્ષો સૂધી મૂંગે મોંહડે તમે કેમ ખમ્યું છે? ધન છે તમારી માયનાં દૂધને!—" તે અવાજ ધીમે ધીમે ગુમ થવા આગમજ એક ગેબી બસારત થઇ! મેં મારી સાચ્ચી, સ્વતંત્ર કલમ પાછી હાથમાં પકડી અને આ સાથે ચાર પુસ્તકો લખવાની મેં હિંમ્મત કીધી!

હા, મને વિશ્વાસ છે કે ઇશ્વર મને ઇનસાફ આપશે, તે મારો ભોમ્યો થશે, તે દુશ્મનોને જમીન–દોસ્ત કરશે, તે મને આશરો–આધાર આપશે, તે મને મદદ કરી બચાવશેજ!

અથ જમીઆદ ઇઅથા આફ્રીનાંમે!

   

# શિષ્યોને સૂચના.



મારે પ્રથમ શિષ્યોને એકજ સૂચના કરવી છે, જે સૂચના મને પણ મારા પ્રોફેસર તરફથી મળી હતી, અને તે "આંધળી તાબેદારી" છે. જો તમો જ્ઞાનનો ભંડાર મેળવવા ઇચ્છતાં હોવો, જો તમો ખરેખરો એક ખુદાઇ હુન્નર હાંસલ કરવાની હોંશ રાખતાં હોવો, અને તે જ્ઞાન મેળવી તેનો ફેલાવો કરવાની ધારણા

રાખતાં હોવો, અને તમારો જીવ-જાન આ હુન્નરને અપણ કરવાની ઈચ્છા રાખતાં હોવો તો શિક્ષકને કંઇ પણ નિરર્થક સવાલો પૂછવાનું માંડી વાળજો. એક ગુલામની માફક ગુલામગીરી કરજો, એક તાબેદાર નોકર માંફક તેની "આંધળી તાબેદારી" કરજો, માન આપજો ને તમારાં શિક્ષકોને ચાહતાં શિખજો. તોજ તમે સુખી! આ સઘળુ મેં કર્યું છે. તેમજ શિક્ષકો વિષે પણ બે બોલ બોલીશ. એક શિક્ષકનો ટેકવાળો દેખાવ દબદબાભર્યો ને દમામદાર હોય તો તેના ચહેરા ઉપરનાં ચિન્હો શિષ્યોનાં મન ઉપર માનનો છાપ બેસાડે. શિક્ષકે કોઇ પણ ભોગે પોતાનું સ્વમાન સાચવી રાખવું. બોલવું, ચાલવું, તે પણ ગંભીરાઇથી. એક વેળા મિસ શીરીનમાય. માણેકજી. ખરશેદજીએ મને ધમકાવી: "You walk like a dutchess, and you bow like a queen!" અર્થ: તમે એક ડચેસની માફક ચાલો છો, ને એક રાણીની માફક નમન કરો છો" મે જવાબ આપ્યો: "પણ મિસ માણેકજી મારી કુદરતીજ એ ઢબ છે, તે હું શું કરૂં? તમે નકામા ગુસ્સે થાવોછ.!"

તમારા ચહેરા ઉપર એક સંગીતકારનો છાપ હોવો જોઇએ! ને તે કુદરતીજ હોવો જોઇએ. મે મારી આખી જીંદગી શિક્ષકો અને શિષ્યો વચ્ચે પસાર કરી છે. જાત-જાતનાં શિક્ષકોનો મને અનુભવ મળ્યો છે, અને મારી આસપાસ પણ કેવાં શિક્ષિકાઓ અને શિક્ષકો છે, તેઓને હું બરાબર પિછાણું છું:

શિષ્યોને શિખામણ આપવાની મારી નેમ ફક્ત ભવિષ્યની ઓલાદની છોકરીઓ માટે છે. જો તેઓ ફક્ત પરણવાની નેમથીજ ઉપર-ટપકેનું શિખીને મ્યુઝિકનો આ ઉમદા "આર્ટ" છોડી દેવા માંગતાં હોય તો તેઓને અને તેઓનાં મા-બાપોને મારી

સલાહ છે, કે વખત, પૈસા, અને મહેનત ધૂળમાં નાંખવાને બદલે, અને શિક્ષકોની જુવાન જીંદગી ઘસી–પીસી–કચડી–તોડી નાંખવાને બદલે બીજો કોઇ હુન્નર હાંસલ કરવો. તમે જે ફ્રી શિક્ષકોને આપો છો, તે કરતાં દસ ગણી વધૂ પ્રમાણિક શિક્ષકોની જુવાન જીંદગી નબળી થઇને કરમાઇ જાય છે! મ્યુઝિક શિક્ષકોની ખંતીલી જેહેમત પાણીમાં જાય છે! શીક્ષકો તરફ દયા દેખાડો!

જો મ્યુઝિક એક "આર્ટ" તરિકે યા શોખથી શિખવું હોય, તો તમારી તે તરફ કુદરતી વળણ હોવી જોઇએ. તમારાં જીગરમાં સંગીતની ચીંગારી હોય કે જે પાછળથી ભડકો લે, તોજ એ મુશ્કેલ હુન્નર હાથ ધરજો. જો હાથ ધર્યો તો તે પાર પાડવા દરેક મુશ્કેલીને મારી હઠાડી તમારા તેમજ બીજાંઓનાં જીવને આનંદ આપજો. તેથી તમે ઘડપણમાં પણ દસ વર્ષો ઓછાં (જુવાન) દેખાશો. એ એક એવો હુન્નર છે કે જેમાં જેટલો વખત મન રોકાયલું રહે તેટલો વખત તમે તમારૂં પોતાનું દુઃખ ભૂલી જશો, સંતાપ સાંતી દેશો, ગમ ગળી જશો, લોકોની નિંદાને નષ્ટ કરી શકશો, દગલબાજ દોસ્તોને ભૂલી જશો, નિમકહરામ સગાંઓને યાદ નહિં કરશો, દુશ્મનોને માહત કરશો, અદેખાઇના અવતારોનાં અંતઃકરણમાં હોળી સળગાવશો, દિલોજાન દોસ્તોના ચહેરા ઉપર દીવાળી જેવી રોશની ફેંકશો.

મ્યુઝિક શિક્ષકની ચુંટણી અક્કલવાન, સમજદાર અને મોટાં માણસોની સલાહ–સૂચનાથી કરજો. નિશાળે શિખતી અક્કલહિણ છોકરીઓ જો તમોને ભમાવીને તમારૂં ભેજું ફેરવે તો ડાહ્યાં મા–બાપની પસંદગીને શરણ થજો. મ્યુઝિક શિક્ષકની

"ડીગ્રી" કરતાં **શીખવવાની રીત,** શાંત સ્વભાવ, **લાંબો અનુભવ, સહનશીલતા** ઉપર વિશેષ ધ્યાન આપજો. જો તમો વાયોલીન શિખવા માંગો તો એક "વાયોલીનીસ્ટ"નાજ હાથ હેઠળ તાલીમ લેજો, કે જે વાયોલીન વગાડી શકે. જો પીઆનો શિખવા ઇચ્છો તો એક **પીઆનીસ્ટનેજ** શોધી કાઢજો કે જે તમોને દરેક ચોપડી વગાડી દેખાડે, જો ગાયન શિખવા મન થાય ને તમારો જો કુદરતી હલક હોય તો એક "**સીંગર**" પાસે જજો, કે જે પોતે ગાઇ બતાવે. તમોને જો માલૂમ પડે કે એક મ્યુઝિક શિક્ષક ચાર-પાંચ વાજીંત્ર વગાડી શકે છે, તો તમે જાણજો કે "જૅક ઑફ ઑલ ઍન્ડ માસ્તર ઑફ નન" ત્યાંથી દૂર રહેજો; કારણ એ "આર્ટ" એવો છે કે આપણી ટૂંકી જીંદગી માટે એકજ વાજીંત્ર પકકું થયું હોય તોજ એક શિક્ષક આસાનીથી, ખંતથી ને ધીરજથી શિખવી શકે.

એક વાયોલીનીસ્ટ જો પીઆનો શિખવવાની શેખી કરે તો માનજો કે તેનું પીઆનોને લગતું જ્ઞાન ધમ-ધોલ ને માંહે પોલ છે!

એક પીઆનીસ્ટ જો વાયોલીન શિખવવાની પતરાજી કરે તો માનજો કે બંન્ને વાજીંત્રમાં તેનુ જ્ઞાન ઓછું ને આછું છે.

એક શિક્ષક જો પોતે ગાઇ નહિં શકે ને ગાયન શિખવવાનુ ડોળ દેખાડે તો સમજજો કે તેમાં મોટો દગો છે!

તમારે જો ખુદાઇ હુન્નરનાં ઊણ્ડાણમાં ઉતરવું હોય તો તમારાં મ્યુઝિક શિક્ષકની તાબેદારી કરવાની, માન આપવાની, વિશ્વાસ રાખવાની, ધીરજ રાખવાની કાળજી કરજો. જો તમો શિક્ષકની સાંમે થાવો કે કુરતાજી ને લાહેરી કરો તો જાણજો

કે એ હુન્નરમાં તમે કદી પણ આગળ વધશો નહિં. મ્યુઝિક શિક્ષકનાં કાર્ય-ક્રમ પ્રમાણે ચાલવાને તમે ફરજથી બંધાયલાં છો, એ ખ્યાલ હંમેશા તમારી નજર આગળ ધરજો, તોજ તમે સુખી, નહિં તો દુઃખી ને મેહેનત, પૈસા, બધું બરબાદ! જો એક શિક્ષક ઉપર તમોને વિશ્વાસ નહિં હોય તો શિખવાનું બંધ કરજો.

શિક્ષકો મા-બાપ આગળ રાવ કરવા ફરજથી બંધાંયલાં છે, તે વખતે રડવા નાં બેસતાં, પણ હિમ્મતથી કહેજો કે 'હવે હું બનતી કોશેષે સારૂં કરીશ.'

મેહેનત કરીને શિક્ષકનું હેત જીતી લેજો. તોજ તે ઉલટથી, ઉમંગથી તમોને આગળ વધારશે. શિક્ષકને માનથી ચાહતાં શિખજો, ગુલામગીરી જેવી તાબેદારી કરશો તો પાર પડશો. નાફરમાન થયાં તો તમે ખોલ્યું, એમ મનમાં સમજજો.

શિક્ષકને નોકર તરિકે તમે ગણશો નહિં. જો સ્ત્રી હોય તો એક **માવતર** તરિકે ને પૂરૂષ હોય તો તમારા **બાપ-ભાઈ** તરિકે ગણજો ને માન આપજો. તેની સાથે અદબ-અદાથી માંથે સારીની સોડ રાખીને મલાહજાથી મર્યાદા રાખીને વર્તજો. ફી આપતી વખતે "તમારો પગાર" એવા હલકા શબ્દો વાપરી એક મ્યુઝિશ્યનની પંક્તિને નોકરની પંક્તિ ઉપર ઉતારી પાડશો નહિંજ; કારણ શિક્ષકનો દરજ્જો ને જ્ઞાન તમારા ઘરનાં અભણ બેઅદબ નોકરો કરતાં હજાર દરજ્જે વધૂ ચઢતો હોય છે!

શિખતી વખતે તમારો જીવ-જાન તમારા અભ્યાસમાંજ રોકી બારિકીથી ધ્યાન આપશો, અને બને એટલું અર્ધું તમો પોતેજ ફાંફાં મારી, ભેજું ચલાવી, "ડીક્ષનરીઓ" અને "થીયરી"

ની ચોપડીઓનો આશરો લઇ તમારી મેલેજ શોધી કાઢશો તો તમારી અર્ધી જંજાળ ઓછી થઇ જશે, ને તે તમે જીંદગી સૂધી યાદ રાખી શકશો. બધૂંજ તમે શિક્ષક તરફથી આશા રાખશો તો હુશિયાર નહિં થશો, સદા પરતંત્ર રહેશો ને જીંદગી સૂધી માસ્તર જોઇશે! સ્વતંત્ર રહેવાની ઇચ્છા રાખજો કે કોઇ વખતે તમોને શિખવવું પડે તો તમે તમારા પગ ઉપર હિમ્મતથી વાઘ-વરૂંઓ સાંમે ઉભાં રહી શકશો!

તમારી મરજીનું જમજો, પોષાક પેહરજો પણ તમારી મરજીએ શિખવાની શેખીને પાણીચું આપજો. એક પ્રમાણિક શિક્ષક તમારી એ પતરાજી ને કુરતાજીને પગ-તળે કચડી નાંખશે.

એક શિક્ષક તમારા ફાયદાને માટે બે બોલ બોલે કે ધમકાવે તો સાંમો જવાબ નાં આપતાં ને ઘેર જઇ રડતાં નાં, તેમાં ગેરફાયદો ને ગેરલાભ તમોને પોતાનેજ થશે. બધું ગળી જજો, ને "હાજી! હા!" કહેજો. તેમાંજ શોભા, લાભ, ને ફાયદો. કોઇ પાજી સ્વભાવનો શિક્ષક હોય તો બનતાં સૂધી તેને રાજી રાખવાજ તમે ઘણી મેહેનત-જેહેમત ઉઠાવી તમારૂં લેસન પકકુ કરીને જજો. સઘળા શિક્ષકોમાં કંઇ ધીરજ, ખંત, કાળજી, કે શિષ્યોને આગળ વધારવાની ઉલટ-ઉમંગ હોય નહિં! ઘણે મોટે ભાગે "આર્ટ" કરતાં પૈસાનો સવાલ પહેલ્લો હોય છે, તે ઘણી વેળા જોવો પડે છે!

શિક્ષકોને ભેટ-સોગાદ આપી તેઓને લાલચુ બનાવશો નહિ. તમારી પાસે શિક્ષકો જો ઉછીનાં પૈસા માંગે તો પ્રથમથીજ નાં કહી, ત્યાંથી ખસી જજો, શિખવાનું બંધ કરજો; કારણ પૈસોજ કંકાસ કરાવે છે! તમે સમજજો ને માનજો એક શિક્ષકે શિષ્યો

પાસે પૈસા ઊછીનાં માંગીને ખરી રીતે પોતાનાં ઊંચા દરજ્જાને ઉતારી પાડયો છે. તે પછી સારૂં તમોને શિખવી શકેજ નહિં! સંભાળજો! પરિક્ષાઓ આપજો; પણ પરિક્ષાઓ કરતાં વધૂ જ્ઞાન મેળવવાની હોંસ-ઉંલટ-ઉમંગ વધૂ રાખજો.

જાહેરમાં ગાવા-વગાડવાની હિમ્મત દેખાડજો; કારણ પરિક્ષા તો તમે એક ઓરડામાં એકજ આસામી આગળ આપો છો, કે જે તમોને ઝાઝો પિછાણતો પણ નહિં હોય; જ્યારે જાહેરમાં તો તમે એક હઝાર જણ આગળ વગાડો તો તેઓજ ખરા પરિક્ષકો હોય ને ત્યાંજ તમારાં જ્ઞાનની પરિક્ષા થાય; વાસ્તે જાહેરમાં વગાડવાની તક ચૂકશો નહિં, તોજ તમો હિમ્મતવાન થશો. જ્યારેબી તક મળે, ત્યારે ઘરમાં તમારા પરોણાઓ, મિત્રો ને મુલાકાત લેનારાંઓ આગળ વગાડશો તો જાહેરમાં વગાડતી વખતે 'નર્વસ ધ્રુજરાં થશો નહિં. શિક્ષકો આગળ તમારૂ સ્વમાન સાચવી રાખજો, પછી તેમાં પૈસાનો, લાગણીનો કે મિત્રતાનો ભોગ આપવો પડે તો ખુશીથી આપજો-તેમ કરતાં ભલે તમે અભણ રહી જાવો તો ચિંતા નહિં-ખુદ તમારા ખાવિંદ આગળ પણ તમારૂં સ્વમાન ખોહશો નહિં! મિત્રો આગળ પણ તમારૂં સ્વમાન સાચવી રાખજો-સ્વમાન એક એવો ખજાનો છે કે જે કદી પણ ખૂટશે નહિં, ને તમોને શરમમાં નાંખશે નહિં! સ્વમાનનાં પાહાડ ઉપરથી અપમાનની ખીણમાં ગબડી પડતાં નાં; ભલે તમે ગરીબાઇમાં આવી પડો!

જો મરદ શિક્ષકો પાસે શિખો તો શિખી રહીને ધંધા-હુન્નરની સલાહ-સૂચના શિવાય તેનાં સમાગમમાં ઝાઝાં નાં આવતાં, નહિં તો નિર્લજ લોકોની નજીસ જીભલીનું પ્રદર્શન તમોને જોવું પડશે—શકમંદ શખ્સો ને વેહમનાં આલદાનોનો

નાટક નિહાળવો પડશે! તમો ગમે તેવાં નિર્દોષ, નિષ્કલંક હશો, તમારી ગમે એવી નેક નિષ્ટા હશે, તોપણુ તમે દુશ્મનોનાં તરકત, તોહમત અને અજીઠી જબાનનાં ભોગ થઇ પડશો! સંભાળજો! સાવચેત રેહજો, તમારી હુશિયારીમાં રહેજો! ખુદા તમોને બચાવશેજ! જૂઠું બોલનારાંઓનેજ એબ લાગશે! ખુદા ઉપર વિશ્વાસ રાખજો. હું તમોને મરદ શિક્ષકો તરફ નગુણાં થવા નથી કહેતી, તમે તેઓ તરફ સદા ગુણવંતાં રેહજો, તેઓએ આપેલાં જ્ઞાનને જેબ આપે એવાં મહાભારત કાર્યો કરજો, કે શિક્ષકો મગરૂર થાય. તેઓએ લીધેલી મેહેનત મનમાં-જીગરમાં યાદ રાખજો.

મારી તમોને સલાહ છે, કે પરણ્યા પછી તમારા મ્યુઝિકના અભ્યાસને વધૂ આગળ વધારજો, વધારે ઉલટ-ઉમંગથી ચાલુ રાખજો, તમારા હાથમા સહવારના છ થી રાત્રે નવ વાગા સૂધીમાં ૧૫ કલાકો રહેશે ને ગમે તેવી સાસરિયાંની રોકાણો ને છોકરાં-બચ્ચાંની જંજાળ છતાંબી ફકત બે કલાક મ્યુઝિક માટે ફાજલ પાડી શકશો તો ઘરનાંને, તમારી મુલાકાતે આવનારાંને આનંદ આપી શકશો, તમારા ખાવિંદની આખા દહાડાની રંજ અને થાકને તમે મ્યુઝિકથી ઉતારી શકશો, એટલુંજ નહિં, પણુ ભવિષ્યમાં આ હુન્નર એક લાકડી જેવો ટેકો થઇ પડશે-તમને અને તમારા ખાવિંદને.

ઘણાં શિષ્યોને આ સલાહ આપી છે. તેઓ પરણ્યાં પછી મને કહેવાં લાગ્યાં:—"પણુ ભીખઇજી, તમે પરણ્યાં હોતે તો તમેબી મ્યુઝિક છોડી દેતે! એ જંજાલી જીંદગી, એમાં ધણીનું, બચ્ચાં-છોકરાંનું, ઘેર-બારનું જોવાનું, ને વરી બાહેર જવાનું,

તેમાં મ્યુઝિક કેમ થાય? એ બધું બોલવાનું છે! આપણી પારસી 'લાઇફ' માં નહિં બને!"

મેં ઘણુંઓને એ બાબતમાં સમજાવીને કહ્યું કે મારામાં મ્યુઝિકની ખુદાઇ બક્ષેસ હોવાથી હું મ્યુઝિક વધૂ આગળ વધારી શકત, કદાચ હું 'કમપોઝર' થઇ શકી હોત! આ મારો આખો દહાડો છોકરાંઓને શિખવવામાં જાય છે, તેનાં કરતાં હું પરણી હોત તો બાર કલાકમાંથી બે કલાકબી મેળવી લઇ પીઆનોનાં પાસાંમાં વારંવાર ભરાઇ ગઇ હોત, ને જાહેરમાં પણ વારંવાર વગાડવાની તક હાથ ધરી હોત! મેં જીંદગી સૂધી મ્યુઝિક તો ચાલુ રાખ્યુંજ હોત'!

ત્રિનિટી કૉલેજનાં એક મોટા મ્યુઝિશ્યન ને પરિક્ષક શિક્ષકોને શું સૂચના કરે છે, તે તમો મોંહડે કરી તે પ્રમાણે શિખજો:—

"In sooth, the highest object of the true teacher is to train the student to teach himself; and in this sense all real training by the teacher is that which induces self-training in the student."

*John Warriner.*

એક અનુભવી શિક્ષક તરિકે મારી સાચ્ચી સલાહ ને સૂચના છે, તમારે ગમે તો માનજો ને ગમે તો ના માનતાં— માટીડાઓ (જાત હોય કે પરજાત હોય) થી દૂર રેહજો! સંભાળજો! સમજ્યાં કે? તેમાં તમે બચી જશો! લોકો, ને દુશ્મનોને મોંહડે તાળું નથી! તમારાં દુશ્મનો તમારાં દિલોજાન દોસ્તોને જુઠ્ઠું સમજાવી તેનું ભેજું ફેરવી નાંખશે, ને

તેને વેહમી બનાવશે! તમારી વર્ષોની દોસ્તી તૂટી જશે! નિંદાખોરો તમોને તમારાં સગાં–સ્નેહીઓથી વિખુટાં પાડશે! દુશ્મનોનું માની, ભાઈ–પિત્રાઈ, તેહકીક કર્યા વિના, વર્ષો સૂધી રૂસાઇ જશે! તેઓ પૂછે તો તમારૂં નિર્દોષપણું પૂરવાર કરો, નહિં પૂછે તો વિયોગનો તીર તમારાં નિષ્કલંક અંતઃકરણને વિંધી નાંખી જીંદગી સૂધી જૂદાં પાડશે! એવી કાળી ને લીલી કવચો તમોને વળગશે! માટે સંભાળજો! માટીડાઓથી બાર ગાઉ દૂર રેહજો. તેમાં સલામતી છે.

   

## કોમી કદર!

૪૫) વર્ષો સૂધી મેં હિંમ્મતથી શિખવવામાં ધીરજ રાખી છે, તેમ બીજાં પારસી બાનુંઓને હિમ્મત, ધીરજ રાખતાં બીજી અર્ધી કે પા સદી જોઇએ! મારી જગ્યાએ કોઇ બીજાં પારસી બાનું હોત તો શિખવવાનું છોડી દીધું હોત! પારસી શિષ્યો અને તેઓનાં મા–બાપોનાં ફાંટા અને કુંફારાને શરણ નહિ થવામાં મેં પૈસાનો ભોગ આપ્યો છે, પણ સ્વમાનનો ભોગ આપ્યો નથી! પારસીઓએ જેટલો ટેકો પોતાની કોમને આપવો જોઈએ તેટલો આપ્યો નથી, આપવાનાં પણ નથી, ને ભવિષ્યમાં આપશે પણ નહિં, એવી તેઓની મનોદશા ૪૫) વર્ષોમાં મેં પારખી લીધી છે! જેવો જોઇએ તેવો ટેકો નહિં મળ્યો, તેથી કંઇ હું ભૂખી નથી રહી! પ્રથમથી તે છેવટ સૂધી મારી સ્થિતિ ઘણી સારી રહી છે. બીજાં મહાન મ્યુઝિશ્યનો

જેઓ વહીતરાં કરીને ગરીબાઇમાં મરી ગયા, તેઓનાં કરતાં મારી હાલત ખુદાએ સારી રાખી છે, ને આવતે વર્ષ ૭૦) વર્ષની ઉમરે આ ઉમદા ધંધામાંથી ફારેગ થયા પછી પણ મારી સ્થિતિ મારી જીંદગીનાં છેડા સૂધી સારી, સ્વતંત્ર અને સન્તોષીજ રહેશે. હું કોઇની ઓસિયાળી રહીશ નહિં. ઇંગ-લેન્ડમાં બાર હઝાર મ્યુઝિશ્યનો 'ફારેનર્સ' ને લીધે બેકાર થઇ ગયા ને તેઓએ આપણા નામદાર શેહનશાહને અરજી કીધી! તેઓ વાસ્તે ફંડ થયાં, કૉનસર્ટસ થયા, એ થોડો વખત ઉપર મેં વાચ્યું હતું. પારસી મ્યુઝિશ્યનોનીબી ભવિષ્યમાં આવી સ્થીતિ થવાની! એવી આગાહી કરૂં છું!

પારસી શિષ્યો, ને પારસી મા-બાપોને તસુમાં તલ ઓછો પડતાં આપણી વર્ષોની મેહેનત પાણીમાં નાંખી બીજાં શિક્ષકો આગળ શિખવા મોકલે. કંઇ છીટું-બાહણું મળવું જોઇએ! ને છીટું શોધતાંજ ફરે! વળી સસ્તું શોધતાંજ રહે! જીવે મોજ-મજાહ અને એશ-આરામ કરવા, ભપકો (ખાલી) દેખા-ડવા બખીલાઈ નહિં; પણ કેળવણી ને હુન્નર હાંસલ કરવામાં,-આપવામાં પૈસો હૈયે ચઢી આવે! યુરોપ્યનો કદી પણ કેળવણી પાછળ પૈસા ખરચવા રડે નહિં! અજબ છે કે યુરોપ્યનોની આ નકલ કરવામાં પારસીઓ ઘણે મોટે ભાગે હજી પછાત કેમ છે? પોશાક, માથાંના બાલની 'ફૅશન' કરવામાં કેવાં તૈયાર! તેઓનાં સદ્‌ગુણની નકલ કરો!

લડાઇનાં મેદાનમાં જેમ એક સીપાહ બચ્ચો હિંમ્મતથી ઊભો રહે, તેમ મારા ધંધામાં મારાં શિષ્યો, તેઓનાં મા-બાપો, તેઓનાં સગાઓ અને સગીઓ, લોકો, પરજાતો અને પરદેશીઓનાં તોપનાં મોંહડાં સાંમે આજે ૪૫) વર્ષો થયાં

નિર્ભયપણે, ધીરજથી, હિમ્મતથી ઊભી રહી મેં જીંદગીની મહાન લડાઇ જીતી છે! જ્યારે ૧૯૧૫ માં ટાઉન હૉલમાં મેં કૉનસર્ટ કર્યો:, ત્યારે ટાઉન હૉલના "કસ્ટોડીયન", અને જાણીતા સરકારી ઇલેકટ્રીશ્યન ખાનબાહદુર રૂસ્તમજી ડો. મીસ્રી, જેવણ ત્યાંજ (ટાઉન હૉલમાં) રેહતા હતા, તેવણને કૉનસર્ટ પૂરો થયા પછી મળવા ને ઉપકાર માનવા તેવણનાં રેહઠાણમાં ગઈ. મને જોતાંજ બોલી ઉઠયા:—"See! The conquering hero comes! ભીખાઇજી, તમે તો કેહોછ કે તમે દુન્યામાં એકલાં છેવ, તો આ ટાઉન હૉલ કેમ ચીકાર ભરાઇ ગયો? તમારી આસપાસ હઝારો લોક છે!" આ સાંભળી મને વધુ હિંમ્મત ને ધીરજ આવી ને તેમનો મને મદદ કરવા માટે ઉપકાર માની ટાઉન હૉલમાંથી સંતોષથી ઘર આવી!

શિષ્યોને ફત્તેહ મેળવી અપાવવા માટે મેં પૈસાનો ખ્યાલ કદી પણ કર્યો નથી; તે નીચલા આંકડાઓ ઉપરથી વાંચક-વર્ગ વિચારી લેશે. મારી નોંધ-પોથીમાં આ

**Facts and Figures.**

નોંધાયલાં છે. કોઇને જોવું હોય તો મારાં મ્યુઝિક સ્ટુડયોમાં પધારવું! મારાં જે દુશ્મનો નમતાં આવ્યાં છે, તેઓ માટે પણ બારણાં મેં ઉઘાડયાં છે; મેં કોઇબી કુટુંબ કે સગાંઓ સામે બારણું બંધ નથી કીધું, ને જેઓ એવું તરકટ કરે છે, તેઓ બીજાંઓને જુઠું સમજાવે છે. એ શરમની વાત છે.

સાંભળો! ફકત છેલ્લાં આંઠ વર્ષોમાં-૧૯૨૭-૧૯૩૪ સૂધીમાં શિષ્યોને આખાં વર્ષમાં, તેમજ કૉનસર્ટ્સ ને પરિક્ષા

વખતે ફી લીધા વગર “ એકસ્ત્રા–તર્ન્સ ” કેટલી આપી તેનો ચોખ્ખો હિસાબ નીચે મુજબ છેઃ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૭, | ૧૯૨૮, | ૧૯૨૯, | ૧૯૩૦, | ૧૯૩૧, | ૧૯૩૨, | ૧૯૩૩, | ૧૯૩૪. |
| રૂ૦ | રૂ૦ | રૂ૦ | રૂ૦ | રૂ૦ | રૂ૦ | રૂ૦ | રૂ૦ |
| ૧૮૦. | ૫૧૦. | ૪૦૦. | ૩૭૦. | ૪૧૫. | ૧૯૦. | ૨૫. | ૩૭. |

જુમલે રૂ. ૨,૧૨૭) . નોટીસની ફીનાં રૂ. ૫૦૦) મેં આટલાં વર્ષોમાં ખોહ્યા છે તે તો જૂદા! હું તે મેળવવા કૉર્ટમાં નહિં ગઈ!

જો આ “એકસ્ત્રા તર્ન્સ” શિષ્યોને નહિં આપી હોત તો તેઓ કૉનસર્ટ્સ તેમજ પરિક્ષામાં ફત્તેહમંદ દેખાવ કરી શકત નહિં. કેટલાંક શિષ્યોનાં માત-પિતા બોલેઃ—“એવણની ફરજ છે, પરિક્ષા વખતે ને કૉનસર્ટ વખતે ‘એકસ્ત્રા તર્ન્સ’ આપવાની! એવણને સારૂં લાગેછ કેની?” હાજ તો! બે હઝાર રૂપિયા ખોહવાનીબી મારી ફરજ છે! ખરૂં કે? કયા શિક્ષકો આવી મોટી રકમ ખોહે છે, તે મને દેખાડશો? કદાચ કોઇ માનેબી નહિં કે આવી રીતે મેહનત-જેહેમત ઉઠાવી છોકરાંઓને મેં ફત્તેહ અપાવી છે! મેં પૈસાની દરકાર કીધી નથી. મારી ઉમદા નેમ શિષ્યોને આગળ વધારવાનીજ હતી. આવી ઉમદા નેમથીજ મેં પ્રમાણિકપણે મારો ઉમદા ધંધો ચલાવ્યો છે. મારી સાથે એજ નેકી આવશે! હાથે તે સાથે!



# કોણ દોઠ? મા-બાપ કે છોકરાંઓ?

## મા-બાપ પોતાની ખામી સાંતી દઇને શિક્ષકોને કાંય બદનામ કરે?



### કંઈ આલ-ઓલાદે મ્યુઝિક ખરૂં કે?



મારાં ૭૦) વર્ષોમાંથી ૫૦) વર્ષો મે મારા ખુદાઇ હુન્નરમા પસાર કર્યાં છે. મારી જુવાન જીંદગીનાં સૌથી સરસ વર્ષો મે મ્યુઝિકને અર્પણ કર્યાં છે.

ખરી રીતે સંગીતનો પાયો મરહુમ મી. માણેકજી જડજે સ્થાપેલી મારી માનીતી અલેકઝાન્ડ્રા સ્કુલમાં કોઇ સારે ચોઘડયે નખાયલો હોવો જોઈએ કે જેથી જીંદગી સૂધી એ હુન્નરમાં હું ફત્તેહ પામી. હું ફકત ચાર વર્ષો અલેકઝાન્ડ્રા સ્કુલમાં સંગીત શિખી હતી. અને ત્યાંથી ચાર વખત મ્યુઝિકમાં ઇનામ લાવી હતી. સ્કુલમાં અને સ્કુલ છોડયા પછી પણ મોંહડેનાં ગાયનમાં મેં ખાસ "લેસન્સ" લીધાં હતાં. બેશક પીઆનો તરફ વળણ વિશેષ અને કુદરતી હતી. કેટલાંકો એવું ધારે છે કે ફત્તેહ ઇનસાનને ફુલાવી દે છે! હું તે માનતી નથી. વળી શેકસપીઅર પણ એક ઠેકાણે લખે છે:—

When advanced on ambition's ladder, the climber "scorns the base degees by which he did ascend"

મેં તેમ કર્યું નથી. ગુજરાતી કહો કે ઇંગ્રેજી કહો, સંગીત કહો કે સાહિત્ય કહો, જ્યાંથી મેં શુરૂ કીધું છે, ને જેઓએ મને પ્રથમ ગુજરાતી, ઇંગ્રેજી, સાહિત્ય, સંગીતની બારાખડી ને મૂળાક્ષરો શિખવ્યા છે, તેઓને આજે પણ યાદ કરી આશિષ આપું છું. ખરી કદરસનાસી ને સાચ્ચી શાબાશી જો ઘટતી હોય તો તે કોઇબી ભાષા યા કોઇબી એલમ-હુન્નર

## શુરૂઆતનાં શિખવનારાંઓનેજ ઘટે છે.

ખરી મેહેનત-જેહેમત જે પડે છે, તે શુરૂ કરાવનારાઓનેજ પડે છે, પછી તો બધાં પોતાનાં બુદ્ધી-બળથી આગળ વધે છે; તેથીજ કોઇ પણ ભાષા કે કોઇ પણ એલમ-હુન્નર શુરૂ કરાવનારાં શિક્ષકો કે શિક્ષીકાઓ અનુભવવાળાં ને અસાધારણ હુશિયાર હોવાં જોઇએ કે જેથી શિખનારાંનો પાયો મજબૂત ચણાય. જો પાયોજ કોઈબી બાબતમાં ઢીલો, કમજોર ને લુલો હોય, તો ઇમારત તૂટી પડે! તેથીજ-અને તેથીજ-બચ્ચાંઓને શુરૂઆતનું શિખવવામાંજ એક શિક્ષકનેજ ધીરજ કે સબૂરી રાખવાની નથી, પણ શિષ્યોએ અને તેઓનાં મા-બાપે પણ સબૂરી ને ધીરજ રાખવી જોઇએ. શાબાશી, તારીફ, વખાણ ધનયવાદ જે ઘટે છે, તે

## સંગીતમાં શુરૂઆતનું શિખવનારાંનેજ ઘટે છે!

પણ કેવું અફસોસકારક આપણે આપણી અત્રાફ અનુભવ્યે છિયે કે બીજાંઓ (શિક્ષકો ને શિક્ષીકાઓ) જે ભેજાં દુઃખણ કરી જીંદગી ઘસી-પીસી નાંખી વહીતરાં કરી રાંધે છે, તે બીજાંઓ વગર મેહેનત કરવે ગપાગપ ખાઇ જાય છે! એટલુંજ નહિ, પણ મીથ્યા માન ને કવડી કીર્ત્તિ મેળવે છે! જેઓ જાણે છે, તેઓ તો માને છેજ કે રાંધ્યું કોણે, અને ખાઇ કોણ ગયું-

બલકે કહો કે લૂટી કોણ ગયું! આવો મામલો સંગીતમાંજ નથી; પણ સ્કુલો ને કૉલેજોમાં, ગૂજરાતી અને ઇંગ્રેજી શિખવવામાં પણ નાસિપાસિ સાથે આપણને જોવો પડે છે! આ ગેરઈનસાફનો અંત હવે કાયદાથી લાવવો જોઇએ. જો મા-બાપોને સ્કુલો, કૉલેજો, શિક્ષકો, પ્રોફેસરો ઉપર વિશ્વાસજ નહિં હોય તો પ્રથમથીજ ત્યાં મોકલવામાં અને શિક્ષકોને તાવી નાંખવામાં શું અક્કલ છે? શિખનારાંજ હુશિયાર નહિં હોય તો પછી સ્કુલો, કોલેજો, માસ્તરો, પ્રોફેસરો શું કરે? પોતાનું ભેજું કાઢીને શિખનારાંનાં ભેજાંમાં મૂકે? પ્રથમ તો માં, યા બાપ હુશિયાર હોવાં જોઇએ કે છોકરાંઓ હુશિયાર નિકળે! તેઓ પોતેજ હુશિયાર, ચાળાક, ચબરાક નહિં તો પછી શિક્ષકો સાથે ચીથડાં ફાડવામાં સાર શું? મા-બાપ પોતાની તે ખાંમી સાંતી દે છે, તે કબૂલ કરવાના અખાડા કરે છે; પણ શિક્ષકોને બદનામ કરવા શરમાતાં નથી! આવો મા-બાપો તરફનો ગેરઈનસાફ ને ગેરરીતી જમાનાઓ થયાં ચાલતી આવી છે, ને હજી પણ ચાલેછેજ! એમાં સુધારો થવો જોઇએ ને તે સુધારવાનો એકજ ઉપાય છે કે મા યા બાપે પંડે પ્રથમ કાબેલ થવું. તમારી દીકરીઓનેજ શિખવવાની જરૂર નથી, પણ તમારી બ્હેનો, વહુઓ, ભોંજાઇઓ, ને કુટુંબની દરેક દીકરી જો ઉપર-ટપકેનું ઓછું-આછું જાણતાં હોય તો તેઓને પકકું જ્ઞાન આપવાની તમે હોંસ-ઉલટ-ઉમંગ પકડો. છોકરીઓ ફક્ત પરણવાની નેમથી થોડું જ્ઞાન મેળવી પરણ્યા પછી તે ઉપર પાણી ફેરવે છે, તેથીજ, ઘણાં પારસી કુટુંબોમાં અને સગપણમાં પરણ્યાથી આલ-ઓલાદ અભણ અવતરે છે! કોમ અને ઓલાદ કાબેલ કયારે નિકળે કે જયારે માતાઓ કાબેલ, હુશિયાર, શિખેલાં-ભણેલાં હોય ત્યારેજ. દરેક મા-બાપની

ફરજ પોતાની વહુ-દિકરીઓને, બ્હેનોને, ભોંજાઇઓને અધરસધર શિખવવાને બદલે ઉણ્ડું જ્ઞાન આપવાની હોવી જોઇએ, કે જેથી અણધારેલી આફત આવી પડતાં તેઓ હિંમ્મતથી ઊભાં રહી સ્વતંત્રપણે પોતાનું ગુજરાન કરી શકે.

આજે આપણને આપણી અલાફ શું જોવું પડે છે? અધુરૂં શિખેલી એક છોકરી પરણી કે તે એમજ સમજે છે કે પરણવાની નેમ ખાવું-પીવું, ફરવું, જીમખાનામાં જવું, મજાહ કરવી, હવા ખાવા જવું, મુલાકાતે જવું, પાનાં-બ્રીજ ને એવી રમત-ગમત રમવી ને ભપકાદાર પોષકો પેહરવા! કિમતી કલાકો કેવા બરબાદ! કાંય નહિં પરણેલી જીંદગીમાં જે અભ્યાસ અધુરો હોય તે પૂરો કરે—પક્કો કરે? મજાહ કરવા ને મુલાકાતે જવા યા ફરવા જવા અને પાનાં-બ્રીજ રમવાનાં કલાકો કયાંથી મળે છે? તે કલાકો વાસ્તે તો બબડતાં નથી! ભવિષ્યનો ખ્યાલ નથી કરતાં કે ધણી આજે છે ને કાલે નથી! પૈસો આજે છે ને કાલે ગેબ! મા-બાપની નાતરસ થઇને આ દુન્યામાં દિકરીઓને નિરાધાર નાંખી પરલોક થાય છે! ભાઇઓની કમનસીબ બ્હેનોને મૂંકીને સ્વર્ગવાસ થઈ જતા રહે છે! પછી, ભોંજાઇઓ તેઓને નિરાધાર રસ્તામાં મૂંકીને મહીરે ચાલતી પકડે છે! આવો અફસોસકારક ગંભીર મામલો આપણે આપણાં ઘરમાં, કુટુંબમાં, સગપણમાં ને છેલ્લે કોમમાં અર્ધી સદી થઇ જોતાં આવ્યે છિયે! નિર્દોષ, નિરાધારોને દુઃખ દેવા તેઓ કેવાં તત્પર રહે છે! તેઓને સગાં-સ્નેહીઓથી અળગ કરવા કેવા કાવાદાવા, પ્રપંચ ને કાવતરાં કરે છે! પણ અંતે, તે કાવતરાંબાજો કેવા કંગાળ ફેજે ઇશ્વરનાં ઇનસાફથી પ્હોંચે છે, તેના જીવતા-જાગતા દાખલાઓ જોવાજ

જાણે જગદીશ્વર નિર્દોષોને જીવાડે છે, એમ લાગે છે! અહિં મારા મરહુમ ભલા ભાઈ કવિ દાદીની કવિતા પ્રસંગોપાત છે!

"દુઃખ તેને, જે હક્કદારોનાં હકકો જાય પચાવી,
દુઃખ તેને, જે ગુપ્ત કુકર્મો કરે સફાઈ બતાવી!
દુઃખ તેને, જે નિર્દોષો પર જાય ફાવી,
દુઃખ તેને, જે સુખ માને છે જુલ્મી અમલ ચલાવી!"

દા. એ. તારાપોરવાળા.

પહેલ્લે બધાં મોજ-મજાહમાં ચકચૂર થઇ આળસુ ફર્યા કરે, પછી અચાનક આફત આવી પડતાં સૂના-સાવજ થઈ જાય! ધર્મ-ખાતાંઓનાં આશરો લેવા ધકેલા ખાય, ધર્મનાં ફંડ ઉપર બંડ ઉઠાવે, કોઇ અનાજ આપે, વસ્ત્ર આપે, દવા-દારૂ આપે! એવા ઓસિયાળા અવતારે જીંદગી સૂધી અવત્યાં મારે; પણ મેહેનત કરી તન-મન તાવી શિખે-ભણે નહિં, કે સ્થિતિ સુધરે, સ્વતંત્ર રહી શકે! ખવાસ ને ખાસિયત પરતંત્ર રહેવાનીજ. બીજાંઓ તન-મન રગડી મેહેનત કરી તેઓને પૈસા ને અન્ન-વસ્ત્ર આપે, ને પેલાં હરામખોરો બેસીને જમે! અર્ધી સદી સૂધી આવો મામલો જે કોમમાં ચાલતો હોય, તે કોમ કાબેલ કયાંથી નિકળે, કેળવાયલી કેમ કહેવાય?

પારસીઓની ૧,૧૨,૦૦૦) ની વસ્તીમાંથી શોધી કાઢો-ગણી કાઢો, કે ખરેખરાં કાબેલ, ચબરાક, ચાગાક, કુદરતીજ હુશિયાર કેટલાં પારસીનાં બૈરાંઓ છે? કોઇ ગણીતશાસ્ત્રી હિસાબ મને લખી મોકલશે તો મહેરબાની!

મા-બાપો શિક્ષકોની અને પોતાની દિકરીઓની ફરિયાદ કરે છે, પણ પોતાની ફરિયાદ કરતાં તેઓ ભૂલી જાય છે!

કોમ કયારે કાબેલ નિકળે કે જયારે દરેક છોકરી, દરેક સ્ત્રી, કુવારી તેમજ પરણેલી કે વિધવા મેહેનત-જેહેમત કરી વર્ષો સૂધી રગડાઇને કોઇબી એલમ-હુન્નર પકકો શિખે ત્યારે, ને ત્યારેજ આલ-ઓલાદથી કોમમાં છોકરીઓ કાબેલ નિકળશે! ખરી રીતે તો સ્ત્રીઓએજ ઘણું વધૂં શિખવું જોઇએ કે દિકરીઓ હુશિયાર જન્મે! કારણ કે એક દિકરી માતાનાંજ લોહી-માસ-દૂધ ઉપર ઉછરી ઉધરી નિકળે છે. સ્ત્રીઓને કેળવો તોજ કોમ કેળવાયલી કેહવાશે! તે કેળવણી પકકી જોઇએ.

હમણાં તો બધાં મોજ-મજાહમાં મશગુલ થઇ ગયાં છે! કેહજે પારસીઓમાં ગરીબાઇ આવી છે! ત્યારે સઘળા સીનેમાં, નાટકશાળાઓ, મેળાવડાઓ, 'એકસકરઝન ટ્રેનો, સ્ટીમરો,' હિલ-સ્ટેશનો, જીમખાનાંઓ, પાર્ટીઓ મોટે ભાગે પારસીઓથી કેમ ઉભાઇ જાય છે?

મારી માફક મોજ-મજાહનો ભોગ આપી કેટલાં પારસીનાં બૈરાંઓ સહવારથી સાંજ, વર્ષો સૂધી રગડાઇને, તન-મન તાવીને મેહેનત કરે છે, તેની ગણુતી એક લાખ બાર હઝારની પારસી વસ્તીમાંથી કરીને કોઈ જાહેર કરી શકશે તો ધર્મ-ખાતાં, ને ધર્મ-ફંડાનો કેટલાં બૈરાંઓ આઇતો લાભ લે છે, તે માલૂમ પડશે.

એક ઠેકાણે મેં વાંચ્યું હતું કે "Clever women never marry," એટલે, "હુશિયાર સ્ત્રીઓ કદી પરણતી નથી." કારણ, તેઓની મરજી મુજબનાં અને તેઓને લાયકના સદ્દગ્રહસ્થો ને પૂરૂષો મળતા નથી, એ બાબત ઉપર બેન શીરીનબાઈ. ડો. નરીમાન સાથે વાદવિવાદ કરતાં, તેવણે મારા વિચાર છેક

૬૬)મે વર્ષે ફેરવ્યા! તેવણનાં એક દિકરી બી. એ. થયલાં ને વહુ ઍમ. એ. થયલાં; બીજાં બે દિકરીઓ પણ મૅત્રીક થયલાં. બી. એ. થયલાં દિકરી ત્રણસોથી સાડી-ત્રણસો રૂપિયા મેળવતાં હતાં, તેવણ જ્યારે અદરાયાં, ત્યારે મેં બેન શીરીનબાઇને પૂછ્યું:—"કોણનો માલ ને કોણ ઉંચકી ગયા? આવી ઊંચી કેળવણી ને મોટો ઓધ્ધો મળયા પછી પરણવાની શું જરૂર છે? સ્વતંત્ર રહેવું જોઇએ! તમે જર-જેહેમત કરી દિકરીને કેળવીને ઘડપણની લાકડી (ટેકો આપવા) બનાવી તે પારકા માટીડાને વાસ્તે? પેલાને તો બધુંજ પૈસા ખરચ્યા વગર આઇતું મળી ગયું?"

મારૂં સાંભળી લઇ બેન શીરીનબાઇએ હસીને જવાબ આપ્યો:—"જોવ, ભીખઈજી, વહુ-દિકરીઓ હુશિયાર હોય તો 'જૅનરેશન' (આલ-ઓલાદ) હુશિયાર નીકલે! આપરે આપરીજ મતલબ જોઇએ ને દીકરીનું સુખ નહીં જોઇએ! દીકરી ભણેલી હોય તો પોતાનાં ઘર-સંસારમાબી ઉપ્યોગી ને મદદગાર થઇ પડે, ઘેર-બાર સારી રીતે સમજદારીથી ચલાવી ભવીશમાં ધણીનેબી મદદ કરે!"

આ એવણનાં શબ્દો લખું છું, ને તે મારા ધ્યાનમાં છેક છાસટમાં વર્ષે ઉતર્યા!

મેં ઘણે ઠેકાણે જોયું છે કે ગુજરાતી કે ઇંગ્રેજી ચાર-પાંચ ચોપડી શિખેલી, પરણેલી સ્ત્રીઓ કરતાં, શિખેલી, ભણેલી, હુશિયાર વહુ-દિકરીઓએ ખાવિંદની હૈયાતીમાં તેમજ તેની હૈયાતી પછી ઘણી સારી રીતે સમજદારીથી નિરાધાર થયલાંઓને પાંખ-પાસાંમાં લઇને ઘેર-બાર ચલાવી સગાંઓની અને લોકોની શાબાશી ને વાખવાખી મેળવી છે.

વહુ-દિકરીઓ ભણેલી હોય તો તેઓનો વંશ-વેળો પણ હુશિયાર નિકળે; ત્યારેજ કોમ કાબેલ ને કેળવાયલી કેહવાય!

દજન અર્ધો-દજન છોકરાં પેદા કીધાં, તેમાં કંઇ હુશિયારી નથી! કૂતરાં-બિલાડાંબી દજન-અર્ધો દજન બચ્ચાં પેદા કરે છે! મા-બાપ શું કરે છે? બચ્ચાં જણીને ખસી જાય છે! ને શિખવવા પૈસા ખરચી નિરાંતે બેસે છે! તેઓને શિખવવા-કેળવવા, જગ-જાહેર કરવા ને દુન્યામાં નામના મેળવી આપવા તો શિક્ષકો પોતાની જુવાન જીંદગી ઘસીપીસીને તાવી નાંખે છે! તે છતાં શિક્ષકોને જસ કેટલાં મા-બાપ આપે છે? શિક્ષકોની કદર કેટલાં થોડાં પિછાણે છે? કોમી કદરસનાસી કયાં છે? પણ મને એટલો તો સંતોષ છે કે દાદારની દરબારમાં બધું નોંધાય છે!

કોમ કદર નહિં કરે કે છોકરાંઓ અને તેઓનાં મા-બાપો કદર નહિં કરે, તોપણ ૪૫) વર્ષો સૂધી મેં તો મારૂં શુભ કાર્ય ચાલુજ રાખ્યું. જે 'મીશન' લઇને હું આ અવનિમાં આવી તે નિર્માણ થયલાં કાર્યને વળગી રહી--બલ્કે કહો કે મારી સૃજતને શરણ થઇ!

હવે હું આ ઉમદા ધંધામાંથી ફારેગ થઇ આસાએસ લેવા ઇચ્છું છું.

મારા ધંધામાં જે મારાં શિષ્યો ને તેઓના માત-પિતાએ મારી કદરસનાસી કરી મને મદદ કરી છે, તેમજ ઉત્તેજન આપ્યું છે, તે સેંકડો શિષ્યો ને તેઓનાં માત-પિતાનો જાહેરમાં ઉપકાર માનું છું. નગુણા શિષ્યો તો ફક્ત ૧૫-૨૫ પૂરવાર થયાં છે, જ્યારે સેકંડો શિષ્યો ને તેઓનાં માત-પિતા

ગુણવંતા અને કદરદાન જોવા-જાણુવાનો મને સંતોષ છે! તેઓનો આ પ્રસંગે જેટલો આભાર માનું તેટલો થોડો છે. તેઓ સર્વને તન-મન--ધનનું સુખ, સંતોષ, શાંતિ:-આબાદી, અને લાંબા આયુષ્ય તે કિરતાર બક્ષે! આ મારી અરજ અહુરમઝદ સાંભળે ને આમીન કરે! આમીન! હું તંદરોસ્તીમાં મારાં શિષ્યોને આશિષ આપું છું!

મેં મારી ફરજ પ્રમાણિકપણે, અને ખરાં જીગરથી, ઉલટથી, ઉમંગથી, ઉત્સાહથી (જોઇએ તે કરતાં વધારે), મોજ-મજાહ, અને એશ-આરામનો ભોગ આપી અદા કરી છે. મેં એક રૂપિયો લઇને બે રૂપિયાની મેહેનત કરી છે, એક કલાક કહીને બે-ત્રણ કલાકો આપ્યા છે. છેલ્લાં આંઠ વર્ષમાં મેં શિષ્યોને રૂ. ૨,૧૨૭) ની "ઍકસ્ટ્રા તર્ન્સ" પરિક્ષા અને કૉનસર્ટ્સ વેળા ફી લીધા વિના આપી છે. શિષ્યોની ફત્તેહમાંજ મેં મારી કીર્તિ માની લીધી છે! મારા બાવા, બપાવા ને બાવાના-બપાવા જેવા **પ્રમાણિકપણાં** માટે જગ-જાહેર થયા, તેવાજ પ્રમાણિકપણાંથી મેં મારો ઉમદા ધંધો પૈસાની લાલચ વગર ચલાવ્યો છે. મને મારાં ગુજરાન પૂરતું મળતાં હું સંતોષ પામતી હતી, અને લગભગ શોખની સેવા બજાવી સીત્તેરની ભરતીમાં આવતાં હું હવે આરામ લેવા ઇચ્છું છું. હું ઇચ્છું છું કે મારી માફક ધીરજ રાખી બીજાં પારસી બાનુંઓ ૪૫) વર્ષો સૂધી શિખવે ને ૫૦) વર્ષો સૂધી પીઆ-નોનાં પાસાંમાં દબાઇ-ચંપાઇને ભરાયલાં રહે! એ બધું કરવા પ્રથમ તેઓએ હઝારો રૂપિયા ખરચી જ્ઞાન સંપાદન કરવું જોઇએ, તોજ તેઓ વાઘ-વરૂઓ સામે ઊભાં રહી શકશે. એ હુંનરમાં નબળાં-પોચાં, નિર્ધન, અને નાજુક બાનુંઓનું કામ

નથી, વળી તેઓમાં કુદરતી ખુદા તરફની બક્ષેસ મ્યુઝિકમાં હોય, તોજ તેઓ ફાવી નિકળે!

મેં જે મારી યથા શક્તિ પ્રમાણે કર્યું છે, તેમાં પ્રથમ મારા ખુદાએ, પછી મારાં મરહુમ વ્હાલાં માતુશ્રીએ મારી બાજુએ ઊભાં રહી મને મદદ કરી છે. આવાં એક માતુશ્રી મેળવવા માટે હું મને ભાગ્યશાળી ગણુતી હતી, પણ તેવણુને ખોહ્યા પછીજ હું કમનસીબ બની છું! ખુદા અમારો જલદી મિલાપ કરાવે!



## મિસ. પીરોજબાઇ. જમશેદજી. શરાફ.

**જન્મ-તા. ૨૪મી જુલાઈ ૧૮૭૯**

મરહુમ લીમજીભાઇ ડૉ. પાલમકોટની ચોથી પેઢી
મરહુમ લીમજીભાઇનાં મરહુમ દિકરા ખરશેદજીનાં
મરહુમ બેટી કુંવરબાઇનાં દિકરી.]

**એક નિમકહલાલ માતાની નિમકહલાલ દિકરી!**



**Miss Pirojbai. Jamshedji. Shroff.**

***A worthy Daughter of a worthy Mother!***

**Born 24th July 1879.**

# મારાં પીરોજબાઇ !



સને ૧૯૦૯ નાં નવેમ્બર મહિનામાં મારા વ્હાલા ભાઇ શોરાબ સ્વર્ગવાસ થયા ! ફકત ૪ મહિનામાંજ અકકલહિણ અને દયાહિણ ઇનસાનોની બૂરી સલાહ માનીને મારા વડવાઓનું પોણી સદીનું માંડેલું ઘર તારાજ કરી, મને એકલી મૂકીને, હઝારો રૂપિયાનો અવેજ લઇને મારાં ભોંજાઇએ મહિરે ચાલતી પકડી. પોતાની માયને ત્યાં ગયાં, ત્યારે મારી હિમ્મત માટે મારી આવી મૂગી આફતનાં વખતમાં મારી બાજુએ ફકત આ એકજ સગી ( સો સગાંઓમાંથી ) આવીને ઊભી રહી !

જો કે એ મારા સાવકા ભાઇની મરહુમ દિકરી કુંવરબાઇની બેટી છે; પણ સગાંઓને શરમાવે એવી એક નિમકહલાલ માયની એ નિમકહલાલ દિકરી પૂરવાર થઈ છે! આવી ગુણવંતી, નમુનેદાર, કેળવેલાં અને ખિલવેલાં અંતઃકરણની દિકરીઓ દુન્યામાં કેટલી હશે ? કોઇ ગણતી કરશે ?

બધાં શિખ્યાં-ભણ્યાં-કેળવાયાં, કાબેલ ને પ્રવિણ થયાં; પણ અંતઃકરણ કેટલાંઓએ કેળવ્યાં ને ખિલવ્યાં? ખરી કેળવણી અંતઃકરણ કેળવવામાંજ છે ! અહિંજ અક્કલનો સદઉપયોગ થાય છે ! અહિંજ ડહાપણ સમાયલું છે ! અહિંજ ખાનદાની ખાસિ-

યત ને ખવાસ-ખમીરની પરિક્ષા થાય છે! પારસી કોમમાં એવી દિકરીઓ કેળવવા કેટલી માયોએ દુરઅંદેશી વાપરી મેહેનત-જેહેમત ઉઠાવી કેળવણી આપી છે? હઝારે એક! જ્યારે મારાં, અને મારાં ભોંજાઈનાં સગાંઓ આફતની વેળા ફકત ૪ મહિના-માંજ સઘળાંઓ અળગ થઇ ગયાં; જ્યારે જેઓનાં જીવ બચા-વેલા, ને જેઓ હઝારો ઉપકાર-આભારમાં ડટાયલાં હતાં, તેઓ ખસી ગયાં; જ્યારે દુન્યા દિલગીર થાય એવું નગુણાપણું ફકત ૪ મહિનામાંજ તેઓએ દેખાડયું, ત્યારે-અરે! ત્યારેજ આ

## મારાં પીરોજબાઇને

મારાં મરહુમ માતુશ્રીએ પેલી જેહાંનથી દિકરીને એકલી પડેલી જોઇ, ત્યાંથી ગેબી બસારત કરી મારી પાસે મોકલી આપ્યાં!

માતાજી અને ભાઇ શોરાબ પણ ત્યાં ઘણાં ગમગીન બની ગયાં!

મારાં માતાજી જાણતાં હતાં કે હું એક રાતીબી એકલી રહી શકીશ નહિં, તેથી તેમણે મારાં પીરોજબાઇને મારી પાસે મોકલી આપ્યાં! આજ સૂધી, આ પચ્ચીસ વર્ષોમાં, એક રાતી પણ હું એકલી આ ઘરમાં રહી નથી!

આજે ૨૫ વર્ષો થયાં આ મારાં પીરોજબાઇ, મારી તરફ એક માવતરનાં જેવીજ કાળજી, લાગણી, દિલસોઝી અને હેત-પ્રિતથી મારી પડખે ઊભેલાંજ છે!

ખુદા એને સુખી અને આબાદ રાખે! આમીન!

જો મારો સ્વભાવ અને ખવાસ, તેમજ ખાનદાની ખાસિયત-ખમીર ઊંચાં નહિં હોત તો આ મારી સગી પચ્ચીસ દહાડા પણ મારી પાસે ઊભી રહી નહિં હોત !

અહુરમઝદને મારી એટલીજ અરજ છે કે મારાં પીરોજ-બાઈને મારી હૈયાતી સૂધી તંદરોસ્ત ને સલામત રાખે !

ખચિત એક નિમકહલાલ માય ( કુંવરબાઇ )ની નિમકહલાલ દિકરી પૂરવાર થઇ છે !

ખુદા તારો નેગેહબાન થાય ને તુંને બચાવે !

અથ જર્માઆદ ઇઅથા આફરીનાંમે !

ભીખાઇજી.



# X મારા વડવાઓનું વર્ણન. X



હું કેવા પ્રમાણિક બાપની દિકરી છું, અને મારા વડવાઓ કેવા સાચ્ચા, પ્રમાણિક ને કોણ હતા, તે આ મારાં છેલ્લાં પુસ્તકમાં વાંચક–વર્ગને વાકેફ કરવા તેમજ સાચવી રાખવા માટે લખું છું.

સચ્ચાઇ, પ્રમાણિકપણું, હિમ્મત અને કળાકૌશલ્ય, એ સઘળું મારામાં ચોથી પેઢીથી ઉતરી આવેલું છે, અને તેથી કંઇ હું વડાઈ કે બડાઇ લેતી નથી. જે કુદરતી હોય તે કોઇ અકુદરતી કરી શકશે નહિં!

મારાં માતાજી લખે છે:—

* "પાલનજી જીવનજી ૧૭૦૦ ના સાલમાં અસલ ચીન સાથે રેસમી કાપડનો વેપાર કરતા હતા. વરશમાં એક ખેપ ચીન જતા. અત્રેનો માલ લઈ જઇ વેચતા, અને ત્યાંનો માલ અત્રે લાવતા. તેવણ઼ ઘણા બાહદુર, ચાલાક, ને હીંમતવાન હતા. તે વેળા વાહણમાં બેસીને જવાતું, ને સાંભલયા પ્રમાણે ચાર માસે વાહણ઼ ચીન પહોંચતું.

એક વેળા ચીન જવા વાહણમાં બેસી માલ પોતા સાથે લઇ ગયા, પણ઼ તે વાહણ઼ સીલોન કે કોલમ્બો તરફ તોફાનનાં સપાટામાં સપડાયું, ને વાહણ઼ ભાંગીને દરીયાને તલયે ગયું. પાલનજીને હાથ એક પાતીઆંનો કતકો લાગવાથી તેને વળગીને

* આ લખાણનાં સર્વ હકક મેં સ્વાધિન રાખ્યા છે.

ભીખાઇજી. લી. પાલમકોટ.

દરીને તુટીકોરીને બંદરે જઇ લાગ્યા. ત્યાંના ખારવાઓ એવણને બચાવી કીનારે લઇ ગયા. પછી તુટીકોરીથી પાલમકોટા જવાને પગ રસ્તે થઇ મલબાર કોરટાને રસ્તે મુંબઇ આવવા તેવણ પાલમકોટા ગયા. ત્યાં એક ઘણો મોટો લક્ષાપતી તામીલ જાતનો રહીશ હતો, તેની ધર્મશાળામાં પાલનજીએ ઉતારો લીધો. પારસીઓ મુંબઇમાં વસે છે, એમ તામીલ જાણનારાં લોકોએ સાંભલેલું હતું, પણ પાલનજીને નજરે જોવાથી તેઓ ઘણા ખુશ થઇ ગયા, ને પોતાના માલેક આગલ લઇ ગયા. તેવણને મોંહડે સર્વે કાંહાંણી સાંભળી તે માતબરનું મન ઘણું રાજી થયું, ને તેને ખુશ મીજાજે પાલનજીને કહ્યું જે તમે જ્યારે વેપારી છેવો, ને ધંધાની તમોને માહીતગારી છે, ત્યારે તમો અમારા પાલમ-કોટામાં એક દુકાન જોઇતા માલની ઉઘાડો તો હું ઘણો ખુશ થવશ, ને તમોને સુખ-સગવડ કરી આપશ. તે સાંભળી પાલન-જીએ ખુલાસો કીધો કે હાલ તો મારૂં સર્વસ્વ દરીયાને તલીયે ગયું છે. જે સાંભળી તેણે હસીને કહ્યું કે તેની ફીકર નહીં, હું તમોને પૈસા જોઇશે તો આપશ. તે માતબર જમીનદાર અને જાગીરદારે પોતાનાં મુનીમને હોકમ કીધો કે રૂ. ૩૦,૦૦૦) એવણને ગણી આપો. તે નાણા લઇને પાલનજી મુંબઇ આવ્યા ને મુંબઇ આવી પોતાનાં એકજ બેન બીબીબાઇ (તે હાલનાં શેઠાણી. એલ. પાલમકોટનાં બાવાનાં બપાઇ) ને સર્વે હેવાલ અવલથી આખેર તકનો કહ્યો. પાલનજી ઘણા સાચ્ચા, સારા સ્વભાવનાં, તેકવાળા અને

### પ્રમાણીક હતા.

તેવણ અતરેથી સર્વે માલ જે તેઓએ મંગાવ્યો હતો તે લઇને પાલમકોટા ગયા.

જોવો કે તે જાગીરદારે રૂપિઆ ત્રીસ હઝાર ફક્ત વીસવાસ પર આપ્યા, તેને કે તેનાં મુનીમને કશી એવી ખાતરી નહીં હતી. તેઓએ પારસીના પ્રમાણીક નામ પર આપ્યા.

પાલનજીને સાચા જોઇને

ઘણા ખુશ થઇ ગયા ને એક મોટા કમપાઉન્ડવાળી જગ્યા આપી ને ત્યાં દુકાનને માટે મજબૂત બાંધકામવાળી જગ્યાએ સામન ઉતરાવ્યો. જો હું ભૂલતી નહીં હોવું તો જે દુકાન અમો ૧૮૯૩ નાં ડીસેમ્બર માસની આખેરીએ છોડી આવ્યાં, તેજ દુકાન અવલથી તે આખેર તક હતી; કારણ ત્યાંનાં લોકો કહેતાં હતાં કે આ મુબારક નામની દુકાન ૬૧ વર્ષે આ ત્રીજો વારેસ છોડી જાય છે. ત્યાંનાં લોકોને ઘણું લાગ્યું કે આવા જાહોજલાલીથી ધીકતા ધંધાના પ્રમાણીક માલેકો હવે કદી મલનાર નથી.

પાલનજીને પુર પરવાનગી મળી તેમજ તે જાગીરદારની ભારી મદદ મળી.

ત્યાં પાલમકોટામાં ગોરૂં લશ્કર હતું, કૅમ્પ પાલમકોટામાં અને શેહેર તીનાવલીમાં હતું. એ બે ભાગને કુદરતે એક સારી નદીથી છુટા કીધા છે, તે નદી ઉપર પુલ ઘણો મોટો ગંજાવર બાંધી આપનાર હું ધારૂં છું કે ઉપલાજ જાગીરદાર હોવા જોઇએ. પાલમકોટામાં તેની પુર સત્તા ચાલતી હતી.

પાલનજીએ પોતાનો વેપાર-ધંધો ઘણો આગળ વધારી દીધો ને લાખો રૂપિયાની ઉથલપાથલ ચલાવીને ભારી માન આબરૂ-ઇજત, જાહોજલાલી ભોગવી. તેવણ ઘણા નેકબખત

હતા, તેવણુને એક દીકરો ડોસાભાઇ નામે હતો. આએ ડોસાભાઇ તેવણુ પછી તેવણુનો વારસ હતો.

૧૮૦૧ માં પાલનજી શૉપને નામે આ દુકાન ઉઘડી ને તેજ નામ આજેબી ત્યાના લોકોમાં જાણીતું માનીતું છે.

પાલમકોટામાં લશ્કર ઉપરાંત ઘણા ઇંગ્રેજો રહેતા હતા.

પાલમકોટામાં કંઇ બૅન્ક જેવાં સાંધન નહીં હોવાથી

**સરકારી મેહુસુલ, નગદ નગદી**

**પાલનજી શૉપમાં મુંકાતી !**

એવો હોકમ પ્રથમથી હતો, તે છેવટ સૂધી તેજ ધોરણે ચાલ્યું. જમીનની મહેસુલ વસુલ કરીને લાવતા, તેની થેલીઓ દુકાનમાં મુંકી જતા. તેની કશી રીસીટ આપવાનો ધારો નહીં હતો, ને ગણી લેવાનો, યા ગણી આપવાનો પણ કાયદો નહી. તેઓ મુકીને જાય ને પાછા લઇને જાય; ફક્ત એટલુંજ કે તે રાત્રે દુકાનનાં ઓટલા ઉપર ચોકી-પોહરો (સેનત્રી સાથે) વધારે, ને તાળાં ડબલ મારવાનો ચાલ હતો. જતી વેળા તેઓ સર્ટીફીકેટ આપી જતા કે અમારાં નાણાં અમો સલામત લઇ ગયા. આંટ ઘણી સારી હતી.

પાલનજી ઘણાં સાદા માણુસ હતા, અને ઘણી સાદાઇથી રહેતા હોવા જોઇએ. તેવણુને ત્યાંનાં લોકો ઘણું માન આપતા, ને તેવણુથી બીહને ચાલતા. પ્રથમથી આ એકજ પારસી કુટુંબ ત્યાં વસ્યું, ને અમો ૧૮૬૩ની આખેરીએ છોડી આવ્યાં, ત્યારે ત્યાં કોઇ પારસી હતા નહીં. જેવી એ કુટુંબના વારસોએ માન સાથે જાહોજલાલી ભોગવી છે, તેવી થોડાંઓએ ભોગવી હશે.

એ બન્ના પ્રતાપ પ્રમાણીકપણાનાં જાણવા.

પાલનજીની માલેકીના છ બંગલા હતા, તે કમ્પનાં ઑફીસરોનાં વપરાસમાં હતા, ને સારૂં ભાડું ઉપજતું.

પાલમકોટામાં એક દહેરૂં હતું. તેના ખરચ વાસ્તે તેનાં માલેકો હઝારો રૂપિઆની જાગીર સરકારને સ્વાધીન કરી ગયા છે, ને તેનો વહીવટ સરકારનાં નેમેલા ત્રસ્ટીઓને સ્વાધીન રહે છે. તે દેવીનું ઘરેણું, તેની તીજોરી સાથે તેઓ રાખે છે, ને હીસાબ પણ રાખવો જોઇએ. એવો વહીવટ અમારે ત્યાં પણ રાખતા–વારી પ્રમાણે થોડાં થોડાં વરશ વહીવટ ચલાવતા. એ કામ આબરૂદાર ને પ્રમાણીક માણસોને સોંપવામાં આવતું.

હવે પાલનજીનો વહીવટ સડસડાત ચાલુ હતો, ને તેવણ પુરતી જાહોજલાલી વચ્ચે આ દુન્યાં છોડી ગયા. તેવણે પુરાં પચ્ચીસ વરશ પાલમકોટામાં વેપાર ચલાવી, સારૂં નાણું ભેગું કરી ને તમામ ભરેલી દુકાન પોતાનાં એકપુરા વારેસ ડોસાભાઇને આપી ગયા. તેવણ ગુજરવા આગમજ પોતાના વારેસ, ને પારસી બબરચીને ફરમાવી ગયા હતા કે મુંબઇથી મોબેદની જોડ બોલાવીને ઘટતી કીયા કરવી, ત્યાં સૂધી એક માસની મુદતે તેવણને જમીનમાં ડાટી રાખ્યા હતા. મુંબઇથી મોબેદ બોલાવી એક જગ્યા ખરીદી ત્યાં તેવણની ઘટતી કીયા કરીને જમીનમાં ડાટેલા છે, એ વેળાએ કહે છે કે ભારે ખરચ કરવામાં આવ્યો હતો. તે જગ્યા આજેબી ત્યાં છે, અને તેવણ પછીનાં એજ કુટુંબનાં ઘણા સ્વાનો તેજ જગ્યા ને તેજ વાડીમાં જૂદાં જૂદાં ડાટેલાં છે.

એ માનવંત મુરબ્બીને હાથની કંઇ એક ચીજો મારે ત્યાં છે, તેમાં એઓનું ગુજરાતી 'સીલ'* (Seal) ચાંદીમાં જડેલું ને અકીક ઉપર કોતરેલું (પાલનજી જીવનજી નામનું) છે.

ડોસાભાઇને કંઇ ફરઝન્દ નહીં તેથી તેવણે લીમજીભાઇને દીકરા કરી લીધા. લીમજીભાઇના બાવા શોરાબજી સાથે પાલનજી મામા-ભાણેજ થાય, જેથી બાપના ભાણેજનાં દીકરાને ડોસાભાઇએ દીકરા કરી લીધા.

પાલનજીનાં ગુજરવા પછી ૧૪ માસે લીમજીભાઇનો જન્મ થએલો ગણતી પરથી માલમ પડે છે. લીમજીભાઇનો જન્મ, રોજ ૨૧ મો રામ, ને માહ ૫ મો અમરદાદ, યજદેજરદી ૧૧૯૭.

પાલનજી કેવા નેકબખત, સાચ્ચા, ભલા, હીમ્મતવાન, જાહોજલાલ પારસી થઇ ગયા, એજ એક સંતોષ ને ધડો લેવા જોગ છે! ડોશાભાઇએ ભારી મોજ-શોખમાં અને હીદુંસ્તાની સંગીત-મ્યુઝીક-માં પૂષ્કલ પૈસો ખરચ્યો! હાથનાં ઘણા છુટા હતા. ડોસાભાઇએ ઘણો પૈસો ઉડાવ્યો. લીમજીભાઇએ ડોસાભાઇનાં ગુજરવા પછી સને ૧૮૫૧ માં કેટલાંક વરશ વહીવટ જે ધોરણે ચાલતો હતો તેમજ ચલાવ્યો, પાછળથી ધંધો ઘણો ધીકતો નહીં હતો.

લીમજીભાઇએ પણ ઘણી સારી જાહોજલાલી ભોગવી, તેમજ માન આબરૂ ઘણાં હતાં. તેવણ કશી રીતે લખલુટ ખરચ નહીં રાખતા રીતસર પૈસો ખરચતા.

લીમજીભાઇનાં પેહેલ્લાં જવાન ધણીઆણી ૧૮૫૮ માં ૨૯ વર્ષની ઉમરે પાલમકોટામાં ગુજરી ગયાં. તેવણનું નામ હીરાંબાઇ

---

* આ 'સીલ' મારા સ્વાધિનમાં છે. મારા માતાજીએ પોતાની હૈયાતીમાંજ આપેલું સાચવી રાખ્યું છે.

લીખાઇજી. લી. પાલમકોટ.

હતું. તેવણુ હાલનાં જાણીતા મી. કાવસજી મેરવાનજી. શરાફનાં એક પુરાં કુઇ થતાં હતાં.

લીમજીભાઇએ ૧૮૬૩ નાં ફેબ્રુઆરી મહિનામાં બીજી વાર લગ્ન કીધાં—રૂસ્તમજી શેરાબજી ગવરનરના વડાં દીકરી સાથે. *

તે પછી લીમજીભાઇએ ૧૮૬૩ નાં ડીસેમ્બર માસમાં પાલમ-કોટાની દુકાનનો પોતાનો ભાગ છુટો કીધો, ને ભાગીઆને સ્વાધીન દુકાન કરીને પોતે તેના આડતયા થઈને દર વરશે રૂ. ૨૦,૦૦૦)નો માલ મોકલવા કબુલાત લીધી, ને દુકાન સદાની છોડી આવ્યા. પાંચ વરશ આડત રહી, પછી તેને હાથે માલ ખપવો મુશ્કેલ થઇ પડવાથી બંધ થઇ.

હાલના શોરાબ પાલમકોટ મરહુમ પાલનજી જીવનજીના ચોથા વારેસ ગણાય." ‡

ઉપલું લખાણુ મારાં વ્હાલાં માતાજીના પોતાનાં અક્ષરે લખેલું ઉતારી લીધું છે. એવણુ લખે છે કે "લીમજીભાઇને મોંહડે સાંભળેલી આ સાચ્ચી હકીકત છે."

મારા પિતાજી લીમજીભાઇ ઘણા સાચ્ચા, સુઘ્ઘા, હુશિયાર, હિમ્મતવાન અને પ્રમાણિક હતા. અને એ સઘળા ગુણુ, ને પ્રમાણિકપણું ચોથી પેઢીએ વંશપરંપરા મારાંમાં ઉતરી આવ્યું છે, જે મેં મારા ધંધામાં, મારી વર્ત્તણુંકમાં, જાહેર ફંડોનાં (રૂ. ૪૦,૦૦૦) હિસાબ-કિતાબ રાખવામાં, દેખાડી પૂરવાર કરી આપ્યું છે

* મારાં માતાજી. આવાંબાઇ. લીમજીભાઇ. પાલમકોટ.

‡ આ લખાણુનાં સર્વ હકક મેં સ્વાધિન રાખ્યા છે.

લીખાઇજી. લી. પાલમકોટ.

મારાં માતાજીએ ત્રણ સગાંઓની જીંદગી બચાવી છે. તેનાં બદલામાં મેં શું જોયું ? સાંભળો !

## અપજશ !

એ અપજશનો વારસો ત્રણ પેઢીથી ઉતરી આવેલો છે ! કોણ કોણને એ કડવો અનુભવ મળ્યો ? પ્રથમ ડોસાભાઇ. પાલનજી. પાલમકોટને, પછી લીમજીભાઇ ( મારા પિતાજી )ને, તે પછી આવાંબાઇ ( મારાં માતાજી )ને, તેમજ મારા ભાઇ શોરાબને, અને છેલ્લે મને !

આ ત્રણ જણાંની જીંદગી બચાવવા માટે તેઓનાં કુટુંબ તરફથી મે શું જોયું ?

## નગુનાપણાનાં નમુનાઓ !

કે જેવા નમુના પૃથ્વિની પ્રદક્ષિણાં કરતાં પણ ન જડે !

મારા મરહુમ પરોપકારી ભાઇ શોરાબે એક દિવસમાં, ધણી, ધણિઆણી અને તેઓની એક પુરી દિકરીને પૈસા સંબંધી બાબતમાં તુરત મદદ કરી પોતાનાં મિત્રને જેલમાં જતો બચાવ્યો; કારણ જો માંગનાર જેલમાં મોકલે તો તેણે આપઘાત કરવાની ધમકી આપી, ત્યારે બૈરી અને દિકરીબી તેજ માર્ગ અખત્યાર કરવા તયાર થયાં ! પાછળથી તે દોસ્ત દુશ્મન બન્યો !

## આ માય દિકરાએ ૬ જીંદગી બચાવી છે !

આ પૂણ્યવંતાં, ઉત્તમ, ઉમદા કાર્યો દાદારની દરબારમાં નોંધાયલાં છે ! આ અવનિમાં તેની નોંધ નથી !

અંતઃકરણ કેમ ખિલવવાં ને કેળવવાં, તેની જો કોઇ એક પાઠશાળા ઉઘાડે તો ઘણું મહત્વનું, મહાન અને પૂણ્યવંતું કાર્ય થઇ શકે ! કોઇ પારસી આ પેહલ નહિં કરે ? કે જેથી આવા

દુઃખદાયક દાખલાઓ દુન્યાને દેખાડવાની દુઃખી ઇનસાનોને ફરજ નહિં પડે!

મારા વડવાઓ કેવા ખાનદાની, સાચ્ચા, પ્રમાણિક, હિમ્મતવાન અને લક્ષાપતિ શાહુ સોદાગર હતા, તે દેખાડવા આ લખ્યું છે.

આ ધડો લેવા જોગ બોધદાયક **અસલનાં પારસીઓ** વિષેનું લખાણુ આજના ઘણાં, ઘણા પારસીઓને મનન કરવા યોગ્ય છે!

આજે કયા પારસીનાં ઘરમાં સરકારની મહેસુલની નગદ નગદી વિશ્વાસે પ્હોંચ લીધા કે આપ્યા વગર મૂંકાય છે?

આજે કયા પારસીનાં ઘરમાં ગરીબો પોતાનો કિમતી અવેજ રાત્રે વિશ્વાસથી મૂંકી, સહવારે પ્હોંચ લીધા કે આપ્યા વિના ઉંચકી જાય છે?

આજે કયા પારસીને હિંદુઓનાં પવિત્ર દેહરાંના ટ્રસ્ટી, અને હઝારો રૂપિયાનો વહવટ કરવા સરકાર જોખમદાર નેમે છે?

જ્યારે હું શિખવવા શિષ્યોને ઘેર જતી હતી, ત્યારે કેટલાંક શિષ્યોના તુમાખી, મગરૂર ને કુંફારા મારતા માત-પિતા, મને, અને મારા વડવાઓને જરા પણુ પિછાણુતાં નહિં હોવાથી, મારે માટે કંઇ બીજોજ વિચાર ધરાવતાં હતાં! તેઓને ખબર નહિં હતી કે હું લક્ષાપતી શાહુ સોદાગર અને ખાનદાની બાપની દિકરી હતી! આવી તેઓની તુમાખીથી મેં એ ઘેર શિખવવા જવાનું મારીજ મરજીથી છોડી દીધું!

મહાત્મા ગાંધીનાં શબ્દોમાં આ લેખ ખતમ કરીશઃ—
"તમારા વડવાઓનું જે વર્ણુન તમે આપ્યું છે, એ ખુબીદાર છે; અને તેને, તમને, અને હિંદને શોભાવનારૂં છે."



## મરહુમ બાઈ આવાબાઇ. લીમજીભાઇ. પાલમકોટ.

જન્મ-તા. ૨૦-૧૧ ૧૮૪૭.] —— [મરણ-તા. ૫-૬-૧૯૦૩.



**Bai Avanbai. Limjibhoy. Palamkote.**

**Born-20-11-1847] —— [Died-5 6-1903.**

### મારાં માતાજી.

કુલ સૃષ્ટિના સાગરની શાહિ હું બનાઉં,
ને જગતનાં વૃક્ષોની કલમ ધડાઉં,
ને આસમાનની પીઠ પર મુજ ઉભરા જણાઉં,
તોપણ મુજ લાગણીમાં હારી હું જાઉં!

માથાંના વાળનીબી ગણત્રી કૈં થાય;
તોપણ તુજ હેશાન ન ગણતાં ગણાય!
જે ખોયું છ તે શોધુંછ; પણ જડશે કયાં?-હાય!
જડશે તે બેહેસ્તામાંજ! વ્હાલી મુજ માય!

**ભીખાઇજી.**



# મારાં માતાજી!

આ છેલ્લા ૫૦ વર્ષોમાં, બલકે મારી આખી જીંદગીમાં, મેં જે કંઈ કર્યું છે, તે સઘળું

**મારાં માતાજીનેજ આભારી છે!**

માન-પાન, કીર્ત્તિ, ફત્તેહ, જે કહો તે, મને નથી ઘટતું, પણ મારાં દુરઅંદેસ, ડહાપણવાળાં માતાજીનેજ ઘટે છે! એમને પોતાની હૈયાતીમાંજ મને હિમ્મત, ઉત્તેજન, ઉલટ આપી શિખવાંમા તેમજ શિખવવામાં આગળ વધારી. મારી પાસે ઘરનું કંઈ પણ કામકાજ કરાવ્યું નથી, સઘળું પોતેજ અંગેજી લે, —એક કુલ્યુંબી ઉંચકવા નથી દીધું-એક સારીને કોર મૂંકવી હોય, કે એક સદરો ફાટેલો હોય તો તે સીવીને આપે. બદન પણ દરજી પાસે પોતેજ સીવાડી આપે, ને જેવું માતાજી આપે તેવું ખલકો ઓરવે તેમ પેહરી લેઉં! આરસીમાં મોંહડુંબી નહિં જોવું, ને 'ફૅશન' પ્રમાણે પોષાકબી નહિં પેહરૂં. આજની છોકરીઓની 'ફૅશન' ને માથાનાં વાળ તમે જોવો!

મારાં માતાજી સ્વર્ગવાસ થયાં ત્યારે મારી વય ૩૬) વર્ષ ને છ મહિનાની હતી.

મારાં માતાજીએ ૩૬) વર્ષો સૂધી એક નહાનાં બચ્ચાની જતન લે તેમ મારી જતન કાળજી કરીને સુખ–સગવડ આપ્યું છે. પિતાજીની જગ્યા પણ પોતેજ પૂરી; તેમની યાદ પણ પડવા નથી દીધી! પિતાજીની ખોટ બચપણ (સાત વર્ષ ને પાંચ મહિના) હોવાથી ઝાઝી નહિં લાગી! માતુશ્રીની નહિં પૂરાય તેવી ખોટ અતિશય અસહ્ય લાગી! આજે પણ તે ખોટ, તે પ્રેમાળ લાગણી–દિલસોઝી, તે અખુટ હેત અને અખંડ પ્રિતિ પૂરવા આ ખલક ખાલી છે!

તે સુંદર, સહનશિળ, શાંત, સબુરીવાળો દરેક તરફ દિલસોઝીથી જોનારો દયાળુ–માયાળુ ચેહરો, ૩૨ વર્ષો થયાં ફકત

**સબીમાં જોયાથી સધ્યારો ને સંતોષ**

મળે છે!

મહિરાંમાં ને સાસરિયાંમાં સઘળાં ઉપર અગણીત આભાર–ઉપકાર કરીને કુલ મિસાલ પમરતું નામ મૂકીને સ્વર્ગવાસ મૂકામ કર્યો!

જો માતાજીએ મ્યુઝિકમાં મને આગળ વધારવા ઉત્તેજન આપી શિખવ્યું નહિ હોત, તો મેં મારી આખી જીંદગી ઝુરી–ઝુરીને કાઢી હોત!

મનેજ નહિં, પણ કેંકોને મારાં માતાજીએ મદદ કીધી છે, એવી આશામાં કે "મારી પછી મારી દિકરીને કોઈબી જોશે;" પણ તેમની હૈયાતી પછી મને તો અક્કલહિણ ને દયાહિણ ઈનસાનોનાં નગુણાપણાનો અભ્યાસ કરવો પડયો!!

માતાજીએ કેંકોનાં જીવ બચાવ્યા છે; કેળવણીનાં કાર્યો–ક્રમ પૂરા કરવા કેંકોને પોતાના ઘરમાં આશરા–આધાર આપ્યા

છે; ૨૦) વર્ષો સૂધી કેંકોની ખુશીથી પરોણાગત કીધી છે. દેશાવરનાં, અને મુખ્ય કરીને વહુનાં મહિરી તરફનાં સગાંઓની સગવડ વીસ વર્ષો સૂધી ઉતારા-આશરા આપીને સાચવી છે! વીસ વર્ષો સૂધી પોતાનાં ઘરને સદાવૃતમાં, 'હોસ્ટેલ'માં, 'સેને-ટોર્યમ'માં, ઑસ્પીટલમાં, લગ્નસરાનાં ધામમાં, (બને, નહિં બને, તોપણ જીવ ઉપર ખેડી તન-મન-ધનથી) ફેરવી નાખ્યું છે! તેના બદલામાં કોઇ પણ તરફથી કોઇ પણ દહાડે કશી આશા રાખી નથી.

## આ મારૂં પુસ્તક માતાજીનેજ આભારી છે!

આવાં ફરેસ્તાઇ ખસલતનાં માતુશ્રીની ભલાઇનાં ભણતર ભણવામાં, જુદાઇથી ચીરાઇ જતાં મારા જખમી જીગરને ઘણી શાંતિઃ, ઘણો ગેબી દિલાસો મળે છે! આવાં એક સહનશિળ ડહાપણવાળાં, સબુરીવાળાં, શાંત સ્વભાવ અને શાંત મનનાં, માયાળુ માતુશ્રીનો

## બીનસ્વાર્થ, પવિત્ર પ્રેમ

પૃથ્વિની પ્રદક્ષિણા કરતાં પણ ન જડે!

માતાજી! આ જુઠ્ઠી જગત, અને દગલબાજ દુન્યામાં તમારી જગ્યા ૩૨) વર્ષો થયાં ખાલી જોવું છું! કોઇએ પૂરી નથી, કોઇ હવે પૂરશે નહિં! હવે મને જીવવા ગમતું નથી!

આટલી બધી ભલાઇનાં ડુંગરો ઊભા કરવા છતાં, તમારી હૈયાતી તેમજ હૈયાતી બાદ સગાં-સ્નેહીઓએ કેવી કદર બુઝી? તમારી હૈયાતી પછી નગુણાપણાંનાં કંગાળ નમુનાઓનું એક જંગી પ્રદર્શન મેં જોયું! જે જોતાં જીવ મુંઝાઇ ગયો! આવા

અક્કલનાં નમુનાઓ નિહાળીને જોતાં જોતાં ૩૨ વર્ષો પૂરાં થયાં! માય! હવે કંઇ ખમવાનું બાકી નથી! સગપણ કબરવાસ થયું! સઘળું સમાપ્ત! હવે આ જગત મને જોવા ગમતી નથી!

માય! ૧૯૦૩માં તમારાં મોત પછી ૩૧) વર્ષોમાં જે જે આફતો વરસવાની હતી તે વરસી રહી છે! જે જે સંકતો મારી સુજતમાં નિર્માણ થયલાં હતાં, તે સઘળાં છાતીમાં સાંતી દઈ મૂંગે મોંહડે સહન કર્યાં છે!

જેઓની જીંદગી બચાવી, તેઓએ આખરે ઉપકારનો બદલો અપકાર અને અપજશમાં વાળી આપ્યો; પણ દાદારની દરબારમાં તમારી નેકી નોંધાયલી છે!

તે કિરતાર બેહેસ્તમાં તમારા આત્માને શાંતિઃ આપે, એજ મારી દરરોજની ચાલુ બંદગી છે! શાંતિઃ! શાંતિઃ!!

અહુરમઝદ આપણા આત્માનો મિલાપ હવે ઉતાવળે કરાવે!

ગમખાર દિકરી,

ભીખાઇજી.



હવે, મારા મરહુમ પ્રેમાળ ભાઈ કવિ દા.દી. એ. તારા-પોરવાળાની કવિતાથી આ છેલ્લું પ્રકરણ શુરૂ કરૂં છું:

"સુખ તેને, જે પરને કાજે પ્રયત્ન કરે છે,
સુખ તેને, જે પરહિત નિજનાં હિતથી વધૂ ધરેછે;
સુખ તેને, જે અધર્મ કાજે દિલથી સદા ડરેછે,
સુખ તેને, જે સંતોષી થઇ સરજત તણે વરેછે."

દા. એ. તારાપોરવાળા.

## મારી વફાદારી.

આ પ્રકરણ લખી રહ્યા પછી એક સદ્‌ગ્રહસ્થ અચાનક મારી મુલાકાતે આવ્યા હતા. "કેમ ભીખાઇજી! વરી કંઇ ચીત્રી મારોછ કે?" મારા હાથમાં કલમ જોઇને બોલ્યા: કેટલીક વાત-ચીત પછી મેં આ મારા વ્હાલાનું લખાણ વાંચી સંભળાવ્યું, ત્યારે તેવણ બોલી ઉઠયા:—

"ભીખાઇજી! એક જીવ વગરની ચીજ ઉપર તમે ૫૦) વરસો સૂધી આવી નમુનેદાર વફાદારી દેખાડી, તો તમે જો પરણતે તો તમારા વર તરફ તમે કેટલી વફાદારી દેખાડતે!"

"પૂષ્કળ! તમે કદાચ અજબ થતે! પણ હું તો મારાં મનમાં ૫૦) વર્ષો થયાં પરણેલીજ છું! તમે જાણતા નહિં કે યુરોપમાં લેડી-મ્યુઝિશયનો પોતાનાં 'મેડન' નામથીજ ઓળ-ખાય છે, કારણ તેજ નામથી તેઓ જાણીતાં હોય છે, તો પછી પરણ્યા પછી ફેરવે કાંય? પેલા પારકા માટીડાને કાંય જગ-જાહેર કરે? જે મા-બાપે પાળી-પોષી, પૈસા ખરચી કેળવ્યાં હોય, તેઓને જગ-જાહેર કરે! ખરૂં કેની?"

"હા, બા, હા! હું સમજયો! તમે ભેદ-ભરમમાં બધું બોલોછ, તે સમજયો! તમારૂં લખાણુબી અલંકારીક ને તમેબી અલંકારીક! હોશે, બા! તમે જીવતાં રેહવ, તમારાં જેવાં મ્યુઝિકમાં બીજાં કોઇ ભીખાઇજી થાય, ને ૪૫) વર્ષો સૂધી શિખવે એ મને તો શક છે! કેમ ધીરજ રહી? 'માઇ ગૉડ'! ૫૦ વર્ષ પીઆનોને વલગી રહ્યાં! 'જીન્યસ'! ચાલો, હવે મને રજા આપો. હું જાઉંછ; તમારો ઘણો કીમતી વખત રોકયો! સાહેબજી!"

સંતાપજનક દારૂણ દુશ્મનો, સગાઓ, સગીઓ-સાવકીઓ, લોકો, જાત-પરજાત અને પરદેશીઓનાં ગેરવાજબી, કઠણ અદેખાઇથી ભરેલા અવિચારી શબ્દો કરતાં આ મધૂર વાજીંત્રે મારાં જીગરને ખુશ રાખી મારી જુવાની જાળવી રાખી છે. મારાં મનમાં હજી હું જુવાન લાગું છું!

કાનને કચવાટથી અથડતા જીવતાં ઇનસાનોનાં કઠોર અવાજ કરતાં આ જીવ વગરનાં વાજીંત્રનાં મીઠા અવાજથી મારાં મનને ઘણો આનંદ થયો છે, ને મારા વિચારો ખુદાઇ ખ્યાલ તરફ ખેંચાયલાં રહ્યા છે.

એક પતિવૃતા પત્નિ જેમ પોતાનાં વ્હાલા વરને વફાદારીથી વળગી રહે, તેમ ૫૦) વર્ષો સૂધી મારા વ્હાલા પીઆનોને હું વફાદારીથી વળગી રહી છું. જયારે મારા દસ દોસ્તદારો (આંગળાંઓ)ને લઇને એની આગળ હું જાવું છું, ત્યારે પેલા જીવતા વેહમાયલા ભરથારોની માફક એ મારો વ્હાલો અદેખાઇ કરતો નથી; પણ મને અને તેઓને આવકાર આપી અમોને ગુજરાનનું સાધન શોધી આપે છે, અમોને આશરો-આધાર આપે છે, અમોને સુખી, સ્વતંત્ર, સંન્તોષી બનાવી શાંતિઃમાં રાખે છે!

નહિં !" મેં મશ્કેરીમાંજ જવાબ આપ્યોઃ "સાંભળો ! અમે શિક્ષકો વહીતરાં વર્ષો સૂધી તમારી અને લોકોનાં છોકરાં પાછળ કર્યે તો તમો ચળકી-ઝળકી નિકળો, ને તમારો ઉઠાવ થાય ! નહિં તો તમોને કોણ પરણે ? આજે તો બધાંજ ઇંગ્રેજી ને મ્યુઝિક શિખેલી છોકરીઓ શોધે છે-પછી જાણતાં ગમે તે હોય ! મ્યુઝિકથી તો મારાં કેટલાં બધાં શિષ્યોનો ઉઠાવ થયો છે, ને તેઓ પરણ્યાં છે ! મા-બાપ પોતાનાં છોકરાંઓ પાછળ વહીતરાં કરે છે, તે તો ઘડપણની લાકડીઓ છે ! પણ શિક્ષકોને તો શિષ્યોની ને તેઓનાં મા-બાપની ગરજ પૂરી થઇ તો ઝાંખીને જોતાં-પૂછતાં કે યાદ કરતાંબી નથી ! પરણીને કેવી તાબેદારી ને ગુલામગીરી પેલા પારકા માટીડાની તમે કરશો તે દેખાડીશ !" આ સાંભળી તેવણ ચૂપ થઇ ગયાં. આ શિષ્ય થોડા વખતમાંજ પરણીને પરવારી ગયાં !

જ્યારે આ જીવ વગરનાં વાજીંત્રની સરખામણી જીવતાં-જાગતાં-જોતાં જીવવાળાં ઇનસાનો સાથે કરૂં છું, જ્યારે એની છાતી (પીઆનોની ચોપડી મૂકવાની 'ડૅસ્ક') ઉપર મારૂં થાકેલું માથું મૂકીને ઇનસાનની બેવફાઇ, બેઅદબી, બેવકુફાઇ, બૂરાઇ અને નિમકહરામીનો ખ્યાલ કરૂં છું, ત્યારે આવાં ઇનસાનોની મનોદશા ઉપર અફસોસનો નિસાસો નાંખું છું ! આ દોરંગી દુન્યાનાં સોરંગી સ્ત્રીઓ અને શખ્સોને ત્યારેજ નિરાશીથી નિહાળવાની મારી કમનસીબી છે !

આ મારો વ્હાલો (પીઆનો) કેવો ભાગ્યશાળી પગલાંનો, આનંદ અને આશિર્વાદ આપનારો છે કે મારાં 'હોમ સ્વીટ હોમ' (ઘર)માં વર્ષો સૂધી અન્ન-ધન ચાલ્યું આવ્યું છે; એટલુંજ નહિં, પણ દુઃખ, સંતાપ, એ સઘળું સંગીત અને સાહી-

ત્યમાં ગુંતાયલી રહી તેટલો વખત તમામ ભૂલી ગઇ છું ! એ વ્હાલાએ ૫૦ વર્ષો સૂધી મને ટેકવી રાખી છે !

મારે માટે એક યુરોપ્યન ખગોળશાસ્ત્રીએ લખેલું લખાણ ઓલેઓલ મારી આખી જીંદગીમાં ખરૂં પડ્યું છે, તે રજુ કરૂં છું:—

"......Skill and patience in your undertakings. A keen penetrating mind.

"......You possess many attractions for the opposite sex.. ...

"Secret enemies will not prevail long against you, as you will always be able to overcome their influence......Yours is a courageous nature, free, fearless and independent......

"You may achieve popularity or renown. You may be placed at the head of some undertaking and may be in some way prominent in your sphere of life. This position favours independent and original ventures .....

".. ...You might even cause astonishment by the greatness of your conceptions. Educational work of a high order would also probably appeal to you... ...This will assist you in developing your best traits and admirable qualities......

"You may realize the many blessings that Heaven intended to be yours......"

૨૫ વર્ષો ઉપર લખાયલું આ સઘળું લખાણ મારી આખી જીંદગીમાં ખરૂં પડયું છે. આ લખાણ મેં અસલ જેમ ઇંગ્રેજીમાં લખાયું છે, તેમજ રહેવા દીધું છેઃ તરજુમો કરવાની કંઈ જરૂર નથી; કારણ હવે તો બધાં ઇંગ્રેજી લખી–વાંચી–સમજી શકે છે.

એ ઉપરાંત એક 'ફ્રેનેલૉજીસ્ટ' મસ્તક–વિદ્યાશાસ્ત્રીએ મારી મસ્તક રેખા તપાસી જે અવલોકન લગભગ ત્રીસ વર્ષો ઉપર કર્યું હતું, અને મારામાં જે ખૂબી–ખામી આ બંન્ને શાસ્ત્રીઓએ પોતાના વિદ્યા–અભ્યાસ, ને શાસ્ત્રને આધારે કરી હતી, તે બંન્નેની ખરી પડી છે! એટલુંજ નહિં; પણ સાચ્ચું પૂરવાર થયું છે! વાંચક–વર્ગ ગમે તો માને યા નહિં માને, પણ મેં આખી જીંદગીમાં જોયું છે કે મારા બાબમાં તેઓનું શાસ્ત્ર અને જ્ઞાન ખરૂં પડયું છે! આ બે વિદ્યાન શાસ્ત્રીઓ કંઇ લઈ નાઠેલા 'બ્રાહ્મન–જોષી' નહિં હતા. ભાઇ શોરાબ જયારે પણ દેશાવર જાય કે મુંબઇમા હોય, ત્યારે શાસ્ત્રીઓ, પંડીતો ને વિદ્યાનોનાં સમાગમમાં ઘણા આવતા. એક વેળા મારા વ્હાલા ભાઇ શોરાબ પોતાની હૈયાતીમાં એક (ફ્રેનેલૉજીસ્ટ) મસ્તક–વિદ્યા જાણનારને ઘરમાં લાવ્યા હતા. ભાઇના આગ્રહથી તેવણે મારી મસ્તક રેખા તપાસી, ને તેવણ જો કે અમો બંન્ને ભાઇ–બ્હેનથી અજાણ્યા હતા અને દૂર દેશાવરથી આવ્યા હતા, તોપણ તેવણે જે જે કહ્યું, તે તે બધું ખરૂં ને સાચ્ચું નિકળ્યું! તેવણ જે કંઇ બોલ્યા, તે મેં તુરતજ તે વેળા નોંધી લીધું, જેનો સાર નીચે પ્રમાણે લખું છુંઃ—

"સ્વતંત્રતાથી રેહેવાની પ્રિતી બહુ. ઘણા માણસોમાં બેસે તો માનવંત જગ્યા મળે. બધાં ઉપર હકુમત રહે, 'હાજી–હા'

કરવાનો ખત્રાસ નહિં. વડા માણુસોથી નમ્રતા રાખીને ચાલો છો. પ્રમાણિકપણું સારૂં, હુન્નર અને કળા મેળવવાની શકિત તેમજ કુદરતી ખુબસુરતીની પિછાણુ કરવાની શકિત સારી હોવાથી સારૂં-નરસું હોય તે ઝટ સમજી જાવો. એ બધી શકિત સારી હોવાને લીધે મ્યુઝિકની શકિતને બહુ ઉત્તેજન મળેલું છે, અને મ્યુઝિકમાં સ્વર નાદ સમજવાની-ઓલખવાની શકિત સારી-ભાણુ આપી શકો, ગ્રંથો લખી શકો, ભાષા સમજવાની અને સમજાવવાની, તેમજ મુદ્દાઓ સમજી શકવાની શકિત બહુ સારી. સ્વભાવમાં મીઠાસ છે. ટંટામાં જે બાજુ ઇનસાફી હોય, તે બાજુની પક્ષ પકડો છો, ને ખોટું હોય તેનેથી ડરો છો. ઇમાન અને પ્રમાણિકપણું હોવાથી ગુસ્સાનું વધારે જોર નહિં ચાલે. ખાવા-પીવા પર ઝાઝો શોખ નહિં, પણુ વિદ્યા તરફ શોખ વધારે. તંદરોસ્તી જાળવવાની ઇચ્છા બહુ રહે છે."

ઉપલું બધું સાચ્ચું ખરૂં પડયું છે!

૫૦ વર્ષો સુધી એ મારા વ્હાલા (પીઆનો)નાં પાસાંમાં દબાઇ-ચંપાઇને હુંફાળી ભરાઇ રહી! મારા મ્યુઝિકનાં શિક્ષક મિસ ઍમીલી હૅાવેલે મારે માટે લખેલું ખરૂં પડયું :—

'I suppose you will all your life be wedded to music...

"......My teaching was from inspiration of the Divine Art, and you also had that natural talent born in you......"

"Emily Howell."

હવે પીઆનોનાં પાસાંમાંથી પરમેશ્વરનાં પાસાંમાં જઇને નિરાંતે શાંતિ:થી બેસવાની, તેમજ મારાં માત-પિતા, અને ભાઇ-પિત્રાઇને બેહેસ્તમાં ઉતાવળે મળવાની આશા રાખું છું ! હવે એકજ, આ મારી છેલ્લી આશા છે, તે સર્વેશ્વર સાંભળે અને ફળીભૂત કરે !

"Oh, may we soon again renew that song,
And keep in tune with heaven, till God ere long,
To His celestial concert us unite,
To live with Him, and sing in endless morn of light !"

*Milton.*





# TOWN HALL.

Sunday, January 6th, 1935, at 5-30 p. m. (S. T.)

# Farewell Pianoforte Recital

on the occasion of

## The Golden Jubilee

of the

## Divine Art-Music

[1885-1935.]

*Under the distinguished patronage of*

**The Governor of Bombay,**

*and*

**Lady Brabourne.**

SIR SHAPOORJI B. BILLIMORIA, Kt, Sheriff of Bombay.

*has kindly consented to preside and*

LADY BILLIMORIA,

*to distribute the Trinity College of Music, London, Certificates and Prizes and Silver Medals from*

BHIKHAIJI L. PALAMKOTE.



# Miss. Bhikhaiji. L. Palamkote's

## Erard Grand Piano.

